દાદા ભગવાન પ્રરૂપિત

# આપ્તવાણી

## શ્રેણી - ૭

સંપાદક : ડૉ. નીરુબેન અમીન

**પ્રકાશક** : **શ્રી અજિત સી. પટેલ**
**મહાવિદેહ ફાઉન્ડેશન**
દાદા દર્શન, ૫, મમતાપાર્ક સોસાયટી,
નવગુજરાત કોલેજ પાછળ, ઉસ્માનપુરા,
અમદાવાદ-૩૮૦૦૧૪, ગુજરાત.
**ફોન :** (૦૭૯) ૨૭૫૪૦૪૦૮



**પ્રથમ આવૃતિ** : ૫,૦૦૦ જાન્યુઆરી ૧૯૯૭
**રિપ્રિન્ટ** : ૮,૦૦૦ માર્ચ ૨૦૦૭ થી ઓક્ટોબર, ૨૦૧૩
**નવી રિપ્રિન્ટ** : ૨,૦૦૦ ડિસેમ્બર ૨૦૧૪

**ભાવ મૂલ્ય** : **'પરમ વિનય'**
**અને**
**'હું કંઈ જ જાણતો નથી', એ ભાવ !**

**દ્રવ્ય મૂલ્ય** : **૧૦૦ રૂા.**

**મુદ્રક** : મહાવિદેહ ફાઉન્ડેશન,
પાર્શ્વનાથ ચેમ્બર્સના બેઝમેન્ટમાં,
નવી રિઝર્વ બેંક પાસે, ઉસ્માનપુરા,
અમદાવાદ-૧૪.
**ફોન :** (૦૭૯) ૨૭૫૪૨૯૬૪

## મંગલાચરણ

નિજ સ્વભાવ સે સદ્ગુરુ, અગુરુ-લઘુ સર્વજ્ઞ હૈ,
સૂક્ષ્મતમા સિદ્ધ પરમગુરુ, સત્યમ્ નિશ્ચય વંદ્ય હૈ.

તેત્રીસ કોટિ દેવગણ, વિશ્વહિતાર્થે સ્વાગતમ્,
જગ કલ્યાણક યજ્ઞ મેં મંગલમય દ્યો આશિષમ્.

સિદ્ધ સ્વરૂપી મૂર્તમોક્ષ, ગલતી-ભૂલ કો માફી દ્યો,
વ્યવહારે સદ્બુદ્ધિ હો, નિશ્ચય મેં અભિવૃદ્ધિ દ્યો.

✠ ✠ ✠

## સમર્પણ

અહો ! અહો ! આ અક્રમિક આપ્તવાણી,
ઉલેચે અજ્ઞાન અંધાર, તેજ સરવાણી.
સંતપ્ત હૃદય ઠારી બનાવે આત્મસન્મુખી,
પ્રત્યેકા શબ્દો કરે સૂઝ ઊર્ધ્વપરિણામી.

વિશ્વસનીય આત્માર્થે, સંસારાર્થે પ્રમાણી,
મોક્ષપંથે એકમેવ દીવાદાંડી સમજાણી.
પાથરે સદા એ પ્રકાશ, અહો ! ઉપકારિણી,
ખોલી ચક્ષુ, હે પથી ! વાટ કાપ 'ઠોકર'-વીણી.

દિવ્યાતિદિવ્ય આપ્તપુરુષ અક્રમ વિજ્ઞાની,
'દાદા' શ્રીમુખે વહી વીતરાગી વાણી.
અહો ! જગતકલ્યાણાર્થે અદ્ભુત લહાણી,
કેવળ કારુણ્યભાવે વિશ્વચરણે સમર્પાણી.

✠ ✠ ✠

# ત્રિમંત્ર








નમો અરિહંતાણં
નમો સિદ્ધાણં
નમો આયરિયાણં
નમો ઉવજ્ઝાયાણં
નમો લોએ સવ્વસાહૂણં
એસો પંચ નમુક્કારો;
સવ્વ પાવપ્પણાસણો
મંગલાણં ચ સવ્વેસિં;
પઢમં હવઈ મંગલં ૧
ૐ નમો ભગવતે વાસુદેવાય ૨
ૐ નમઃ શિવાય ૩
જય સચ્ચિદાનંદ



## 'દાદા ભગવાન' કોણ ?

જૂન ૧૯૫૮ની એ સમી સાંજનો છએક વાગ્યાનો સમય, ભીડમાં ધમધમતાં સુરતનાં સ્ટેશન પર બેઠેલા એ.એમ.પટેલ રૂપી દેહમંદિરમાં 'દાદા ભગવાન' સંપૂર્ણપણે પ્રગટ થયા અને કુદરતે સર્જ્યું અધ્યાત્મનું અદ્‌ભુત આશ્ચર્ય ! એક કલાકમાં વિશ્વદર્શન લાધ્યું ! 'આપણે કોણ ? ભગવાન કોણ ? જગત કોણ ચલાવે છે ? કર્મ શું ? મુક્તિ શું ? 'ઈ. જગતના તમામ આધ્યાત્મિક પ્રશ્નોના સંપૂર્ણ ફોડ પડ્યા !

એમને પ્રાપ્તિ થઈ તે જ રીતે માત્ર બે જ કલાકમાં, અન્યને પણ પ્રાપ્તિ કરાવી આપતા, એમના અદ્‌ભુત જ્ઞાનપ્રયોગથી ! એને અક્રમ માર્ગ કહ્યો. ક્રમ એટલે પગથિયે પગથિયે, ક્રમે ક્રમે ઊંચે ચઢવાનું ! અક્રમ એટલે ક્રમ વિનાનો, લિફ્ટ માર્ગ ! શોર્ટકટ !

તેઓશ્રી સ્વયં પ્રત્યેકને 'દાદા ભગવાન કોણ ?'નો ફોડ પાડતા કહેતા કે, ''આ દેખાય છે તે 'દાદા ભગવાન' ન્હોય, અમે તો જ્ઞાની પુરુષ છીએ અને મહીં પ્રગટ થયેલા છે તે 'દાદા ભગવાન' છે, જે ચૌદ લોકના નાથ છે. એ તમારામાંય છે, બધામાંય છે. તમારામાં અવ્યક્તરૂપે રહેલા છે ને 'અહીં' સંપૂર્ણપણે વ્યક્ત થયેલા છે. હું પોતે ભગવાન નથી, મારી અંદર પ્રગટ થયેલા 'દાદા ભગવાન'ને હું પણ નમસ્કાર કરું છું.''

## આત્મજ્ઞાન પ્રાપ્તિની પ્રત્યક્ષ લિંક

પરમ પૂજ્ય દાદા ભગવાન (દાદાશ્રી) ગામેગામ-દેશવિદેશ પરિભ્રમણ કરીને મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવતા હતા. દાદાશ્રીએ પોતાની હયાતીમાં જ પૂજ્ય ડૉ. નીરુબેન અમીન (નીરુમા)ને આત્મજ્ઞાન પ્રાપ્તિ કરાવવાની જ્ઞાનસિદ્ધિ આપેલ. દાદાશ્રીના દેહવિલય બાદ નીરુમા તે જ રીતે મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ નિમિત્ત ભાવે કરાવતાં હતાં. પૂજ્ય દીપકભાઈ દેસાઈને દાદાશ્રીએ સત્સંગ કરવા માટે સિદ્ધિ આપેલ. નીરુમાની હાજરીમાં તેમના આશીર્વાદથી પૂજ્ય દીપકભાઈ દેશ-વિદેશોમાં ઘણાં ગામો-શહેરોમાં જઈને આત્મજ્ઞાન કરાવી રહ્યા હતા, જે નીરુમાના દેહવિલય બાદ ચાલુ જ છે. આ આત્મજ્ઞાન મેળવ્યા બાદ હજારો મુમુક્ષુઓ સંસારમાં રહીને જવાબદારીઓ પૂરી કરતાં પણ મુક્ત રહી આત્મરમણતા અનુભવે છે.

## સંપાદકીય

વાણી સાંભળવાના ઉદયો તો અનેક આવ્યા, પરંતુ જે માત્ર કાનને કે મનને સ્પર્શીને વહી ગઈ. કિન્તુ હૃદયસ્પર્શી વાણી સાંભળવાનો સમો ના સંધાયો. એ હૃદયસ્પર્શી વાણી કે જે સોંસરવી ઊતરી અજ્ઞાન માન્યતાઓને સડસડાટ ફ્રેકચર કરી નાખી સમ્યક્ દૃષ્ટિ ખુલ્લી કરે. જે નિરંતર ક્રિયાકારી બની જ્ઞાન-અજ્ઞાનના ભેદને પ્રકાશમાન કરતી રહે, એવી દિવ્યાતિદિવ્ય અદ્ભુત વાણી તો ત્યાં પ્રગટ થાય છે કે જ્યાં પરમાત્મા સંપૂર્ણપણે, સર્વાંગપણે પ્રગટ થયા હોય છે ! એવી દિવ્યાતિદિવ્ય વાણીનો અપૂર્વ સંયોગ વર્તમાને પ્રગટ જ્ઞાની પુરુષના શ્રીમુખેથી ઉપલબ્ધ બન્યો છે ! એ વેધક વાણીની અનુભૂતિ પ્રત્યક્ષ સાંભળનારને તો થાય છે, પણ વાંચનારને પણ અવશ્ય થાય છે.

જેમનું દર્શન કેવળ આત્મસ્વરૂપનું જ નહિ, પણ વ્યવહારના એક એક ક્ષેત્રમાં ચોગરદમથી ફરી વળી તે પ્રત્યેક ક્ષેત્રને, તે તે વસ્તુને સર્વ ખૂણાઓથી તથા તેની સર્વ અવસ્થાઓથી પ્રકાશિત કરી શકે છે તથા તેને 'જેમ છે તેમ' વાણી દ્વારા ખુલ્લું કરી શકે છે. એવા જ્ઞાની પુરુષની અનુભવપૂર્વકની નીકળેલી વાણીનો સર્વજનોને લાભ મળે તે અર્થે આપ્તવાણી શ્રેણી-૭માં તેઓશ્રીની જીવનવ્યવહાર સંબંધી નીકળેલી વાણીનું સંકલન કરવામાં આવ્યું છે. જીવનના સામાન્યમાં સામાન્ય પ્રસંગને જ્ઞાની પુરુષ જે દૃષ્ટિથી જુએ છે, તેનું જે વર્ણન સાદી-સરળ ભાષામાં કરે છે. તે તે પ્રસંગમાં વણાયેલી વ્યક્તિઓનાં મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર-વાણી તથા વર્તનને તેઓ 'જેમ છે તેમ' જોઈને આપણી સમક્ષ તેનું હૂબહૂ વર્ણન તાદૃશ્ય ખડું કરી દે છે.

'ભોગવે તેની ભૂલ', 'જાણી-બૂજીને છેતરાવું', 'ભીડ નહિ, ભરાવો નહિ', 'ફ્રેકચર થયું કે સંધાયું ?' 'રાહ જોવાનાં જોખમ', 'જગત પ્રત્યે નિર્દોષ દૃષ્ટિ' આવી અનેક મૌલિક, સ્વતંત્ર અને 'મોસ્ટ પ્રેક્ટિકલ' વ્યવહારુ ચાવીઓ જ્ઞાની પુરુષ થકી પ્રથમ વાર જગતને મળે છે.

પ્રસ્તુત ગ્રંથમાં પ્રગટ જ્ઞાની પુરુષની એ હૃદયસ્પર્શી વાણીનું સંકલન કરવામાં આવ્યું છે કે જેમાં આવા થોડાક પ્રસંગોને વિગતવાર પ્રકાશિત કરવામાં આવ્યા છે, જેથી પ્રત્યેક સુજ્ઞ વાચકને પોતાના જીવન વ્યવહારમાં એક નવી જ દૃષ્ટિ, નવાં જ દર્શનની તેમજ વિચારક દશાની નવી જ કડીઓ ખુલ્લી થવામાં મદદરૂપ થાય તેવો અંતરઆશય છે.

જ્ઞાની પુરુષની વાણી ઉદયાધીનપણે, દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને સામી વ્યક્તિના ભાવને આધીન નીકળતી હોય છે અને છતાં જગત્-વ્યવહારના વાસ્તવિક નિયમોને પ્રગટ કરનારી તથા સદાકાળ અવિરોધાભાસ હોય છે. સુજ્ઞ વાચકને એ વાણીમાં વિરોધાભાસની ક્ષતિ ભાસિત થાય તેમાં માત્ર સંકલના જ એકમેવ કારણ હોઈ શકે !

- ***ડૉ. નીરુબેન અમીન***

# ઉપોદ્ઘાત

**- ડૉ. નીરુબેન અમીન**

જીવનના સીધા-સાદા રોજ બનતા પ્રસંગોમાં અજ્ઞાન દશામાં કષાયોનો વિસ્ફોટ કઈ રીતે થાય છે, કેવા સંજોગોમાં થાય છે. તેના ગુહ્ય તેમજ દેખીતાં કારણો શું ? તેનો ઉપાય શું ? તેમજ આવાં કષાયોના વિસ્ફોટ થવાના પ્રસંગોમાં કઈ રીતે વીતરાગ રહેવાય ? તેની સર્વ ચાવીઓનો સુંદર, સરળ ને સોંસરી ઊતરી જાય તેવી, સચોટ દૃષ્ટાંતો સાથેની સમજ અત્રે પ્રગટ કરવામાં આવી છે.

પ્રસંગ ભલે સાવ સાદો હોય, આપણે ઘણી વાર અનુભવ્યો હોય કે સાંભળ્યો હોય, પરંતુ તે પ્રસંગે થતી આંતરિક સૂક્ષ્મ પ્રક્રિયાઓ, પોતા પર તેમ જ સામા પર, તે સર્વનું સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિશ્લેષણ જ્ઞાની પુરુષે જે રીતે કર્યું છે કે જે ક્યાંય પણ કે ક્યારેય પણ જોવામાં નહીં આવ્યું હોય. અરે, ખુદ એમની પાસે પ્રત્યક્ષ સાંભળનારાને પણ અલગ અલગ જગ્યાએ સૂચન કરવામાં આવેલાં રહસ્યો દૃષ્ટિગોચર બની જઈ વિસારે પડે છે. જે અત્રે એકત્રિતપણે સંકલિત કરવા થકી સર્વ એંગલથી તે વ્યુપોઈન્ટ સ્પષ્ટતાને પામે છે, જે એનાલિસીસ સુજ્ઞ વાચકને એના જીવનના પ્રસંગે પ્રસંગે દીવાદાંડીરૂપ બની રહે છે.

## ૧. જાગૃતિ, જંજાળી જીવનમાં...

આ સંસારનો માર રાતદા'ડો ખાય છે છતાં સંસાર મીઠો લાગે છે એય અજાયબી જ છે ને ! માર ખાય ને ભૂલી જાય, તેનું કારણ છે મોહ ! મોહ ફરી વળે ! ડિલિવરીમાં સ્ત્રીઓને જબરજસ્ત વૈરાગ આવે ને બાળક જુએ ને બધું ભૂલી જાય ને બીજાની રાહ જુએ ! માયાનો માર એટલે પોતાના સ્વરૂપની અજ્ઞાનતાને લીધે વહોરી લીધેલો સંસાર ને તેનો ખાય માર ! સેલટેક્ષ, ઈન્કમટેક્ષ, ભાડાં, વ્યાજ, બૈરી-છોકરાંનાં ખર્ચા, આ બધી તલવારો માથે લટકે છે, રાતદા'ડો ! છતાં અક્રમ વિજ્ઞાન એમાં નિરંતર નિર્લેપ રાખી પરમાનંદમાં રાખે છે ! સ્વરૂપ જ્ઞાનથી જ જંજાળો છૂટે ! જીવનમાં 'શું હિતકારી ને શું નહીં' એનું સરવૈયું કાઢતાં આવડવું જોઈએ. પૈણતાં પહેલાં 'પૈણ્યાનું પરિણામ રાંડવાનું' એ લક્ષમાં હોવું જ જોઈએ.

બેમાંથી એકને તો જ્યારે ત્યારે રાંડવાનું જ ને ?

આબરૂદાર તો તેને કહેવાય કે જેની સુગંધી ચારેકોર આવે ! આ તો ઘેર જ ગંધાતો હોય ત્યાં બીજાંની ક્યાં વાત ?

નકલ કરવાવાળો ક્યારેય રોફ ના પાડી શકે ! બહાર જાય ને પેંટને ઠોકઠોક કરે ! અલ્યા, કોઈ તને જોવા નવરું નથી ! સહુ સહુની ચિંતામાં પડેલાં છે !

પોતાનું હિત ક્યારે થાય ? પારકાનું કરે ત્યારે ! સાંસારિક હિત એટલે નૈતિકતા, પ્રમાણિકતા, કષાયોની નોર્માલિટી, કપટ રહિતતા. અને આત્માનું હિત એટલે મોક્ષપ્રાપ્તિ પાછળ જ પડવું તે !

## ૨. લક્ષ્મીનું ચિંતવન ?

સામાન્ય જન સમાજમાં લક્ષ્મી સંબંધી પ્રવર્તતી અવળી માન્યતાઓ ક્યાં ક્યાં કેવી રીતે માણસને અધોગતિનાં બીજ રોપાવી દે છે, તેનો સુંદર ચિતાર જ્ઞાની પુરુષ રજૂ કરે છે અને

*"લક્ષ્મી એ તો બાયપ્રોડક્ટ છે."* - **દાદાશ્રી**

એમ કહીને લક્ષ્મીના પ્રોડક્શનમાં ડૂબેલા લોકોની આંખ ખોલી દે છે ને આખી જિંદગીની ગધ્ધામજૂરીનું એક વાક્યમાં જ બાષ્પીભવન કરાવી દે છે ! એટલું જ નહિ, પણ આત્મા પ્રાપ્ત કરી લેવો એ જ મેઈન પ્રોડક્શન છે તે પકડાવી દે છે !

લક્ષ્મીનો સંઘરો કરનારાઓને લાલબત્તી ધરાઈ છે કે આ કાળની લક્ષ્મી ક્લેશ લાવનારી છે, એ તો વપરાઈ જાય તે જ ઉત્તમ. તેમાંય ધર્મના માર્ગે વપરાય તો સુખ આપીને જશે ને અધર્મના માર્ગે તો રોમે રોમે કૈડીને જશે. અધર્મથીય નિશ્ચિત છે એટલી જ લક્ષ્મી આવશે ને ધર્મથીય નિશ્ચિત છે એટલી જ લક્ષ્મી આવશે, તો પછી અધર્મ કરી આ ભવ ને પરભવ શા માટે બગાડવો ?

લક્ષ્મી મેળવવાના વિચાર ના કરાય. પરસેવો લાવવા કોઈ વિચાર કરે છે ? એવો સુંદર પણ સચોટ દાખલો જ્ઞાની પુરુષ કેટલી સુંદર રીતે

ફીટ કરાવી દે છે !

લક્ષ્મી પ્રાપ્ત કરવામાં રેસકોર્સ મુખ્ય ભાગ ભજવી જાય છે, જેનું પરિણામ માત્ર હાંફી મરવા સિવાય કંઈ જ આવતું નથી.

લક્ષ્મી માટે 'સંતોષ રાખવો, સંતોષ રાખવો'નાં નગારાં દરેક ઉપદેશકો વગાડે છે, કિન્તુ જ્ઞાની પુરુષ તો કહે છે કે એમ સંતોષ રાખ્યો રહે જ નહીં ! અને એ આપણો રોજનો અનુભવ છે. એટલું જ નહીં, પરંતુ સંતોષ માટેનું એક્ઝેક્ટ વૈજ્ઞાનિક રહસ્ય ખુલ્લું કરે છે કે,

*"સંતોષ તો, જેટલું જ્ઞાન હોય એટલા પ્રમાણમાં એની મેળે સ્વભાવિક રીતે સંતોષ રહે જ. સંતોષ એ કરવા જેવી ચીજ નથી, એ તો પરિણામ છે."*

**- દાદાશ્રી**

લક્ષ્મીનું ધ્યાન આત્મધ્યાન કે ધર્મધ્યાનને બાધક નીવડે છે. કારણ કે...

*"લક્ષ્મીના સ્વતંત્ર ધ્યાનમાં ઉતરાતું હશે ? લક્ષ્મીનું ધ્યાન એક બાજુ છે તો બીજી બાજુ ધ્યાન ચૂકીએ છીએ. સ્વતંત્ર ધ્યાનમાં તો લક્ષ્મી શું, સ્ત્રીનાય ધ્યાનમાં ના ઊતરાય, સ્ત્રીના ધ્યાનમાં ઊતરે તો સ્ત્રી જેવો થઈ જાય ! લક્ષ્મીના ધ્યાનમાં ઊતરે તો ચંચળ થઈ જાય. લક્ષ્મી ફરતી ને એય ફરતો ! લક્ષ્મી તો બધે ફર્યા કરે નિરંતર, એવો એય બધે ફર્યા કરે. લક્ષ્મીનું ધ્યાન જ ના કરાય. મોટામાં મોટું રૌદ્રધ્યાન છે એ તો !"*

**- દાદાશ્રી**

લક્ષ્મીની ચિંતવનાનાં ભયંકર પરિણામો જે સૂક્ષ્મ સ્તરે થતાં હોય તે જ્ઞાની સિવાય કોણ સ્પષ્ટ કરી શકે ? લક્ષ્મીની વધુ આશા રાખવી એટલે સામાની થાળીમાંથી કોળિયો ઝૂંટવી લેવો એના જેવો ગુનો છે, આ જોખમ કોણે જાણ્યાં ?

રાત-દા'ડો લોકોની લક્ષ્મીની ભજનાને જ્ઞાની પુરુષ ઘા કરતાં જણાવે છે કે,

*"તો પછી મહાવીરની ભજના બંધ થઈ ને આ ભજના ચાલુ થઈ, એમ ને ? માણસ એક જગ્યાએ ભજના કરી શકે, કાં તો પૈસાની ભજના*

*કરી શકે ને કાં તો આત્માની. બે જગ્યાએ એક માણસનો ઉપયોગ રહે નહિ. બે જગ્યાએ ઉપયોગ શી રીતે રહે ?''* **- દાદાશ્રી**

એક મ્યાનમાં બે તલવાર ના રહે. આખી જિંદગી ભગવાનને ભૂલી લક્ષ્મીની પાછળ પડી દોડ્યા, પડ્યા, આખડ્યા, ઢીંચણોય છોલાયા, છતાં દોડ ચાલુ રાખી, પણ અંતે મળ્યું શું ? પૈસા કંઈ જોડે લઈ જવાયા ? લક્ષ્મી જોડે લઈ જવાતી હોત તો તો શેઠ ત્રણ લાખનું દેવું કરીને જોડે લઈ જાત ને છોકરાઓ પાછળથી ચૂકવ્યા કરત ! એ અદ્‌ભુત દાખલો આપી લક્ષ્મીના પૂજારીઓને જબરજસ્ત ચાબખો જ્ઞાની પુરુષ આપે છે ! એ દૃષ્ટાંતનું વર્ણન કરતાં શેઠની રૂપરેખા, તેમની ડિઝાઈન, તેમના મનની કંજૂસાઈ, એ બધાનું વર્ણન શબ્દો દ્વારા કરે છે, પણ સાંભળનારને-વાંચનારને તાદશ્ય ચિત્રપટ ખડું કરી દે છે ! જ્ઞાની પુરુષની આ ગજબની ખૂબી છે, જે મનને જ નહિ પણ સામાના ચિત્તને પણ હરી લે છે !

લક્ષ્મીની પાછળ રાત-દહાડો મહેનત કરનારાઓનો જ્ઞાની પુરુષ એક જ વાક્યમાં છેદ ઉડાડી મૂકે છે કે...

*''લક્ષ્મીજી તો પુણ્યશાળીઓની પાછળ ફર્યા કરે છે અને મહેનતુ લોકો લક્ષ્મીજીની પાછળ ફરે છે !''* **- દાદાશ્રી**

એટલે ખરો પુણ્યશાળી કોને કહ્યો ? જે સહેજ મહેનત કરે ને ઢગલેબંધ પૈસા મળે !

*''જે ભોગવે છે એ ડાહ્યો કહેવાય, બહાર નાખી દે એને ગાંડો કહેવાય ને મહેનત કર્યા કરે એ તો મજૂર કહેવાય.''* **- દાદાશ્રી**

આ કેવી ટૂંકી પણ ઉમદા વ્યાખ્યાઓ !

લક્ષ્મી સ્પર્શનાનો નિયમ છે, તે નિયમની બહાર લક્ષ્મીનો સ્પર્શ થઈ શકે જ નહિ પછી તે ઓછી આવે તો હાયવોય શી ? ને વધારે આવે તો છાક શો ?

*''આપણે તો ભીડ ના પડે અને ભરાવો ના થાય એટલું તો બહુ થઈ ગયું.''* **- દાદાશ્રી**

લક્ષ્મી સંબંધના આ સૂત્રને જીવનમાં વણીને જગત સામે ધરાવાયું છે ! ભરાવાના પૂજક ને ભીડના વિરાધકો, બન્નેને બેલેન્સમાં આ સૂત્ર લાવી દે છે !

## ૩. ગૂંચવાડામાંય શાંતિ

ઊઠ્યા ત્યાંથી ગૂંચવાડો. ટેબલ પર ચા પીતાંય ભાંજગડ ને જમતાંય ભાંજગડ ! ધંધામાં ભાગીદારના લપકાં ને ઘેર બૈરીના લપકાં ખાવાનાં ! આ ગૂંચવાડામાંથી બહાર નીકળવું હોય તો 'રિયલ'માં આવવું પડશે. 'રિલેટિવ'માં તો ગૂંચવાડો જ નર્યો છે !

પરવશતા કોઈનેય ગમે નહીં પણ પરવશતાની બહાર જઈ ના શકાય. રોજ એની એ જ ખોલી, એનો એ જ પલંગ ને એનું એ જ ઓશીકું ! નો વેરાઈટી !

સંસારના સરવૈયામાં શું સાંપડ્યું ? સરવૈયું જોઈએ તો અત્યારે જ નીકળે તેમ છે ! સિલ્લકમાં શું સુખ મળ્યું ?

## ૪. ટાળો કંટાળો

કોઈ જગ્યા બોજારૂપ, કંટાળારૂપ ના લાગે તેવી આંતરિક સ્થિતિએ પહોંચવાનું છે !

ઉપયોગમય જીવનની સૂક્ષ્મમાં સૂક્ષ્મ જાગૃતિ જ્ઞાની ખીલવે છે કે આ નખ કાપીને રસ્તામાં નાખી દે ત્યાં અસંખ્ય કીડીઓ ભેગી થાય, તેના પર કોઈનો પગ પડે તો ? આનું નિમિત્ત નાખનારો બને ! પરિણામની દૃષ્ટિ જ્યાં ખૂલતી જાય ત્યાં આત્મા પ્રગટ થતો જાય. એમાં પરિણામને જે જાણે છે તે આત્મા છે.

## ૫. ચિંતાથી મુક્તિ

ચિંતા વિનાનું કોણ હશે ? 'મારું શું થશે' કરીને પાર વગરની ચિંતા કરે ! ચિંતા મોકલે છે કોણ ? કોઈ મોકલનારો નથી. ચિંતાનું મૂળ કારણ, ચિંતા એ મોટામાં મોટો અહંકાર છે. 'આ હું ચલાવું છું, મારા વગર થાય નહીં' એવી જેને માન્યતા છે તેને જ ચિંતા થાય. અને એ જ અહંકાર !

જેની ચિંતા ગઈ તેને વર્તે સમાધિ ! કર્તા સબંધીનું કરેક્ટ જ્ઞાન, 'વ્યવસ્થિત કર્તા' છે એ જ્ઞાન ચિંતામુક્ત કાયમને માટે કરાવે છે ?

છોડીને પૈણાવાની ચિંતા, ધંધામાં ખોટ જાય ત્યારે ચિંતા, માંદા થાય કે ચિંતા ! ચિંતા કરવાથી ઊલટાં અંતરાય કર્મ પડે છે !

જ્ઞાની પુરુષ આત્મજ્ઞાન કરાવે, વાસ્તવિકતામાં 'કર્તા કોણ છે' એ સમજાવે, 'વ્યવસ્થિત શક્તિ' કર્તા છે. ત્યારે કાયમની ચિંતા જાય. ચિંતા બંધ થાય ત્યારથી જ મોક્ષમાર્ગ શરૂ થયો કહેવાય !

આ વર્લ્ડમાં કોઈને કંઈ પણ કરવાની સત્તા નથી, બધું પરસત્તામાં જ છે.

સહજ અહંકારથી સંસાર ચાલ્યા કરે પણ આ ચિંતા તો વિકૃત થયેલો અહંકાર, તે જીવ બાળ્યા જ કરે રાતદા'ડો !

પ્રતિકૂળ સંજોગો આવે ત્યારે ચિંતા કરે તો, બે ખોટ ખાય ને ચિંતા ના કરે તો એક જ ખોટ ખાય ! અને જે કેવળ આત્મામાં જ રહે છે એને તો ક્યાંય ખોટ જ નથી ! અનુકૂળ-પ્રતિકૂળ બેઉ સરખું જ છે ત્યાં !

## ૬. ભયમાંય નિર્ભયતા

આખું વર્લ્ડ સામું થાય તોય આપણને જરાય મહીં ના હાલે એવું હોવું જોઈએ.

સામાન્ય રીતે 'હું પ્રયત્ન કરું છું, કોશીશ કરું છું.' એ ખોટું પેસી ગયું છે. જે મેળે જ થઈ જાય છે, તેને કરવાનું ક્યાં રહ્યું ?

ભય-ભડકાટ તે ક્યાં સુધીનો હોય ? રાત્રે જરાક ઉંદરે ખખડાવ્યું હોય ત્યાં ભૂત પેઠું કરીને આખી રાત ફફડે ! ખાલી વા ફુંકાયો કે વડોદરા પર બોમ્બ પડવાનો, તે ચકલાં બધાં ઊડી જાય ! આખું ગામ ખાલી કરી જાય !

કુદરતના ગેસ્ટ તરીકે જીવે તેને શો ભો ? કુદરત જરૂર જેટલું મોકલી આપે જ છે. 'લોકોને કેવું લાગશે ?' કરીને ભય પામ્યા કરે ! એવો ભય તે રખાતો હશે ? ઈન્કમટેક્ષનો કાગળ આવે કે ફફડી મરે ! 'તાર લો' સાંભળીને ફફડી મરે ! નર્યાં આર્તધ્યાન-રૌદ્રધ્યાનમાં જીવે ! માટે

વીતરાગ થવાનું છે. વીતરાગ થાય તેના સર્વ પ્રકારનાં ભય જાય ! જ્ઞાનીને ભય શાથી ના હોય ? જ્ઞાનીઓને જ્ઞાનમાં વર્તાયા કરે કે આ જગત બિલકુલ કરેક્ટ જ છે માટે !

કુદરતી રીતે એની મેળે બુદ્ધિ વપરાય એટલી જ બુદ્ધિ કામની, બીજી બધી બુદ્ધિ બળાપો કરાવે. કો'કને એટેક આવેલો જુએ ત્યાંથી બળાપો શરૂ થાય કે મનેય એટેક આવશે તો ? આ બધી વધારાની બુદ્ધિ ! એવી બુદ્ધિ ખોટી શંકા કરાવે. ખાલી લૂંટારાનું નામ પડે કે શંકામાં પડી જાય, લૂંટાવાની વાત તો રહી ક્યાંય દૂર ! માટે ક્યાંય કશાથી ગભરાવા જેવું નથી ! આખા બ્રહ્માંડના માલિક આપણે 'પોતે' જ છીએ ! કોઈની એમાં ડખલ છે જ નહીં. ભગવાનની પણ ડખલ નથી ! જે કંઈ સારું-ખોટું બની રહ્યું છે તે તો આપણો હિસાબ ચૂકવાવડાવે છે !

નિરંતર ભયવાળું જગત છે, પણ ભય કોને છે ? અજ્ઞાનતા છે તેને, શુદ્ધાત્મા થયા તેને ભય શેનો ? ભય લાગે કે નિર્ભયતા રહે, બન્ને જાણવાની ચીજો છે.

શેઠે પચાસ હજાર દાનમાં આપ્યા, પણ પછી મિત્રે કહ્યું કે 'અહીં ક્યાં આપ્યા ? આ તો ચોર લોકો છે, પૈસા ખાઈ જશે !' ત્યારે શેઠ શું કહે, 'એ તો મેયરના દબાણથી આપ્યા, નહીં તો હું પાંચ રૂપિયાય આપું એવો નથી !' આ ક્રિયા તો ઉત્તમ થઈ, સત્કાર્ય થયું પણ તે ગયા ભવના ભાવ ચાર્જ કરેલા તેનું આ ડિસ્ચાર્જમાં ફળ આવ્યું ને દાન અપાયું. પણ આજે નવું શું ચાર્જ કર્યું ? જે ભાવના કરી, પાંચ રૂપિયા પણ આપું એવો નથી, તે ચાર્જ થયું !

## ૭. કઢાપો-અજંપો

કપ-રકાબી, નોકરથી તૂટી જાય તે પ્રસંગનું વર્ણન, એમાં નોકરની વ્યથા, શેઠાણીનો ઉકળાટ, શેઠનો અજંપો અગર તો કઢાપો થાય. દરેકની બાહ્ય તેમ જ આંતરિક અવસ્થાઓનું એક્ઝેક્ટ 'જેમ છે તેમ' વર્ણન જ્ઞાની પુરુષ કરે છે. નોકરને વઢાય નહીં એવો ઉપદેશ અસંખ્ય વાર સાંભળ્યો પણ તે કાન સુધી જ રહે, હૃદય સુધી પહોંચે જ નહીં. જ્યારે જ્ઞાની પુરુષનાં વચનો હૃદય સુધી પહોંચે છે ને નોકરને ક્યારેય વઢવાનું બને જ નહીં

એવી સાચી સમજણ ઊભી થઈ જાય છે. પરિણામે અત્યાર સુધી નોકરનો જ દોષ જોનારાને પોતાની ભૂલ દેખાય છે, જે ભગવાનનો ન્યાય છે !

આમાં નોકરને જ દોષિત ઠેરવી તેના પર આક્ષેપ મૂકાય છે, વઢાય છે. ત્યારે જ્ઞાની શું કહે છે કે નોકર શેઠનો વિરોધી નથી. તેમાં તેનો ગુનો શું ? નોકર વેર બાંધીને જાય એવી આપણી વાણીને સ્થાને સૌ પ્રથમ તે દાઝ્યો છે કે નહીં તેની તપાસ શું ના હોવી ઘટે ? 'ભઈ, તું દાઝ્યો તો નથી ને ?' આટલા જ શબ્દો નોકરની તે સમયની ગૂંગળામણને કેવી ગજબની રીતે રિલીઝ કરી દે છે ! વળી તે દઝાયો ના હોય તો 'ભઈ, ધીમે રહીને ચાલજે' એવી સહજ ટકોર તેનામાં કેટલું બધું પરિવર્તન લાવવાનું સામર્થ્ય ધરાવે છે અને ત્યાં કઢાપો કરે તો શું વળે ?

*"જેનો કઢાપો-અજંપો જાય તે ભગવાન કહેવાય."* - **દાદાશ્રી**

આ સીધું સાદું વાક્ય ઠેઠ ભગવાન પદની પ્રાપ્તિના માર્ગ મોકળા કરી દે છે ! કઢાપો ને અજંપો આ શબ્દો ખૂબ જ સામાન્યપણે ગુજરાતીમાં વપરાય છે, પણ તેની સાચી ને સંપૂર્ણ સમજ જે રીતે દાદાશ્રીએ આપી છે એ તો અદ્‌ભુત જ છે !

કોઈ પણ જીવને દુઃખ દે તો મોક્ષ અટકે, તો આ નોકર તો મનુષ્ય રૂપમાં છે, એટલું જ નહિ આપણો આશ્રિત ને સેવક છે ! હૃદયસ્પર્શી શબ્દોમાં જ્ઞાની આપણા નોકર પ્રત્યેના અભાવો કેવા ભાવમાં ફેરવી દે છે !

પોતાની કરકસરવાળી પ્રકૃતિથી ઘરનાં બધાંને દુઃખ થાય તે સમજાયા બાદ 'પોતાનું કરકસર વગર ઘર કેમ ચાલે ?'નું જ્ઞાન બદલી મન નોબલ રહે તો જ બધાંને સુખ આપી શકાય, એવું જ્ઞાન ફીટ થાય ત્યારે મૂંઝામણ અટકે !

સફાઈના આગ્રહીઓને પૂજ્ય દાદાશ્રી કેવું થર્મોમીટર દેખાડે છે ?

*"સફાઈ એડમીટ એટલી કરવી સારી કે જે પછી મેલી થાય તોય આપણને ચિંતા ના થાય."* - **દાદાશ્રી**

જગત આખું બે ખોટ ખાય છે : એક તો વસ્તુ ગુમાવી તે ભૌતિક

ખોટ ને બીજું કઢાપો-અજંપો કર્યો તે આધ્યાત્મિક ખોટ ! જ્યારે જ્ઞાની એક જ ખોટ ખાય, ભૌતિક એકલી જ, કે જે અનિવાર્ય જ હતી તે.

પ્યાલા ફૂટે ત્યારે, નવા આવશે અગર તો 'ભલું થયું ભાંગી જંજાળ' એમ કરીનેય જે આનંદમાં રહી ગયો તેને, ચિંતા કરવાની જગ્યાએ આનંદમાં રહ્યો માટે પુણ્ય બંધાય ! ખોટમાંય નફો કરવાની કેવી સુંદર કળા !

વસ્તુની મમતા વસ્તુનો વિયોગ થતાં દુઃખ દે, પણ એ જ પ્યાલા પાડોશીને ત્યાં ફૂટે તેવું પોતાને ત્યાં ફૂટે ત્યારે રહે તે ભગવાન થાય ! પોતાપણું છૂટ્યાનું પરિણામ સરળ રીતે સમજાવવાની જ્ઞાનીની કળા તો જુઓ ! એ જ પ્યાલા ફૂટે ને કઢાપો-અજંપો થાય ત્યારે પરિણામમાં શું ભોગવવાનું થાય ? જાનવર ગતિ !

## ૮. ચેત જીવડા, અંતિમ પળોમાં

મરણ પથારીએ પડ્યો હોય તોય એંસી વર્ષનો કાકો નોંધ કર્યા કરે કે 'ફલાણા વેવાઈ તો ખબર જોવાય ના આવ્યા !' અલ્યા, પરભવની પોટલીઓ સંકોર ને ! શું તોપને બારે ચઢાવવા છે વેવાઈને અત્યારે ? મરતી વખતે જિંદગીનું સરવૈયું કાઢવાનું છે બધાની જોડે બાંધેલાં વેરઝેર, રાગ-દ્વેષનાં બંધનો પ્રતિક્રમણ, હૃદયપૂર્વક પસ્તાવો કરી છોડવાનાં છે ! એક કલાક જો મરતાં પહેલાં પ્રતિક્રમણ કરવા મંડી પડે તોય આખી જિંદગીના પાપો બધાં ધોવાઈ જાય તેમ છે ! જિંદગીના છેલ્લા કલાકમાં આખા ભવનું સરવૈયું જોઈ લેવાનું હોય. અને એ સરવૈયા પ્રમાણે એનો આગળનો અવતાર થાય. આખી જિંદગી ભક્તિ કરી હોય તો અંત સમયે પણ ભક્તિ જ થાય. ને કષાય કર્યા હોય તો તે જ થાય !

સ્વજનના અંત સમયે સગાંવહાલાંઓએ એમની ખૂબ કાળજી લેવી જોઈએ. એ ખુશ રહે, તેમ જ ભક્તિમાં, જ્ઞાનમાં રહે તેવું વાતાવરણ રાખવું.

આ સગાં-સબંધીઓનો સથવારો ક્યાં લગી ? સ્મશાન લગી. કબીર સાહેબે કહેલું, તું જન્મ્યો ત્યારે લોક હસે ને તું રડતો હતો. હવે દુનિયામાં આવીને એવું કંઈક કર કે જતી વખતે તું હસે ને લોક રડે !

સગું મર્યું હોય ત્યારે લોક કલ્પાંત કરે. કલ્પાંત એટલે એક 'કલ્પ'ના અંત સુધી ભટકવાનું.

મર્યા પછી લોક ચૂંથાચૂંથ બહુ કરે. કેમના મરી ગયા ને કોણ ડૉક્ટર હતા ને શું દવા કરી ? એના કરતાં બધાંને કહેવું, કાકાને તાવ આવ્યો ને ટપ, શોર્ટ કટ ! જેટલું આયુષ્યકર્મ હોય તેટલું જ જીવાય. એક સેકન્ડ પણ વધુ ના જીવી શકાય એવું એક્ઝેક્ટ 'વ્યવસ્થિત' છે જગત !

છોકરો મરી જાય પછી રડ્યા કરે, ભૂલે નહીં. તેથી શું વળે ? ગયા એ ગયા. રામ તારી માયા. ફરી એ ના ભેગા થાય. દીકરાની યાદ આવે તો એના આત્માનું કલ્યાણ થાવ એમ પ્રાર્થના કરવી ને તેનાં પ્રતિક્રમણો કરવાં.

મરણ પાછળ લૌકિક કરવાનાં રિવાજ. લૌકિક એટલે સુપરફ્લ્યુઅસલી સામસામી કરવાનો વ્યવહાર. ત્યારે એને સાચો માને છે લોકો ને દુઃખી થાય છે !

હિન્દુસ્તાનમાં મરનારને ભય નથી કે મને કોણ ખભો દેશે !

કુદરતનો નિયમ છે કે આપણું મરણ આપણી સહી વગર આવી શકે જ નહીં ! દુઃખના માર્યા ગમે ત્યારે છેલ્લી ઘડીએય સહી કરી આપે જ ! એટલું સ્વતંત્ર છે જગત !

આત્મહત્યાથી કંઈ છૂટકારો નથી. બીજા સાત ભવ આવા જ જાય ! પોતે પરમાત્મા, તેને આપઘાતની શી જરૂર ? પણ આ ભાન નથી તેથી જ સ્તો ને !

## ૯. નિષ્કલુષિતતા એ જ સમાધિ

સાચો ધર્મ તો તેને કહેવાય કે જેનાથી જીવનમાં ક્લેશ ના રહે.

ક્લેશમાં ને ક્લેશમાં મન, ચિત્ત, અહંકાર બધાં ઘવાઈ જાય. ચિત્ત ઘવાયેલું હોય તે બેચિત્ત ફર્યા કરે. મનનો ઘવાયેલો અકળાયેલો ને અકળાયેલો જ ફર્યા કરે ! જાણે આખી દુનિયા ભરખી ના જવાની હોય એને ! અહંકારનો ઘવાયેલો ડીપ્રેશનમાં હોય તેને શું કહેવાય કશું ? ક્લેશ

માત્ર અણસમજણથી ઉત્પન્ન થાય છે !

મનને પહેલાં પોતે ફટવે ને પછી કાબૂમાં લેવા જાય તો શી રીતે થાય ?

આ જગતમાં મોંઘામાં મોઘું કંઈ હોય તો તે મફત !

મોક્ષનું ભાન તો પછી પણ આ સંસારના હિતાહિતનુંય ભાન જોઈએ કે ના જોઈએ ? કંઈક એવી ભૂલ રહી જાય છે કે જે જીવનમાં ક્લેશ કરાવે છે !

પેટમાં નાખતાં પહેલાં પેટને પૂછ તો ખરો કે તારે જરૂર છે કે નહિ ?

માનવધર્મ કોને કહેવાય ? આપણા નિમિત્તે કોઈને દુઃખ ના થાય. આપણને જે ના ગમે તેવું આપણાથી બીજાને શી રીતે અપાય ? આપણે સામાને સુખ આપીએ તો આપણને સુખ મળ્યા જ કરે !

## ૧૦. ફ્રેક્ચર ત્યાંથી જ આદિ સંધાવાની

જગતના લોકો પગ ભાંગ્યો જેને કહે છે તેને જ્ઞાની *'એ તો સંધાઈ રહ્યો છે'* એમ કહે છે. જે ક્ષણે ભાંગ્યો તેની બીજી જ ક્ષણથી સંધાવાની શરૂઆત થઈ જાય છે ! 'જેમ છે તેમ' જોવાની, કેવી ગજબની તીક્ષ્ણ જાગૃતિ છે જ્ઞાનીની !

## ૧૧. પાપ-પુણ્યની પરિભાષા

પાપ-પુણ્યની લાંબીલાંબી, કંટાળાજનક વ્યાખ્યાઓની તુલનામાં જ્ઞાની પુરુષ ટૂંકી ને ટચ છતાં માર્મિક વ્યાખ્યા કહે છે કે,

*''જીવમાત્રને કંઈ પણ નુકસાન દેવું એનાથી પાપ બંધાય છે અને કોઈપણ જીવને કંઈ પણ સુખ આપવું એનાથી પુણ્ય બંધાય છે.''*

**- દાદાશ્રી**

આપણામાં એવી સમજ પ્રવર્તતી જોવામાં આવે છે કે અજાણ્યે પાપ થાય તેનો દોષ ના બેસે. તેને જ્ઞાની કહે છે, *'અજાણતાં દેવતામાં*

*હાથ નંખાય તો દઝાવાય કે નહીં ?'* કેવો બુદ્ધિને ફ્રેક્ચર કરી નાખતો દાખલો !

## ૧૨. કરવાપણું તેથી જ થાક

જગતના કાયદામાં પૈસાની લેણ-દેણ છે, જ્યારે કુદરતના કાયદામાં રાગ-દ્વેષની ! પાંચસો રૂપિયા લીધા તેટલા પાછા આપીએ તો છૂટીએ એવો કુદરતનો કાયદો નથી. ત્યાં તો રાગ-દ્વેષ વગર નિકાલ થાય તો છૂટાય, પછી પચાસ રૂપિયા જ કેમ નથી અપાતા ?

મુંબઈથી વડોદરા જાય ત્યારે આપણા લોક શું કહે ? હું વડોદરે ગયો ! અલ્યા, તું ગયો કે ગાડી લઈ ગઈ ? હું ગયો કહે તો થાક લાગે ને ગાડી લઈ ગઈ, હું તો બેઠો હતો ડબ્બામાં નિરાંતે ! તો થાક લાગે ? ના. એટલે આ તો સાયકોલોજિકલ ઈફેક્ટ છે કે હું ગયો. ગાડીમાં બેઠા એટલે બેઉ સ્ટેશનોથી મુક્ત ! વચ્ચેનો સંપૂર્ણ મુક્તકાળ ! તે આત્મા માટે વાપરી નાખવાનો છે !

## ૧૩. ભોગવટો, લક્ષ્મીનો

આખી જિંદગી કમાયા, ઘાણીના બેલની જેમ કૂટાયા છતાં બેંકમાં કેટલા લાખ જમા થયા ? જે નાણું પારકા માટે વપરાયું તે આપણું ને બીજું બધું પારકું. ગટરમાં ગયું જાણજો.

હેતુ પ્રમાણે દાનનું ફળ મળે. કીર્તિ, તકતી કે નામના માટે આપ્યું હોય તો તે મળે જ ને ગુપ્ત દાન, ચોખ્ખી ભાવનાથી માત્ર પારકાંને મદદ કરવાના હેતુથી અપાયું હોય તો તે સાચું પુણ્ય બાંધે અને અકર્તાભાવે નિકાલ કરવા આપે તે કર્મથી મુક્ત થાય !

લક્ષ્મીજી મહેનતથી આવે છે કે અક્કલથી ? મહેનતથી કમાતા હોય તો મજૂરો પાસે જ ખૂબ પૈસા હોય અને મુનીમજી ને સી.એ. તો ખૂબ અક્કલવાળા હોય, પણ પૈસો તો શેઠિયો જન્મથી જ લઈ આવ્યો હોય ! એણે ક્યાં મહેનત કરેલી કે અક્કલ વાપરેલી ? માટે લક્ષ્મી માત્ર પુણ્યૈથી જ આવી મળે છે !

લક્ષ્મી પર પ્રીતિ તો ભગવાન પર નહિ ને ભગવાન પર પ્રીતિ

તો લક્ષ્મી પર નહિ, વન એટ એ ટાઈમ !

લક્ષ્મી આવે તોય ભલે ને ના આવે તોય ભલે ! સહજ પ્રયત્ને આવી મળે તે ખરી પુણ્યૈની લક્ષ્મી !

આપણા હિસાબ પ્રમાણે જ લક્ષ્મીની વધ-ઘટ હોય છે ! લોકોનાં તિરસ્કાર કે નિંદા કરવાથી લક્ષ્મી ઘટે છે. હિન્દુસ્તાનમાં તિરસ્કાર ને નિંદા ઘટ્યાં છે. લોકોને નવરાશ જ નથી આ બધું કરવા. *''૨૦૦૫માં હિન્દુસ્તાન વર્લ્ડનું કેન્દ્ર થઈ જશે.''* એમ સંપૂજ્ય દાદાશ્રી ૧૯૪૨થી કહેતા આવેલા છે !

પૈસાનું કે વસ્તુનું દેવું હોતું નથી. રાગ-દ્વેષનું દેવું હોય છે. જે આવતા ભવનાં કર્મો ચાર્જ કરે છે ! માટે પૈસા પાછા આપવા માટે ક્યારેય ભાવ ના બગાડશો. જેને 'દૂધે ધોઈને' પૈસા પાછા આપવા છે, તેને પૈસા આવી મળશે જ ને ચૂકવાઈ જશે ! એવો કુદરતનો કાયદો. માગતાવાળાને ઉઘરાણી કરવાનો હક્ક છે. પણ ગાળો આપવાનો અધિકાર નથી. ગાળો આપે, ધમકાવે એ બધી એક્સ્ટ્રા આઈટમો કહેવાય ! કારણ કે ગાળો દેવાની શરત કરારમાં નથી હોતી !

જીવન ઉપયોગપૂર્વકનું હોવું જોઈએ. જાગૃતિપૂર્વકનું હોવું જોઈએ. જેથી કરીને કોઈનેય કિંચિત્‌માત્ર દુઃખ કે નુકસાન આપણાથી ન થાય !

## ૧૪. પસંદગી પ્રાકૃત ગુણોની

ઘાટ વગરનો પ્રેમ એ જ સાચો પ્રેમ ! અને...

*''ઘાટ એટલે તો, આ સ્ત્રી ઉપર કુદૃષ્ટિ કરીએ અને ઘાટ કરીએ એ બે સરખું છે ! જ્યાં ઘાટ ના હોય ત્યાં પરમાત્મા અવશ્ય હોય.''*

**- દાદાશ્રી**

'ગાંડાને ગામ ને ડાહ્યાને ડામ.' ગાંડાને ગામ આપીનેય છૂટી જવું, ડાહ્યાને પછીથીય સમજાવી લેવાય. છૂટવાનીય કળા આવડવી જોઈએ. એ કળા જ્ઞાની પાસે સોળે કળાએ ખીલેલી હોય !

આપણી વારંવાર સરળતાની સામે સામો વાંકો ને વાંકો વ્યવહાર કરે ત્યારે મન ફરી જાય કે વાંકા સામે વાંકા જ રહેવામાં માલ છે. ત્યાં

જ્ઞાની પુરુષ સાચી સમજણનો પ્રકાશ આપે છે કે, *'કેટલાય અવતારની કમાણી હોય તો સરળતા ઉત્પન્ન થાય.'* ત્યાં વાંકાનો વ્યવહાર જોઈ આપણી ભવોભવની અધ્યાત્મ મૂડી શું ખોઈ નાખવી ? ને નાદારી કાઢવી ? વાંકા સાથે સરળ રહેવું એ તો ગજબની વસ્તુ છે !

સંસારમાં દુઃખના મૂળ કારણનું શોધન જ્ઞાનીએ શું કર્યું ? સામો ગુનેગાર દેખાય છે તે ઉઘાડી આંખે આંધળા છે. ભગવાનની ભાષામાં કોઈ ગુનેગાર જ નથી. ફૂલ ચઢાવે તેય ને ગાળો ભાંડે તેય ! ગુનેગાર દેખાય છે તે પોતાની જ મિથ્યાત્વરૂપી દૃષ્ટિનો રોગ છે. જે કંઈ ખોટ પોતાને ભાસે છે, તે અંતે તો પુદ્‌ગલ બજારની જ ને ? 'આપણી' તો નહિ ને ?

વિશ્વાસઘાત એ ભયંકર ગુનો છે. ભેળસેળ કરવી, અણહક્કનું ભોગવવું, તે બધું વિશ્વાસઘાત કહેવાય. ખાનગી ગુનાથી આંતરા પડે છે. ખાવા-પીવાની, દવાઓની બાબતમાં ભેળસેળ થાય છે તેનો ભયંકર ગુનો લાગુ થાય છે. બીજે બધે ચલાવી લેવાય, પણ અહીં તો કોઈ સંજોગોમાં ચલાવાય જ નહીં.

જગત આપણું જ પ્રતિબિંબ છે. સામાને આપણાથી દુઃખ થાય તે આપણી જ ભૂલનું પરિણામ છે. ત્યાં આપણે ભૂલ ભાંગીએ તો ઉકેલ આવે. તે માટે કંઈ કરવાનું નથી, પણ સાચું જ્ઞાન જાણવાનું છે કે જે ક્રિયામાં અવશ્ય ફલિત થાય !

આપણાથી થતી કોઈ પણ ક્રિયા ખરી છે કે ખોટી છે, તેની મૂંઝવણ કોણે નહિ અનુભવી હોય ? *'જેનાથી પોતાને સુખ થાય તે ખરી ને દુઃખ થાય તે ખોટી'* આવી સાદી પારાશીશી આપી જ્ઞાનીએ અનેકોની મૂંઝવણોને કેવી સરળતાથી ઉકેલી આપી છે !

પોતે સર્વશક્તિ સંપન્ન હોવા છતાં પોતા થકી સામાને કિંચિત્‌માત્ર પણ દુઃખ ન થવા દે તે ખરો બળવાન ! ત્યાં પ્રતાપ ગુણ ઉત્પન્ન થાય. પોતાના બળ, પોતાની સત્તાના જોરે સામાને કચડ કચડ કરે એ અબળા, નહીં તો બીજું શું ?

પ્રકૃતિના સ્વભાવની મૂંઝામણથી બહાર નીકળવાનો માર્ગ આજ સુધી કોઈએ દેખાડ્યો નથી. ત્યાં અક્રમ વિજ્ઞાન શું કહે છે, '*'પ્રકૃતિ એનો*

*સ્વભાવ છોડે નહિ, પણ પોતાનું જ્ઞાન બદલાય છે અને જ્ઞાન બદલાવાથી મુંઝામણ બંધ થઈ જાય છે !''* - **દાદાશ્રી**

## ૧૫. દુઃખ મટાડવાનાં સાધનો

સામાના દુઃખે દુઃખી થનારાઓના સૂક્ષ્મ અહંકારને જ્ઞાની ફ્રેક્ચર કરી નાખે તેવું કહે છે કે,

*''તારા સુખને માટે એનું દુઃખ મટાડી દેવાનું, એમના સુખને માટે નહીં.''* - **દાદાશ્રી**

દુખિયો બીજાનાં દુઃખ તે કંઈ રીતે લઈ શકે ? કોઈનું દુઃખ લેવાનું નથી, ઓબ્લાઈઝ જ કરવાનું છે, બસ. ઊંડા ઊતર્યા તે ફસાયા.

જ્ઞાની પુરુષ એક તરફ એવી સમજણ આપે છે કે, આ દુનિયામાં જે બધું મળે છે (સુખ-દુઃખ), તે બધું પોતે આપેલું છે તે જ પાછું આવે છે. નવું ધીરાણ બંધ થાય તો ચોપડો ચોખ્ખો થાય અને જ્ઞાની પુરુષ બીજી તરફ બીજી સમજણ આપે છે કે, આપણા ધોળા વાળ દેખી સામાને ચીડ ચઢે, તેમાં આપણો શું ગુનો ? ભગવાન મહાવીરને જોઈને ગોશાળાને દુઃખ થતું, તેમાં ભગવાન મહાવીરનો શું દોષ ? એ તો સામાએ વહોરી લીધેલું દુઃખ છે. એટલે આમાં

*''જો તમે કર્તા છો, જ્યાં સુધી તમને 'હું ચંદુલાલ જ છું' એવું હોય ત્યાં સુધી જોખમદારી તમારી છે.''* - **દાદાશ્રી**

અને 'આપણે આપેલાં દુઃખ' અને 'સામાએ વહોરી લીધેલાં દુઃખ'માં બહુ ફેર છે તે સમજી લેવાનું છે. જ્ઞાની પુરુષ કહે છે, *''મને કોઈ દુઃખ આપતું નથી, કારણ કે અમે દુઃખ વહોરતા નથી. વહોરે તેને દુઃખ !''* આ સોનાની કટાર તો સંપૂર્ણ અકર્તાપદને વરેલા જ્ઞાની પુરુષ જ વાપરી જાણે !

'મારાથી ખોટું સહન થતું નથી' કહેનારા કેટલાય જોવામાં આવે છે. પણ ખોટું કરનારો આપણને જ કેમ ભેગો થયો ? એ કોઈ તપાસે છે ? તેમ છતાં સામાને શાંતિથી સમજણ પડાય કે આવું ખોટું ના થાય. સાચો જનસેવક તો તે કે જેને કિંચિત્‌માત્ર કીર્તિની, માનની, નામની, લક્ષ્મીની

કે કશાનીય ભીખ ના હોય, પોતે અપરિગ્રહી હોય. સંપૂર્ણ પરિગ્રહી, તે વળી જનસેવા શું કરે ? સેવા કરે છે તેનેય જ્ઞાની *'પ્રકૃતિ સ્વભાવ છે, પુરુષાર્થ નથી, પ્રારબ્ધ છે.'* એમ કહીને સેવાની મૂડીની કમાણીમાં ફૂલેલાંની હવા કાઢી નાખે છે ! સ્વરૂપજ્ઞાન પછી કરુણાભાવ પ્રગટે છે તે જ ખરી વસ્તુ છે.

જ્ઞાની પુરુષે જીવનનું એવું તે કયું લક્ષ બાંધ્યું હશે કે જેથી તેમને અભ્યુદય ને આનુષંગિક ફળ વર્ત્યા કરે છે ?

*''જગત આખું પરમ શાંતિને પામો અને કેટલાક મોક્ષને પામો !''*

**- દાદાશ્રી**

એ લક્ષને આંબવા જ્ઞાની પુરુષ રસ્તો બતાવે છે કે આમાં કંઈ કરવાનું નથી, માત્ર હેતુ નક્કી કરવાનો છે અને એ હેતુ આપણા લક્ષમાં જ રહેવો જોઈએ, બીજું કંઈ જ લક્ષમાં ના રહેવું જોઈએ.

## ૧૬. બોસ-નોકરનો વ્યવહાર

આપણા અંડરહેન્ડને ટૈડકાવાય નહીં. જ્યાં સુધી આપણે બીજાને ટૈડકાવીએ છીએ ત્યાં સુધી આપણને ટૈડકાવનારા મળી આવશે ! ઉપરીને કે અંડરહેન્ડવાળાને, કોઈનેય આપણાથી દુઃખ ના થાય એવું આપણું જીવન હોવું જોઈએ !

જે ઈમાનદાર છે તેને પડખે કોઈ નહીં તો કુદરતનો ન્યાય તો છે જ કાયમનો !

## ૧૭. ગજવું કપાય ત્યાં સમાધાન

ગજવું કપાયું તે કુદરતનો ન્યાય થયો. કુદરતનો ન્યાય શું કહે છે કે જેનું ગજવું કપાયું તે જ ગુનેગાર. *''ભોગવે તેની ભૂલ.''* આ નેચરલ લૉ(કાયદો)નું રહસ્ય જ્ઞાની પુરુષે જ જગતમાં પ્રથમવાર ખુલ્લું કર્યું છે. આટલું જ જે સમજી ગયો તે ઠેઠ મોક્ષે જાય ! ગજવું કપાયું તે 'ચંદુલાલ'નું, આત્માને ગજવું હોય તો કપાયને ?

કુદરતના પ્લાનિંગમાં શાહુકારનું સ્થાન છે તો ત્યાં ચોરોનુંય સ્થાન

છે. આ ચોર, લૂંટારુઓ તો ગટરો છે, ગંધાતું કાળું નાણું ચોખ્ખું કરી આપનારી ગટરો છે ! ગટર ના હોય તો શહેરની દશા શી થાય ? માટે જે છે, જે બને છે તે કરેક્ટ જ છે !

વસ્તુ વપરાશના કાયદાઓ હોય છે. આજે દશ ખમીસ વાપર્યાં, તો આગળ ઉપર એટલાં ઓછાં વાપરવાનાં. આખી જિંદગીના વપરાશનો આંકડો જે નિશ્ચિત છે તેટલો જ રહે. પછી તે સામટું વાપરી નાખો કે જેમ જેમ જરૂર પડે તેમ તેમ વાપરતા જાઓ !

## ૧૮. ક્રોધની નિર્બળતા સામે...

દુનિયામાં કોઈ એવો જન્મ્યો નથી કે જે ક્રોધ કરી શકે. ક્રોધ કરાતો નથી, ક્રોધ થઈ જાય છે. આ તો ક્રોધ થઈ ગયા પછી પોતાની ભૂલને છાવરવા શાણાઓએ રસ્તો ખોળી કાઢ્યો છે કે આ ક્રોધ તો મેં પેલાને પાંસરો કરવા કર્યો, નહીં તો એ પાંસરો થાય એમ જ નથી !

ક્રોધને શમાવવાની સાચી સમજણનું પૃથક્કરણ જ્ઞાનીએ કેવી સૂક્ષ્મતાએ કરી બતાડ્યું છે ! કપ-રકાબી ફૂટે ને ક્રોધ થાય, તેનું કારણ શું ? આપણને ખોટ આવી તેથી ? નોકરને ઠપકો આપ્યો તે અહંકાર કર્યો. વિચારક તો તરત જ વિચારી નાખે કે કપ-રકાબી ફૂટ્યા તે ખરેખર કોણે ફોડ્યા ? એ નિવાર્ય કે અનિવાર્ય હતું ? ઠપકો હંમેશાં હાથ નીચેનાને કે નરમને જ અપાય છે. સુપરવાઈઝરને કેમ નથી અપાતો ? ત્યાં કેવા ચૂપ રહે છે ! એક તો પ્યાલા ગયા ને બીજું ક્રોધ કર્યો, તે બે ખોટ કેમ પોષાય ? ઉપરથી સામા જોડે ભવોભવનું વેર બાંધ્યું તે નફામાં ! આમ જ્ઞાની પુરુષે ક્રોધ, તે થવાનાં કારણો, તેનો ઉપાય સર્વ ખૂણાઓથી દેખીને આપણી સમક્ષ પ્રકટ કર્યા છે !

ક્રોધ ના થાય તેનો સમ્યક્ ઉપાય જ્ઞાની પુરુષ સમજાવે છે કે પોતાની ભૂલને જ્ઞાનીના સત્સંગમાં જાણી લે તો પછી ક્રોધ ના થાય. 'ક્રોધને બંધ કરો, બંધ કરો' એમ ઉપદેશ કેટલાય કાળથી મળ્યા કરે છે ત્યારે વિજ્ઞાન શું કહે છે કે ક્રોધ એ પરિણામ છે, પરિણામ કેમ કરીને બંધ કરાય ? આ પરિણામ શેના આધારે આવે છે તે જાણવાનું છે. ક્રોધનો પોતે સંપૂર્ણ સ્ટડી કરી લેવાનો છે. ક્રોધ ક્યાં ક્યાં આવે છે, ક્યાં ક્યાં

નથી આવતો, કેટલાક આપણું લાખ સવળું કરે તોય ત્યાં ક્રોધ આવ્યા વગર રહેતો નથી ને કોઈ લાખ અવળું કરે તોય ત્યાં ક્રોધ આવતો નથી, એનું શું કારણ ? જેવી જેનાં માટે ગ્રંથિ બંધાઈ તેવું ફૂટ્યા વગર ના રહે. તો ત્યાં શું કરવું ? જ્ઞાની ચાવી આપે છે, એ વ્યક્તિ જોડે જેટલા વખત ક્રોધ થવાનો છે એટલો થશે જ. પણ હવે નવેસરથી તેના માટે મન બગડવા ના દેવું જોઈએ. ત્યાં પોતાના જ કર્મનો ઉદય જોઈ, સામાને નિર્દોષ જોયા કરવું. મન સુધરે પછી તેની જોડે ક્રોધ ના થાય, માત્ર પાછળની અસરો આપીને પછી કાયમને માટે બંધ થઈ જાય. બીજાના દોષ જોવાના બંધ થાય ત્યારે જ ધાર્યું પરિણામ આવે.

પરિણામને જરાય હલાવ્યા વિના કારણનો નાશ કરવાનો મૂળભૂત માર્ગ આટલી ઝીણવટથી જ્ઞાની વિણ કોણ બતાવી શકે ? જ્ઞાની આપણને જાગૃતિ લાવી આપે પછી જ આ બધું ઝીણવટથી દેખાય ને ત્યાર પછી એ દૂર થાય.

## ૧૯. ધંધાની અડચણો

અડચણોને પ્રિય બનાવે તે પ્રગતિ માંડે ને અડચણને અપ્રિય ગણે તેની પ્રગતિ રૂંધાય. સામો અડચણ કરે ત્યાં વીતરાગ રહીને આગળ ચાલવા માંડે તો મોક્ષે પહોંચાય.

સમતાનું ઝીણવટભર્યું સ્પષ્ટીકરણ જ્ઞાની કરે છે, વ્યવહારના લક્ષમાં વર્તતી સમતા અહંકાર વધારનારી છે ને એ નફટાઈમાં પરિણમે છે. આત્મજ્ઞાન ત્યાં જ સાચી સમતા વર્તે.

આ કળિયુગમાં તો જેમ જેમ ઈચ્છાપૂર્તિ થતી જાય, તેમ તેમ અહંકાર વધતો જાય ને અથડાય. ઈચ્છા પ્રમાણે ના થાય તો અહંકાર ઠેકાણે રહે.

ધંધામાં નફા-ખોટની અસરોમાં ઈન્વોલ્વ થયેલાઓને જ્ઞાની પુરુષ એક જ વાક્યમાં જાગૃત કરે છે, કે...

*''પણ ખોટ જતી હોય તો તો દહાડે જવી જોઈએ ને ? રાતેય જો ખોટ જતી હોય તો રાતે તો આપણે જાગતા નથી, તો રાતે શી રીતે ખોટ*

*જાય ? એટલે ખોટના અને નફાના કર્તા આપણે નથી, નહીં તો રાતે ખોટ શી રીતે જાય ? અને રાતે નફો શી રીતે મળે ? હવે એવું નથી બનતું કે મહેનત કરે છે તોય ખોટ જાય છે ?''* - **દાદાશ્રી**

ખોટના સંજોગોમાં ઘેરાયેલાઓને જ્ઞાની પુરુષ સુંદર માર્ગ બતાડે છે કે ખૂબ મહેનત કરવા છતાંય કશું વળે નહિ ! ખોટ વધારે જાય ત્યારે સંજોગોની યારી નથી એમ કરીને ત્યાં વધુ જોર ન કરતાં આપણે એ સમયમાં આત્માનું કરી લેવું.

ચોક્સીની નજર છાસિયા સોના તરફ નહીં, પણ મહીં કેટલું પ્યૉર સોનું છે તે તરફ જ હોય. તેથી તો તે ઘરાકને વઢતો નથી કે આટલું બધું છાસિયું ક્યાંથી કરી લાવ્યો ? જ્ઞાની તત્ત્વદૃષ્ટિથી જુએ, અવસ્થાદૃષ્ટિથી નહીં ! પછી જગત નિર્દોષ જ દેખાય ને ?

*''જગત આખુંય નિર્દોષ છે. મને પોતાને નિર્દોષ અનુભવમાં આવે છે, તમને એ નિર્દોષ અનુભવમાં આવશે, ત્યારે તમે આ જગતથી છૂટ્યા.''* - **દાદાશ્રી**

ધંધામાં ઘરના જોડે એકમત થઈને રહેવું, પણ જોડે જોડે બધાં મળીને નક્કી કરી લેવું કે 'અમુક રકમ ભેગી થાય ત્યાં સુધી ધંધો કરવો' એવી લિમિટ બાંધી લેવી. આયુષ્યનું એક્સ્ટેન્શન મળતું હોય તો અનલિમિટેડ ધંધો કર્યો કામનો. બાકી આની દોડધામમાં જિંદગી પિલાઈ જાય તો પછી આત્માનું ક્યારે થાય ?

પૈસા કમાઈ લેનારા ખટપટિયા ઉતાવળિયાઓને જ્ઞાની પુરુષ તેનાં પરિણામ દેખાડે છે કે,

*''૧૯૭૮માં કમાણીની બહુ ઉતાવળ કરીએ તો ૧૯૮૮માં આપણી પાસે જે નાણું આવવાનું હોય તે અત્યારે ૧૯૭૮માં આવી જાય, ઉદીરણા થાય, પછી '૮૮માં શું કરીએ આપણે ?''* - **દાદાશ્રી**

લોકસંજ્ઞાએ ચાલીને ખોટું કરવાનું શીખાય છે. લોકોને ચાલાકી કરી કમાણી કરતા જુએ એટલે પોતેય તે જ્ઞાન શીખી લઈ તેમ કરવા માંડે. ત્યાં જ્ઞાની પુરુષ ભયસિગ્નલ દેખાડે છે કે, 'વ્યવસ્થિત'માં છે એટલું જ

તને મળશે અને ચાલાકીથી કર્મ બંધાશે ને પૈસો એકુય વધશે નહીં ! અણસમજણમાં કેવી મોટી ખોટ ખાય છે ?

ધંધામાં ખોટું કરનારાઓને જ્ઞાની પુરુષ ચાબખો મારતાં જણાવે છે,

*"પણ ખોટું કરો છો જ શું કરવા તે ? એ શીખ્યા જ ક્યાંથી ? બીજું સારું કોઈ શીખવાડે ત્યાંથી સારું શીખી લાવો. આ ખોટું કરવાનું કોઈની પાસેથી શીખ્યા છો તેથી તો ખોટું કરતાં આવડે છે, નહીં તો ખોટું કરવાનું આવડે જ શી રીતે ? હવે ખોટાનું શીખવાનું બંધ કરી દો અને હવે ખોટાના બધા કાગળો બાળી નાખો."* **- દાદાશ્રી**

ખોટની અસર જ ના થાય તે માટે જ્ઞાની પુરુષ સુંદર ચાવી આપે છે. પાંચસો રૂપિયાની ખોટ જાય ત્યારે આપણે પહેલેથી 'અનામત' સિલક ખોટ ખાતે રાખેલી હોય તેના નામે જમે કરી લેવું. આ કંઈ કાયમનો ચોપડો છે ?

જ્ઞાન પૂર્વે 'એમને' ધંધામાં ખોટ ગયેલી, તે રાત્રે ઊંઘ પણ ના આવી. પણ હિસાબ કાઢ્યો કે આ ખોટમાં ભાગીદાર કોણ કોણ ? ભાગીદાર, તેમનાં બૈરાં-છોકરાં, પોતાનાં પત્ની એ બધાં જ છે અને ચિંતા પોતે એકલા જ માથે લે તે કેવું ? ને તરત જ ચિંતામુક્ત બની ગયા ! કેવી જ્ઞાનીની ગજબની વિચક્ષણતા ! ધંધામાંય લોકો ચોરીઓ કરે તે જાણીબુજીને થવા દે. જેને હિસાબો જ ચૂકવવા છે, તેને માટે ચોર લઈ જાય કે બીજું કોઈ લઈ જાય, બન્ને સરખું જ ને ?

## ૨૦. નિયમથી અનીતિ

વ્યવહાર માર્ગે મોક્ષ ભણી ક્રમે ક્રમે આગળ વધનારાઓને જ્ઞાની પુરુષ આ કાળને અનુરૂપ એવો માર્ગ બતાડે છે જે તદ્દન નવો અભિગમ છે કે,

*"સંપૂર્ણ નીતિ પાળ, તેમ ના થાય તો નીતિ નિયમસર પાળ ને તેમ ના થાય તો અનીતિ કરું તોય તે નિયમમાં રહીને કર. નિયમ જ તને આગળ લઈ જશે !"* **- દાદાશ્રી**

અનીતિ પણ મોક્ષે લઈ જશે, પણ નિયમમાં રહીને. જ્ઞાનીની આ

વાતે તો ધર્મમાં ગજબની ક્રાંતિ સર્જી છે ! વ્યવહારમાં નીતિના આગ્રહીઓ અંતે અહંકારની વિકૃતિમાં પરિણમી માર્ગથી ચ્યૂત થાય છે, ત્યાં નિયમસર અનીતિ માર્ગમાં આગળ લઈ જઈ શકે છે ! નીતિ-અનીતિનું મહત્ત્વ ઉડાડી નિયમને પ્રધાનતા અર્પી જ્ઞાની પુરુષે નવો રાહ ખુલ્લો કર્યો અને તે રીતે મોક્ષે પહોંચવાની પોતે, ભગવાનના-વીતરાગોના પ્રતિનિધિ તરીકે ગેરન્ટી આપે છે !

અનીતિમાં જ્યાં નિયમ રહે તેવો જ નથી, ત્યાં નિયમ જે રાખી જાણે છે, તેનું મન કેવું બાઉન્ડ્રીમાં આવી ગયું હોય ! ભૂખ્યું રહેવું સહેલું છે, પણ 'ત્રણ જ કોળિયા ખાવ !' એ કંટ્રોલ કરવો ખૂબ કઠિન છે ! એ કઠિનને જે આંબી જાય, તેની શક્તિઓ કેવી ગજબની ખીલે !

નિયમસર અનીતિનાં સચોટ દૃષ્ટાંતો દ્વારા વિશેષ ફોડ આપી દે છે ! નિયમથી તેનું મન બંધાઈ જાય છે એટલું જ નહિ પણ નીતિથી જે કેફ તો ચઢતો હોય છે તે 'પોતે અનીતિ કરી રહ્યો છે' તે ભાન રહેવાથી નમ્રતામાં રહે છે, જેની મોક્ષમાર્ગમાં વિશેષ જરૂર છે, નીતિ કરતાંય ! નિયમસર અનીતિમાં પછી પોલ ના વાગવી તેની ચેતવણી પણ એટલી જ આપી છે. પોલ મારનારની જવાબદારી પોતે નથી સ્વીકારતા.

'નીતિ નથી પળાતી' કરીને અનીતિમાં ડૂબતા લોકોને તેઓ નિયમસર અનીતિનાં તરણાંથી સંસાર તરાવે છે ! આવી બાંહેધરી કોણ લે ? અને ભગવાનને ત્યાં નીતિ પર રાગ નથી ને અનીતિ પર દ્વેષ નથી, ત્યાં તો અહંકારનો વાંધો છે !

કોઈ પણ વસ્તુ નિયમસર કરવામાં આવે, ને તેય જ્ઞાની પુરુષની આજ્ઞાપૂર્વક તો અવશ્ય મોક્ષે લઈ જાય. જ્ઞાનીની આજ્ઞા એ આમાં મુખ્ય ભાગ ભજવે છે, એમ જ્ઞાની પુરુષ ખુલાસો કરે છે.

નીતિ પાળનારો સંજોગોના સકંજામાં જકડાય ત્યારે અનીતિ કરવા માંડે ને તેમાં ખૂંપી જાય, ત્યાં આ નિયમસર અનીતિના માધ્યમ દ્વારા આગળ માર્ગ કાપી શકાય. અનીતિમાંય 'નો નેગેટિવ પોલિસી' એ અક્રમ માર્ગનું વિજ્ઞાન તો જુઓ !

## ૨૧. કળા, જાણીને છેતરાવાની

જ્ઞાની પુરુષે જીવનમાં એક સૂત્ર સંપૂર્ણપણે વણી લીધેલું હોય છે, 'જાણીબુજીને છેતરાવું.' કેવી વિશેષતા ! છેતરનારાની મહેનત નકામી ના જાય તેનો ખ્યાલ જ્ઞાની રાખે. વળી છેતરનારા સામે કષાય થાય તેને બદલે છેતરાઈ જવાથી કષાયથી મુક્તિનો માર્ગ તેમણે ખોળી લીધેલો ! જે જાણીબુજીને છેતરાય તે મોક્ષે જાય, બ્રેઈન સુપ્રીમ કોર્ટના જજનેય ટપી જાય એવું ટોપ સુધીનું ડેવલપ થાય. અજાણતાં તો આખું જગત છેતરાય જ છે ને ? કોઈનેય 'ના છેતરનારા' મળી આવશે, પણ 'જાણીને છેતરાયા' એવા ક્યાંથી હોય ?

જ્ઞાની પુરુષે આ જગતને કેવા સ્વરૂપે જોયું હશે ? કોઈ પૈસા ઘાલી જાય તેય કરેક્ટ જ છે. 'આપણું ચોખ્ખું હોય તો કોઈ તમારું નામ ના દે તેવું જગત છે.' ક્યાંય ભડકવા જેવું નથી, છતાંય 'મારું નામ કોણ દે ?' એમ ચેલેન્જ પણ ફેંકવા જેવી નથી. જગત સંપૂર્ણ ન્યાય સ્વરૂપ છે. જ્ઞાની પુરુષ એ હિસાબ કાઢીને બેઠેલા હોય.

આપણા રૂપિયા કોઈ ઘાલી જાય સરકારના કાયદાઓ તોડીને, પણ નેચરના કાયદા શી રીતે કોઈથી તોડાય ? નેચરનો કાયદો તો તે રકમ વ્યાજ સાથે ચૂકવાવડાવે. પરમાણુ-પરમાણુનો હિસાબ જ્યાં કરેક્ટ છે ત્યાં ભડકવાનું શું ! આપણે કરેક્ટ તો બહારવટિયાના ગામમાંથી લૂંટાયા વિના આરપાર નીકળી જવાય, નહિ તો હિસાબ છે ત્યાં લાખ પ્રોટેક્શન વચ્ચે પણ લૂંટાવાના !

દેણદારના વિવેકના ઉપદેશો ઘણા સાંભળ્યા, પણ લેણદારે પણ વિવેક તેટલો જ રાખવાનો છે, એ 'આ' જ્ઞાની જ બોલ્યા ! પૈસાની કિંમત કરતાં મન નબળું ના પડી જાય તે વધુ મહત્ત્વનું છે.

લેણદારને એક સુંદર ચાવી આપે છે, કોઈને પૈસા આપતી વખતે અંદરખાને બટન દાબી દેવું કે આ પૈસા આપણે કાળી ચીથરી એ બાંધીને દરિયામાં નાખીએ છીએ !

લેણદાર દેણદારને ગાળો દે, તે ગાળો લેણ-દેણના વ્યવહારમાં

'એકસ્ટ્રા આઈટમ' થઈ. એનો હિસાબ શું છે, તે જ્ઞાની પુરુષ સિવાય કોઈએ વિચાર્યો ?

આપણો ભાવ ચોખ્ખો છે તો ગમે તેટલું દેણું હશે, પણ તે ચૂકવાશે જ, એવો કુદરતનો નિયમ છે. ભાવમાં એટલું જ હોવું ઘટે કે વહેલામાં વહેલી તકે દેણું ચૂકવી દઉં !

## ૨૨. ઉઘરાણીની ઉપાધિ

આ 'એ. એમ. પટેલે' ધંધામાં કેવો વ્યવહાર કરેલો ? જ્યાં જ્યાં લેણું હતું ત્યાં પોતે જ ઉઘરાણી બંધ કરી જેથી ફરી કોઈ માગવા જ ના આવે, ને આ રીતે આ વેપારથી છૂટ્યા. અરે, એમણે તો ત્યાં સુધીની હદ કરી નાખી કે પાંચસો રૂપિયાની ઉઘરાણી કરવાં જતાં સામો ઊંધો ચોંટી પડ્યો કે મારે જ તમારી પાસેથી પાંચસો લેવાના છે, ત્યારે એમણે 'ચાલો, હિસાબ પત્યો' કરીને ચૂપચાપ ચૂકવી દીધા !

## ૨૩. આંતરવાથી પડે અંતરાય

કાર્યની સફળતા કોણ નથી ઝંખતું ? પણ તેનું રહસ્ય શું ? જ્ઞાની કહે છે, 'તારો વિલપાવર હશે તો તે સફળ થશે જ.' આપણો ભાવ ને દુવા બન્ને જરૂરી છે. સંપૂર્ણ નિરૂઈચ્છક પદને પામેલાની દુવા પ્રાપ્ત થાય તો શુંનું શુંય પ્રાપ્ત થઈ જાય !

અંતરાય કેવી રીતે પડે છે ? પોતાના જ વિચારોથી પાડેલા આંતરાથી. એ છૂટે કેમ કરીને ? એના પ્રતિસ્પર્ધી વિચારોથી- 'મારાથી ડુંગર નહિ ચઢાય' એ વિચારનો મહીં પેસારો થયો ત્યાં ચઢવામાં અંતરાય પડે જ ને 'કેમ ના ચઢાય ?' ત્યાં અંતરાય તૂટે જ. કોઈને લાભ થતો હોય ત્યાં આપણે આંતરીએ તો આપણા લાભને અંતરાય આવે જ.

અંતરાય કર્મ ના રહે ત્યાં આખા બ્રહ્માંડનો વૈભવ પ્રગટે છે. પોતે પરમાત્મા જ છે. જ્ઞાની પુરુષ તેવું સ્પષ્ટ જુએ છે પણ પોતાને અનુભવાતું નથી. કારણ કે પોતે જ પોતાના અંતરાય પાડ્યા છે, 'હું ચંદુલાલ છું' કરીને... જ્ઞાની પુરુષ મળ્યે એ આંતરા તૂટે છે ને ભગવાન ભેટે છે !

**- જય સચ્ચિદાનંદ**

# અનુક્રમણિકા

## ૧. જાગૃતિ, જંજાળી જીવનમાં...



## ૨. લક્ષ્મીનું ચિંતવન



## ૩. ગૂંચવાડામાંય શાંતિ



## ૪. ટાળો કંટાળો



## ૫. ચિંતાથી મુક્તિ

## ૬. ભયમાંય નિર્ભયતા



## ૭. કઢાપો - અજંપો



## ૮. ચેત જીવડા, અંતિમ પળોમાં

## ૯. નિષ્કલુષિતતા એ જ સમાધિ



## ૧૦. ફ્રેક્ચર, ત્યાંથી જ આદિ સંધાવાની



## ૧૧. પાપ-પુણ્યની પરિભાષા



## ૧૨. કરવાપણું તેથી જ થાક



## ૧૩. ભોગવટો, લક્ષ્મીનો

## ૧૪. પસંદગી, પ્રાકૃત ગુણોની



## ૧૫. દુઃખ મટાડવાનાં સાધનો



## ૧૬. બોસ-નોકરનો વ્યવહાર



## ૧૭. ગજવું કપાયું ? ત્યાં સમાધાન



## ૧૮. ક્રોધની નિર્બળતા સમો

## ૧૯. ધંધાની અડચણો



## ૨૦. નિયમથી અનીતિ



## ૨૧. કળા, જાણીને છેતરાવાની



## ૨૨. ઉઘરાણીની ઉપાધિ



## ૨૩. આંતરવાથી પડે અંતરાય



❖❖❖❖❖

# આપ્તવાણી

## શ્રેણી - ૭

### [૧]
### જાગૃતિ, જંજાળી જીવનમાં...

#### સંસારના સરવૈયામાં શું સાંપડ્યું ?

પરવશતા નથી લાગતી ? આવું જીવન ગમે છે બધું ? પરવશતા લાગે ત્યારે શું કરો તમે તે ઘડીએ ? રાજાનો છોકરો હોય ને જંગલમાં ભૂલો પડી ગયો હોય તો પછી ભીખ પણ માંગે ! 'અરે ! રાજાનો છોકરો થયો તોય ભીખ માંગે છે ?' ત્યારે કહે, 'છૂટકો જ નથી ને !' એવો આ સંસાર ! એ કેમ ગમે ? આવો સંસાર તમને કેમ ગમે છે ? એવી કંઈક ભાવના થાય છે કે હવે કંઈક દેહાધ્યાસ છૂટે ? દેહાધ્યાસ છોડીને મોક્ષે ચાલ્યા જવું, હવે આ સંસારમાં નથી રહેવું એવી ભાવના તો થાય ને ? પણ પછી માણસ પાછો ભૂલી જાય છે !

માર ખાય ને પછી ભૂલી જાય, પાછો માર ખાય ને ભૂલી જાય, એનું નામ મોહ કહેવાય ! માર ખાધો હતો તે ઘડીએ નક્કી તો કર્યું હતું ને ફરી પાછો આ મોહ વળગ્યો, આમાં તો શું ચૂસવાનું છે ? આ નર્યો ગંદવાડો છે, એંઠવાડ છે ! આ સંસારનું વર્ણન જો 'જ્ઞાની પુરુષ' પાસે સાંભળે, તો એ સાંભળતાં જ ગાંડો થઈ જાય ! આ તો અંધારે અંધારે બધું ચાલ્યા કરે છે. છતાં સંસારનો દોષ નથી. સંસાર તો બિચારો સરસ છે, તમારી સમજણ જ ઊંધી. એમાં એ સંસાર શું કરે ? તમે જ માની બેસો કે 'હું જ ચંદુભાઈ છું.' 'હું જ બ્રાહ્મણ છું.' એમ બધું ઊંધું માની બેઠા,

એમાં સંસારનો શો દોષ ? સંસારમાં તો આ (મહાત્માઓ) બધાય રહે જ છે ને ? અને હું કંઈ સંસારની બહાર નીકળી ગયો છું ? અમેય કહીએ કે, 'આ શેઠનો હું કાકો થાઉં', પણ તે તમે કહો તેવી રીતે અમે ના કહીએ. અમે વ્યવહારથી કહીએ. આ તો વ્યવહારથી ઓળખવાનું સાધન છે, બીજું કંઈ સાધન નથી. ખરેખર કાકા હોતા જ નથી. એટલે ખરેખર જો કાકા હોય ને, તો આપણને કોઈ કાકા થવા દે જ નહીં. એટલે ખરેખર કાકા હોતા નથી. આ તો વ્યવહારમાં ઓળખવાનું સાધન છે કે આ મારા કાકા થાય, આ મારા મામા થાય. પણ એ ખરેખર રીતે નથી. તમને ગમી આ વાત બધી ?

આમ માયાનો માર ખઈ ખઈને દમ નીકળી ગયો. માયા એટલે કોણ ? પોતાના સ્વરૂપની અજ્ઞાનતા એ જ માયા. જો એ અજ્ઞાનતા જાય તો સંસાર દુઃખદાયી નથી. સંસાર કષ્ટદાયી નથી. સંસાર કોઈ જાતનો નડે એવો નથી. હું ધંધો હઉ કરું છું, મારી પર સેલટેક્ષની, ઈન્કમટેક્ષની તલવારો લટકે છે. કોઈ કહેશે કે, 'ભઈ, આ તો બાવા થયેલા છે, ને આપણે તો સંસારી.' તો એવી આપણે જુદાઈ માનશો નહીં. હું તમારા જેવો જ છું. છતાં આવા પદમાં રહી શકાય છે, એવું તમે મને જુઓ એટલે હિંમત આવે કે એ સંસારી છે તો આપણાથી કેમ ના રહેવાય ? અને પેલાઓએ સંસાર છોડ્યો હોય તો આપણા મનમાં એમ લાગે કે, ભાઈ, એમને તો ઈન્કમટેક્ષ નહીં, સેલટેક્ષ નહીં, ખાવાપીવાની મુશ્કેલી નહીં. એ તો કરી શકે, એમના જેવું આપણાથી ના થાય.' એવું આપણને એક પડ રહે, પણ અહીંયાં એવું પડ રહે એવું નથી. આ હું રૂબરૂ જ છું ને ?

સંસારમાં કેટલી જાતની કૈડ ? એક જ પ્રકારની કૈડ કૈડે. બધી કૈડ એકદમ ના કૈડે. બધી વારાફરતી કૈડે. એક કૈડી રહે ને પછી બીજી આવીને કૈડે. પછી ત્રીજી આવીને કૈડે. નિરંતર કૈડ કૈડ્યા જ કરે. બધા ગૂંચાયેલા હોય તો શું થાય ? કૈડે તો ખરું ને ? ગૂંચવે પણ ખરુંને ?

## જંજાળોમાં જકડાયેલાં જીવન

આ સંસારજંજાળ છોડ્યાથી છૂટે એવી નથી, એ જ્ઞાનથી છૂટે એવી

છે. કેટલા વખતથી જંજાળથી છૂટવાની ઈચ્છા થાય છે ? જવાનીમાં તો છૂટવાની ઈચ્છા થાય નહીં, જવાનીમાં તો જંજાળ વધારવાની ઈચ્છા થાય ને ?

**પ્રશ્નકર્તા :** એ તો બુઢાપામાંય છૂટવાની ઈચ્છા નથી થતી. પણ હવે આપના તરફથી કંઈ પ્રયત્ન થાય તો છૂટાય.

**દાદાશ્રી :** હા, બરાબર છે. બુઢાપામાંય જંજાળમાંથી છૂટવાની ઈચ્છા ના થાય એવું છે.

**પ્રશ્નકર્તા :** આમાંથી છૂટવાનો કંઈ રસ્તો ?

**દાદાશ્રી :** આ જંજાળથી છૂટવાનો રસ્તો એ જ કે 'આપણે કોણ છીએ ?' એ જ્ઞાન પ્રાપ્ત થઈ જાય જ્ઞાનીપુરુષ પાસેથી, તો છૂટી જવાય એવું છે. જંજાળ કોઈનેય ગમે નહીં. તમને પસંદ પડે છે કે આ જંજાળ ?

**પ્રશ્નકર્તા :** નહીં.

**દાદાશ્રી :** બિલકુલ નહીં ? કોઈ ફુલહાર ચડાવે તો ?

**પ્રશ્નકર્તા :** એ જોખમ લાગે છે.

**દાદાશ્રી :** પણ પસંદ તો પડે છે ને ? જોખમ તો એવું છે ને, કે આ બધું જોખમ જ છે. પણ પસંદ પડે છે ને ? મીઠું લાગે છે ને ? ખરી રીતે બધી જંજાળો પસંદ નથી, પણ અહીં આગળ રહેવા પૂરતું એને થોડી ઘણી પસંદગી જોઈએ છે કે અહીં બેસું કે ત્યાં બેસું ? એટલે જ્યાં પસંદ પડે ત્યાં બેસે છે, એના જેવું છે ! આ જંજાળમાંથી કોઈક વખત છૂટવાની ઈચ્છા થાય છે કે ? જંજાળ ગમે જ નહીં ને ? આ તો જંજાળમાં પેઠેલા છે ! જ્યાં સુધી ના છૂટાય ત્યાં સુધી આ બધું ખાવાપીવાનું, બધા લોક કર્યા કરે તેવું કર્યા કરવાનું. પણ જો છૂટવાનું મળ્યું, જ્ઞાનીપુરુષ મળ્યા તો છૂટી જાય. આ જંજાળમાંથી છૂટી જાય એટલે પરમાનંદ ! મુક્તિ !

મનુષ્યોને આ ક્રોધ-માન-માયા-લોભ એક ક્ષણવાર જંપીને બેસવા ના દે. નિરંતર તરફડાટ, તરફડાટ, તરફડાટ ! એવું તમે જોયેલું ? આ

માછલું તરફડે ખરું ? પાણીની બહાર કાઢીએ ત્યારે માછલું તરફડે, એવું આ મનુષ્યો વગર બહાર કાઢ્યે તરફડે છે. ઘરમાં હોય તોય તરફડાટ, ઓફિસમાં જાય તોય તરફડાટ, આખો દહાડો તરફડાટ ! હવે એ તરફડાટ મટી જાય તો કેટલો આનંદ રહે ? જો, અમારે તરફડાટ મટી ગયો છે તો કેવી કેવી વાતો નીકળે છે ને ? જગત આખાને તરફડાટ, તરફડાટ, તરફડાટ રહ્યા કરવાનો. આમને તો સારું જમવાનું હોય તોય ખાતી વખતે પણ મહીં તરફડાટ બંધ નહીં થતો. બોલો, શી રીતે જીવાય છે એય અજાયબી છે ને ?

## જીવતર જીવી જાણો

મોટા ફલેટવાળાને ત્યાં બાથરૂમ ને સંડાસ મોટા રૂમ જેવડાં હોય અને ભગવાનનો ગોખલો તો આવડો અમથો જ હોય. મોટા મંદિર જેવડાં તો સંડાસ રાખ્યાં ! સંડાસમાં કોનાં દર્શન કરવાનાં છે તે ? આ તો આપણનેય શરમ લાગે ! એક શેઠ મને કહે છે કે જુઓ ભગવાન માટે આ ગોખલો. પછી બાથરૂમ દેખાડ્યું ને મોટા ત્રણ સંડાસ દેખાડ્યા. મને ફલેટ જોવા તેડી ગયા હતા કે, 'આવો, મારે ઘેર આવો. ચા પી જાઓ.' તે અમે ત્યાં ગયેલા. જાણે સ્મશાનરૂમમાં બેઠા હોયને એવું લાગતું હતું, કંઈ ઠંડક જ ના વળે !

'આપણને હિતકારી શું છે' એટલો તો વિચાર કરવો જોઈએ ને ? કે પૈણ્યા તે દહાડાનો આનંદ સંભારીએ તો હિતકારી કે રાંડ્યા તે દહાડાનો શોક સંભારીએ તો હિતકારી ? આપણે પૈણ્યા તે દહાડાનો આનંદ સંભારીએ તો એ આપણને હિતકારી છે. રાંડ્યા તેના શોકને શું કરવાનું છે ? બે જણ પૈણવા બેસે છે ત્યાંથી જ બે જણમાંથી એક જણે રાંડવાનું તો છે જ. આ પૈણ્યાનો સોદો જ એવો કર્યો છે અને એમાં કકળાટ શો પછી ? જ્યાં સોદો જ એવો હોય ત્યાં કકળાટ હોતા હશે ? બેમાંથી એકે નહીં રાંડવાનું ?

## સુગંધ પ્રસારે તે સાચા જીવતર

આબરૂદાર તો કોનું નામ કે જેની સુગંધ આવે. આ તો ઢાંક ઢાંક કરે છે. આમ કાળાબજાર કરે છે ને પાછું ઢાંક ઢાંક કરે છે. જૂઠું બોલે, લુચ્ચાઈ કરે, હરામખોરી કરે, તોય પાછું ઢાંક ઢાંક કરે છે. આ ભેળસેળ

નથી કરતા અત્યારે ? અને પછી આપણે કહીએ કે ભેળસેળ કરવી કે નહીં ? તો કહેશે કે, 'ના કરવી જોઈએ.' અલ્યા, તું ભેળસેળ કરીને આવ્યો ને વળી પાછો કહે છે કે ના કરવી જોઈએ ? આ કઈ જાતનું જ્ઞાન છે ? પણ આમાં એનો વાંક નથી, એના સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ બદલાયા છે.

તેમાં એને બંગડીઓ ધરે તો એ શું કરે ? જાણે શુંય આબરૂ જતી રહી ! અને ઘેર વહુ ટૈડકાવ ટૈડકાવ કરતી હોય. ઘેર વહુ ટૈડકાવે કે ના ટૈડકાવે ? જમાનો નથી એવો ? જાણો છો, કેવી રીતે ટૈડકાવે ? 'આજે ખાવાનું નહીં આપું' એવું હઉ કહે. એ પાછો બહાર કોઈને કહી ના દે. આપણે કહીએ કે 'કેમ છે, ઘેર તમારે ઘરનાં માણસને ?' તો પેલો ભાઈ કહેશે કે, 'એ બાઈ તો કેટલાંય પુણ્ય કર્યાં હશે તેથી મને મળી છે.' આવું પાછું બોલે ! શાથી આવું બોલતો હશે ? આબરૂ ઢાંકે છે. એ જાણે કે કોઈ જાણી જશે તો મારી આબરૂ જતી રહેશે. અલ્યા, આબરૂ છે જ ક્યાં ?કોની આબરૂ છે ? આબરૂદાર તો કોઈ દેખાતો નથી બહાર ! આને જીવન કેમ કહેવાય ? જીવન કેટલું સુશોભિત હોય ! એક-એક માણસની સુગંધ આવવી જોઈએ. આજુબાજુ કીર્તિ પ્રસરેલી હોય કે કહેવું પડે, આ શેઠ રહે છે ને, એ કેવા સુંદર, એમની વાતો કેવી સુંદર, એમનું વર્તન કેવું સુંદર ! એવી કીર્તિ બધે દેખાય છે ? એવી સુગંધ આવે છે લોકોની ?

**પ્રશ્નકર્તા :** કોઈ કોઈ વાર કોઈ કોઈ લોકોની સુગંધ આવે.

**દાદાશ્રી :** કોઈ કોઈ માણસની, પણ તેય કેટલી ? તે પાછા એને ઘેર પૂછોને, તો ગંધાતો હોય. બહાર સુગંધ આવે પણ એને ઘેર પૂછો ત્યારે કહેશે કે, 'એનું નામ જ જવા દો. એની તો વાત જ ના કરશો.' એટલે આ સુગંધ ના કહેવાય.

હિન્દુસ્તાનનાં માણસો આવા તે કેમ હોય ? તમને કેવું લાગે છે હિન્દુસ્તાનનું ડેવલપમેન્ટ ? બધા જ ડેવલપમેન્ટમાં સૌથી ટોપમોસ્ટ ડેવલપમેન્ટ આપણા ભારત દેશનું છે. એટલે આપણે અધ્યાત્મમાં સંપૂર્ણ ડેવલપ છીએ, પણ ભૌતિકમાં અંડર ડેવલપ છીએ. ભૌતિકમાં આપણું

સંપૂર્ણ ડેવલપમેન્ટ નથી, પણ આધ્યાત્મિકમાં તો આપણે પૂરા ડેવલપ છીએ. તો આપણી સુગંધી તો હોવી જોઈએ ને કે ના હોવી જોઈએ ?

આ છોકરાને તમે સળી કર કર કરો તો છોકરો સામો થાય કે ના થાય ? માણસ તો કેવો હોવો જોઈએ ? સુગંધીવાળો હોવો જોઈએ. લાઈફ સુગંધીવાળી હોવી જોઈએ. સુગંધી હોય તો શોભે ને ? આપણામાં સુગંધી આવે તો જગત આખું ફરે. પણ આ તો પોતાનામાં જ બરકત ના હોય ને લોકોને ફેરવવા નીકળ્યાં છે લોકો ! આ તો એક જાતનો વ્યાપાર લઈને બેઠા છે. છતાં દારૂ પીએ, માંસાહાર કરે ને ઊંધે રસ્તે ચાલ્યો જાય, એના કરતાં સારું છે !

આપણા હિન્દુસ્તાનમાં એક-એક માણસનામાં કેટલી બધી શક્તિ હોય ? જબરજસ્ત શક્તિઓ છે, મહીં અનંત શક્તિ છે ! પણ જ્ઞાની પુરુષને ભેગો થાય તો એ શક્તિને વ્યક્ત કરી આપે. એટલે શક્તિ તો મહીં ભરેલી છે એનામાં બધી, પણ અપ્રગટ રહે છે અને એમ કરતાં કરતાં ઘૈડા થાય છે ને છેલ્લે સ્ટેશને પહોંચી જાય છે. આવો મનુષ્યનો અવતાર પણ જો કામ થયા વગર એળે જાય છે ! બહુ બુદ્ધિશાળીને એક દહાડો બુદ્ધુ થવું પડે. તે બુદ્ધિનીય નોર્માલિટી સારી.

## નકલોમાં શુંય માની બેઠા

નવું પેન્ટ પહેરીને અરીસામાં જો જો કર્યા કરે. 'અલ્યા, અરીસામાં શું જુએ છે ?' આ કોની નકલ કરે છે એ તો જુઓ ! અધ્યાત્મવાળાની નકલ કરી કે ભૌતિકવાળાની નકલ કરી ? જો ભૌતિકવાળાની નકલ કરવી હોય તો આ પેલા આફ્રિકાના છે, એમની કેમ નથી કરતા ? પણ આ તો સાહેબ જેવા લાગીએ, એટલે નકલો કરી. પણ તારામાં બરકત તો છે નહીં ! શાનો 'સાહેબ' થવા ફરે છે ? પણ સાહેબ થવા માટે આમ અરીસામાં જુએ, પટીયાં પાડ પાડ કરે. ને પોતે માને કે હવે ઓલરાઈટ થઈ ગયો છું. પાછો પાટલૂન પહેરીને આમ પાછળ થબોકા માર માર કરે. અલ્યા, શું કામ વગર કામનો માર માર કરે છે ? કોઈ બાપોય જોનાર નથી. સહુ સહુના કામમાં પડ્યા છે, સહુ સહુની ચિંતામાં પડ્યા છે. તને જોવા નવરુંય કોણ છે ?

સહુ સહુની માથાકૂટમાં પડ્યા છે. પણ પોતાની જાતને શુંય માની બેઠો છે ! મનમાં માને કે આ ત્રણસો રૂપિયે વારનું કપડું છે, એટલે લોક મારી કિંમત કરશે. પણ આ તો જોવા જ કોઈ નવરું નથી ને ! પણ તોય મનમાં ફૂલાયા કરે. અને સહેજ ઘેરથી બહાર જવાનું થાય ને, તો પાટલૂન બદલ્યા કરે. 'એય બીજું પાટલૂન લાવો !' પાછો કહેશે, 'આ નહીં, ટેરેલીનનું પાટલૂન લાવો.' આ લોક કંઈ જેવાં તેવાં હોય છે ! અલ્યા, શું ધાર્યું છે તે આ ? તને જોવા માટે કોઈ બાપોય નવરો નથી. શું તારું જોવાનું છે તે ? પણ તોય સારું પાટલૂન પહેરીને મનમાં શુંય માન્યા કરે ! આવું છે આ જગત !

આ કાળની વાતો તો છે ને, મેં એવો એક પણ માણસ જોયો નથી કે જેની વાત કરેક્ટ હોય. અર્ધગાંડા જેવા, હાફમેન્ટલ લોકો છે. એટલે પહેલાં એકવાર તો આમની વાતને ઉતરવા જ ના દેવી, પહેલાં તપાસ કરવી. નહીં તો જો ઉતરવા દે ને, તો આપણને ઈફેક્ટ થાય એટલે આ અર્ધગાંડા જેવો કાળ છે. અત્યારે તો આપણને કહેવા આવે કે 'આપનું ગોડાઉન સળગે છે.' ત્યારે આપણે પૂછવું કે 'અમારું ગોડાઉન સળગે છે ?' ત્યારે કહેશે કે 'હું હમણાં જોઈને જ આવ્યો છું ને !' પછી ધીમે રહીને પાણી-બાણી પીને આપણે જઈએ. તપાસ તો કરીએ કે હકીકતમાં શું છે ? હવે પેલો કહે છે કે તમારું જ સળગે છે. તોય આપણે કહીએ, 'ના, જરા તપાસ તો કરીએ !' ત્યાં જઈને જોઈએ ત્યારે ચંદુભાઈનું સળગતું હોય, એટલે આ જગતનું કશું ઠેકાણું નથી ! કોઈ વાત માટે કોઈ ઠેકાણાવાળો માણસ જ મેં ના જોયો.

એવો આ કાળ વિચિત્ર છે. માણસ બિચારા ભડકેલા ઘોડા જેવા છે. ભડકાટ પેસી ગયો છે કે, 'શું થઈ જશે, શું થઈ જશે ?' તારો કોઈ બાપોય ઉપરી નથી, ત્યાં શું થઈ જવાનું છે તે ? આટલી હિંમત આપનારો મળે તોય હિંમત આવી જાય ને ? અમે તો શું કહ્યું કે તારો ઉપરી કોઈ નથી. તારામાં ડખલ કરનાર પણ કોઈ નથી અને આ પરમેનન્ટ વાત ડીસાઈડેડપૂર્વક કહું છું. કોઈ બાપોય ઉપરી નથી, તમે જ છો. ઉપરી તમારાં બ્લંડર્સ અને મિસ્ટેક્સ, બે જ છે. બ્લંડર્સ તો 'જ્ઞાની પુરુષ' તોડી આપે તો

તૂટે. પછી ભૂલો નીકળી જશે. નહીં તો બ્લંડર્સ નીકળે એવી નથી, પોતે ફસાયેલો છે, તે પોતાથી નીકળે એવી નથી.

## સમજણ હિતાહિતની...

ભગવાન શું કહે છે કે મારી વાતને સમજો, જે સમજથી તમારું હિત થાય. હિતાહિતનું ભાન ના હોય, એને મનુષ્ય કહેવાય જ નહીં ને ! જે વેપારી નફા-ખોટને સમજતો ના હોય, એને વેપારી શી રીતે કહેવાય ? અહીં દુકાન માંડીને બેઠો હોય પણ નફા-ખોટના વેપારની સમજણ ના પડે તો શું થાય ? નાદારી કાઢવી પડશે ! એવું આ હિતાહિતનું ભાન એટલે આ લોકનું હિત અને પરલોકનું હિત બંને સચવાય, તેનું નામ હિતાહિતનું ભાન કહેવાય. એકલું પરલોકનું હિત સાચવે તો એકુય સચવાય નહીં. એ તો આ લોકનું હિત પહેલું જોઈએ, પછી પરલોકનું હિત સમાયેલું જ હોય. જે આ લોકનું હિત કરે છે, એનું પરલોકનું હિત અંદર સમાયેલું જ હોય છે.

પોતાનું અહિત જ કરતો હોય, તે બીજાનું શું હિત કરે ? જે પોતાનું હિત કરે તે લોકો બીજાનું, પરનું હિત કરે. આ તો મોઢા ઉપર જાણે દિવેલ ચોપડ્યું હોય ને, એવા લોક દેખાય છે. એનું કારણ શું છે ? 'દિવેલ ચોપડ્યું છે ?' ત્યારે કહે, 'ના, દિવેલ બહુ મોઘું થયું છે, ક્યાંથી એ ચોપડે ?' આ તો મહીં આખો દહાડો અજંપો રહ્યા કરે છે ને આમ કરું કે તેમ કરું ? આમ કરું કે તેમ કરું ? એવું મહીં ચાલ્યા કરે છે ! તેનું પછી મોઢા ઉપર દિવેલ ચોપડ્યા વગર દિવેલ દેખાય છે ! અલ્યા, સંડાસ જવાની તો તાકાત નથી ! આ વર્લ્ડમાં કોઈ જન્મ્યો નથી કે જેને સંડાસ જવાની સ્વતંત્ર શક્તિ પોતાની હોય ! અલ્યા, તું શું કરે છે તે ? શું કરવા વગર કામના વિચારો કર્યા કરે છે ? વિચારની કંઈ હદ હશે કે નહીં હોય ? આ દવા પીવાની હદ હોય છે કે નથી હોતી ? તમને કહ્યું હોય કે આ દવાથી તમને મટી જશે, પણ એવી સાતેક દવાની શીશી પીવી પડશે. તો તમે બધા ડોઝ એક જ દહાડામાં પી જાવ તો ? ડોઝ તો પીવાના પ્રમાણથી પીવું જોઈએ કે એક જ દહાડામાં પીવું જોઈએ ? કેટલાક રાતે બાર વાગ્યા સુધી ઓઢીને યોજનાઓ ઘડ્યા કરે છે. અલ્યા, શું કરવા યોજનાઓ કરે છે તે ? આ

બધું તું તારું પોતાનું હિત બગાડી રહ્યો છું ! આ ઘડેલી યોજનાને શું કરવા બગાડો છો ? જે ઘડેલી છે, એક્સેપ્ટ થઈ ગયેલી છે, મંજૂર થઈ ગયેલી છે, એમાં તમે શું કરશો હવે ? વગર કામના શું કામ આમ કરો છો ? પોતે પોતાનું હિત બગાડી રહ્યા છો ! આ તો બધી ઘડાયેલી યોજના છે, એમાં હવે શું કામ નવું ઘડો છો ? આ તો તમે આવતા ભવનું ઘડો છો !

કોઈકના માથા ઉપર માથેરાન થઈ જાય ને કોઈકને માથે વેરાન, ટાલ પડી જાય. માથેરાન એટલે વાળ બધા મારી પેઠ હોય તે માથે રાનવાળો ટાલ ખોળે કે મને આવી ટાલ કેમ નથી પડતી અને ટાલવાળો વાળ વધારવા માથે દવા ચોપડે, એવું આ જગત છે ! એટલે આપણે તો જે બન્યું એ ખરું ! ટાલ પડી તો ટાલ ખરી ને રાન રહ્યું તો રાન ખરું. કોઈકને જોઈને આપણે શું કામ છે ? પહેલાં એક-બે માણસ મને કહેતા હતા કે, 'મારા માથે ટાલ કેમ નથી પડતી ?' મેં કહ્યું, 'તારે ટાલનું શું કામ છે ?' ત્યારે કહે, 'મેં એવી કહેવત સાંભળી છે કે 'કો'ક નિર્ધન ટાલિયા.' જે ટાલિયો હોય તે કોઈક જ નિર્ધન હોય. એટલે આ ધનવાન થવા માટે ટાલ પાડે છે ! અને ટાલિયા માણસો વાળ ઊગે તેને માટે દવા ચોપડ ચોપડ કરે છે ! એવું આ ઘનચક્કર જગત છે. પોતાના હિતાહિતનું ભાન નથી, સહેજેય પોતાના હિતાહિતનું ભાન નથી. સાંસારિક હિતાહિતનું ભાન પણ ખોઈ નાખ્યું છે. સાંસારિક હિત શેમાં તેય નથી ખબર, તો પેલું મોક્ષના હિતાહિતનું ભાન તો હોય જ શી રીતે ?

અત્યારે તો સાંસારિક હિતનું ભાન કોને કહેવાય ? જેને નૈતિકતાનું ધોરણ હોય, પ્રમાણિકતાનું ધોરણ હોય, જેને લોભ નોર્મલ હોય, જેનામાં કપટ ના હોય, માન પણ નોર્મલ હોય, એને સાંસારિક હિતનું ભાન કહેવાય. બાકી એબ્નોર્મલ લોક હોય, તેને હિતનું ભાન તે રહેતું હશે ? લોભાંધ થયેલો હોય, તે કોની જોડે માથું અથડાવશે તે શું કહેવાય ? સાંસારિક હિતનું ભાન હોય તેને માણસ કહેવાય. બાકી આમનો તો ફોટો પાડે તો લોક કહે ખરાં કે માણસનો ફોટો છે, પણ મહીં માણસના ગુણ નથી.

આપણે તો મનુષ્ય અવતારમાં શું કામ કરવાનું છે ? ત્યારે કહે કે

મોક્ષ હેતુ પૂરતું, એટલું જ કામ પૂરું કરવાનું હોય છે. મોક્ષના હેતુ માટે જે સાધન મળી આવે એ સાધનની આરાધના માટે આ મનુષ્યદેહ હોય છે. આપણા હિન્દુસ્તાન માટે આટલું જ છે. બાકી બીજા લોકો તો એ જે કરે છે તે જ કરેક્ટ છે. એમાં એમની કંઈ ભૂલ છે જ નહીં.

લોકોને તો પોતાના સંપૂર્ણ હિતની ખબર જ નથી. આમને તો શારીરિક હિતની ખબર છે, ભૌતિક હિતની ખબર છે. પણ આધ્યાત્મિક હિતની એમને ખબર નથી. એટલે ભૌતિકનું જ કાર્ય કરે છે !

આંખ્યો મીંચેલી હતી ત્યાં સુધી જ પાંસરો હતો. જાગ્યો કે પાછો બૂમાબૂમ ને કકળાટ કરી મેલે ! કે 'બધું વાંકું છે, આમ છે, તેમ છે, આ ચા કીટલી વગર કેમ લાવ્યા ?' અરે મેલને પૂળો, ચા પીને નિરાંતે ! તોય કહેશે, 'ચા મોળી કેમ છે ?' તે કીટલી માથામાં મારે પછી શું થાય તે ? જાગ્યો ને આંખો ઊઘડી કે જાણે કકળાટ માંડ્યો જ હોય. એવો માલ ખરો કે નહીં ? જાગ્યો ત્યાંથી જ આનું આ જ, 'કીટલી વગર ચા કેમ લાવ્યા છો ? ચા કડક થઈ નથી !' અલ્યા, પાંસરો બનીને પી લેને છાનોમાનો, કડક ને સારી કર્યા વગર ! પણ કેટલી જાતની ખોડો કાઢ કાઢ કરે, તે પછી બાઈ અકળાઈ જ જાય ને કે એને કટેવ જ પડી છે. પણ મનમાં સમજી જાય, બોલાય નહીં. મનમાં કહેશે કે, 'આ મૂળથી જ વાંકો છે. પૈણવા આવ્યો ત્યારથી જ વાંકો છે,' એવું બધુંય સમજે. પણ મોઢે શી રીતે બોલાય ? પણ પછી ભાભો ભારમાં ના રહે એટલે વહુ લાજમાં ના રહે. એટલે એક દહાડો વહુ સામી થઈ જાય. સવારમાં ઊઠીને જ કકળાટ કરે છે ને ? અસલ ખાવાપીવાનું છે, કોઈ કાળેય નહોતી એવી વસ્તુઓ ભેગી થઈ છે, ત્યારે આ લોકોને ભોગવતાં નથી આવડતું. આખી સમજણ જ તૂટી ગઈ છે. 'જીવન કેમ જીવવું ?' તેનું કોઈ જાતનુંય ભાન નથી.

❖❖❖❖❖

## [૨]
# લક્ષ્મીનું ચિંતવન

## લક્ષ્મીદોડમાં, આપણે તો નથી ને ?

દુનિયાનો કાયદો એવો છે કે હિન્દુસ્તાનમાં જે બરકત વગરના માણસ પાકે તેમ લક્ષ્મી વધતી જાય અને બરકતવાળો હોય તેને રૂપિયા ના આવવા દે. એટલે આ તો બરકત વગરનાં માણસોને લક્ષ્મી ભેગી થઈ છે ને ટેબલ ઉપર જમવાનું મળે છે. ફક્ત કેમ ખાવું-પીવું એ નથી આવડતું.

**પ્રશ્નકર્તા :** પામેલો વધુ પામવા અને ના પામેલા પામવા માટે વ્યગ્ર કેમ હોય છે ?

**દાદાશ્રી :** શું પામવાની વાત છે આમાં ?

**પ્રશ્નકર્તા :** આ આર્થિક વાત છે. ભૌતિક વાત છે. જે ભૌતિક પામેલાઓ છે, એમને વધારે પામવા માટે વ્યગ્રતા હોય છે અને ના પામેલા, પામવા માટે વ્યગ્ર હોય છે એ શાથી ?

**દાદાશ્રી :** લોકોને રેસકોર્સમાં ઉતરવું છે. રેસકોર્સમાં ઘોડાઓ દોડે છે, એમાં કયા ઘોડાને ઈનામ હોય છે ?

**પ્રશ્નકર્તા :** પહેલા ઘોડાને.

**દાદાશ્રી :** તે તમારા ગામમાં કયો ઘોડો પહેલા નંબરે છે ? રેસકોર્સમાં જે પહેલો આવ્યો, એમાં કોનું નામ છે ? એટલે બધા ઘોડા દોડ દોડ કરે છે ને હાંફી હાંફીને મરી ગયા પણ પહેલો નંબર કોઈનોય લાગતો નથી. અને આ દુનિયામાંય કોઈનો પહેલો નંબર લાગ્યો નથી. આ તો વગર કામની દોડમાં પડ્યા છે ! તે હાંફી હાંફીને મરી જવાનું ! અને ઈનામ

તો એકને જ મળવાનું ! માટે આ દોડમાં પડવા જેવું નથી. આપણે આપણી મેળે શાંતિપૂર્વક કામ કર્યે જવાનું. આપણી ફરજો બધી બજાવી છૂટવી. પણ આ રેસકોર્સમાં પડવા જેવું નથી ! તમારે આ રેસકોર્સમાં ઉતરવું છે ?

**પ્રશ્નકર્તા :** જીવનમાં આવ્યા એટલે રેસકોર્સમાં ઉતરવું જ પડશે ને ?

**દાદાશ્રી :** તો દોડો, કોણ ના પાડે છે ? જેટલું દોડાય એટલું દોડો ! પણ અમે તમને કહી છૂટીએ છીએ કે ફરજો સવળી બજાવજો ને શાંતિપૂર્વક બજાવજો. રાતે અગિયાર વાગે આપણે બધે તપાસ કરવી કે લોકો ઊંઘી ગયા છે કે નથી ઊંઘી ગયા ? તો આપણે જાણીએ કે લોકો ઊંઘી ગયા છે. એટલે આપણે પણ ઓઢીને સૂઈ જવું ને દોડવાનું બંધ કરી દેવું. લોક ઊંઘી ગયા હોય ને આપણે એકલા એકલા વગર કામના દોડ દોડ કરીએ એ કેવું ? આ શું છે ? લોભ નામનો ગુણ છે એ પજવે છે.

## ...તો, આત્માની ભજના ક્યારે ?

તમને રાતદહાડો સ્વપ્નાં આ લક્ષ્મીનાં આવે છે ?

**પ્રશ્નકર્તા :** સ્વપ્નું આવતું નથી પણ એ સ્વપ્નાની ઈચ્છા રાખું ખરો.

**દાદાશ્રી :** તો કોઈક અડચણવાળો હોય ને તમારી પાસે સો રૂપિયા માંગવા આવે ત્યારે તમારી શી દશા થાય ? હાય બાપ, ઓછા થઈ જશે તો ? એવું થઈ જાય ? ઓછા કરવા માટે તો આ રૂપિયા છે, એ કંઈ જોડે લઈ જવાના નથી. જો જોડે લઈ જવાના હોયને, તો વાણિયા તો બહુ અક્કલવાળા લોક ! પણ તમારી નાતમાં પૂછી જુઓ, કોઈ લઈ ગયેલા ? મને લાગે છે કે એ ઓટીમાં ઘાલીને લઈ જતા હશે ? આ પૈસા જોડે લઈ જવાતા હોય તો તો આપણે એનું ધ્યાનેય કરીએ. પણ એ જોડે લઈ જવાના નહીં ને ?

**પ્રશ્નકર્તા :** તો પછી મનુષ્ય માત્રની પૈસા મેળવવા તરફ પ્રબળ વૃત્તિ કેમ રહેતી હશે ?

**દાદાશ્રી :** આ લોકોનું જોઈને કર્યા કરે છે. આ આવું કરે છે ને હું રહી ગયો એવું એને થયા કરે છે. બીજું, એના મનમાં એમ છે કે પૈસા

હશે તો બધું લવાશે, પૈસાથી બધું મળે છે. પણ બીજો કાયદો એ જાણતો નથી કે પૈસા શા આધારે આવે છે ! જેમ શરીરની તંદુરસ્તી હોય ત્યારે ઊંઘ આવે, એવું મનની આ તંદુરસ્તી હોય તો લક્ષ્મીજી આવે.

**પ્રશ્નકર્તા :** છતાં પણ અત્યારે તો મોક્ષ કોઈનેય જોઈતો નથી, ફક્ત પૈસો જોઈએ છે.

**દાદાશ્રી :** તેથી તો ભગવાને કહ્યું છે ને, કે આ પ્રાણીઓને મોતે મરે છે. કૂતરાં, ગધેડાં જેમ પ્રાણીઓ મરે છે ને, તેમ આ માણસો મરી જાય છે, કમોતે મરે છે. હાય પૈસો ! હાય પૈસો ! કરતા કરતા મરે છે ! પૈસો તો યાદ આવવો તેય બહુ જોખમ છે, ત્યારે પૈસાની ભજના કરવી એ કેટલું બધું જોખમ હશે ? હું શું કહેવા માગું છું એ આપને સમજાય છે ?

**પ્રશ્નકર્તા :** ઈ સમજાણું, પણ એમાં જોખમ શું ઈ સમજાણું નથી. એમાં તો તરત જ, તાત્કાલિક લાભ થાય છે ને ! પૈસો હોય એટલે બધી વસ્તુઓ આવે. ઠાઠમાઠ, મોટર-બંગલા બધું પ્રાપ્ત થાય છે ને ?

**દાદાશ્રી :** પણ પૈસાની ભજના કોઈ કરતું હશે ?

**પ્રશ્નકર્તા :** એ જ કરતા હોય છે ને ?

**દાદાશ્રી :** તો પછી મહાવીરની ભજના બંધ થઈ ને આ ભજના ચાલુ થઈ, એમને ? માણસ એક જગ્યાએ ભજના કરી શકે, કાં તો પૈસાની ભજના કરી શકે ને કાં તો આત્માની. બે જગ્યાએ એક માણસનો ઉપયોગ રહે નહીં. બે જગ્યાએ ઉપયોગ શી રીતે રહે ? એક જ જગ્યાએ ઉપયોગ રહે, તે હવે શું થાય ? પણ એટલું સારું છે કે અત્યારે માણસને પૈસા જોડે લઈ જવાની છૂટ આપી છે. એ સારું છે ને ?

**પ્રશ્નકર્તા :** પૈસા ક્યાં ભેગા લઈ જાય છે ? બધું અહીંયાં મૂકીને તો જાય છે, કાંઈ જોડે આવતું નથી.

**દાદાશ્રી :** એમ ! પણ જોડે લઈ જાય છે ને ? ના, તમે એ કળા જાણતા નથી (!) એ કળા તો પેલા બ્લડ પ્રેશરવાળાને પૂછી જો જો કે તેની કળા કેવી છે ? તે તમે જાણો નહીં.

એક શેઠ મળેલા, આમ લાખોપતિ હતા. મારાં કરતાં પંદર વર્ષે મોટા, પણ મારી જોડે બેસે-ઊઠે. એ શેઠને એક દહાડો મેં કહ્યું કે, 'શેઠ, આ છોકરાં, બધાં કોટ-પાટલૂન પહેરીને ફરે છે ને તમે એક આટલી ધોતી ને બેઉ ઢીંચણ ઉઘાડા દેખાય એવું કેમ પહેરો છો ?' એ શેઠ દેરાસર દર્શન કરવા જતા હોયને, આમ ઉઘાડા દેખાય. આટલી ધોતી તે લંગોટી મારીને જાય, એવું લાગે. આટલી બંડી ને સફેદ ટોપી, તે દર્શન કરવા દોડધામ કરતા જાય. મેં કહ્યું કે 'મને લાગે છે કે આ બધું જોડે લઈ જશો.' ત્યારે મને કહે છે કે, 'ના લઈ જવાય, અંબાલાલભાઈ, જોડે ના લઈ જવાય.' મેં કહ્યું કે, 'તમે તો અક્કલવાળા, અમને પટેલોને સમજણ નહીં ને તમે તો અક્કલવાળી કોમ. કંઈ ખોળી કાઢ્યું હશે !' તો કહે કે, 'ના, કોઈથીય ના લઈ જવાય.' પછી એમના દીકરાને પૂછ્યું કે, 'બાપા તો આવું કહેતા હતા.' ત્યારે એ કહે છે કે, 'એ તો સારું છે કે જોડે લઈ નથી જવાતું. જો જોડે લઈ જવાતું હોય ને, તો મારા બાપા ત્રણ લાખનું દેવું અમારે માથે મૂકીને જાય એવા છે ! મારા બાપા તો બહુ પાકા છે. એટલે નથી લઈ જવાતું એ જ સારું છે, નહીં તો બાપા તો ત્રણ લાખનું દેવું મૂકીને અમને રખડાવી મારે, મારે તો કોટ-પાટલૂનેય પહેરવાને ના રહે. જોડે લઈ જવાનું હોત ને, તો અમને પરવારી દેવડાવે એવા પાકા છે !'

**પ્રશ્નકર્તા :** દેવું કરીનેય લઈ જાય.

**દાદાશ્રી :** પૈસા દેવું કરીનેય પોતે જોડે લઈ જાય. પણ જો પેલો કહે છે ને કે, 'નથી લઈ જવાતું એ જ સારું છે, નહીં તો મારા બાપા તો ત્રણ લાખનું દેવું મૂકી જાય એવા છે !'

## સંતોષ, લક્ષ્મીથી રહે કે જ્ઞાનથી ?

**પ્રશ્નકર્તા :** આ લોકો પૈસા પાછળ પડ્યા છે, તો સંતોષ કેમ નથી રાખતા ?

**દાદાશ્રી :** આપણને કોઈ કહે કે સંતોષ રાખજો. તો આપણે કહીએ કે ભાઈ, તમે કેમ રાખતા નથી ને મને કહો છો ? વસ્તુસ્થિતિમાં સંતોષ રાખ્યો રહે એવો નથી. તેમાંય કોઈનો કહેલો રહે એવો નથી. સંતોષ તો

જેટલું જ્ઞાન હોય, એટલા પ્રમાણમાં એની મેળે સ્વાભાવિક રીતે સંતોષ રહે જ. સંતોષ એ કરવા જેવી ચીજ નથી. એ તો પરિણામ છે. જેવી તમે પરીક્ષા આપી હશે તેવું પરિણામ આવે. એવી રીતે જેટલું જ્ઞાન હશે એટલું, પરિણામે સંતોષ રહે. સંતોષ રહે એટલા માટે તો લોક આટલી બધી મહેનત કરે છે ! જુઓને, સંડાસમાંય બે કામ કરે છે. દાઢી ને બેઉ કરે ! એટલો બધો લોભ હોય ! આ તો બધું ઈન્ડિયન પઝલ કહેવાય ! એટલે આ પઝલ કોઈ સોલ્વ ના કરી શકે કે આવું કેમ હશે ? એટલે જ ઈન્ડિયન પઝલ કહ્યું ને !

## જેનું પ્રમાણ નક્કી, એનાં ચિંતવન શાં ?

પૈસા તો જેટલા આવવાના હશે એટલા જ આવશે. ધર્મમાં પડશે તોય એટલા આવશે ને અધર્મમાં પડશે તોય એટલા આવશે. પણ અધર્મમાં પડશે તો દુરુપયોગ થશે ને દુઃખી થશે. અને આ ધર્મમાં સદુપયોગ થશે ને સુખી થશે અને મોક્ષે જવાશે તે વધારાનું. બાકી પૈસા તો એટલા જ આવવાના છે.

પૈસા માટે વિચાર કરવો એ એક કુટેવ છે. એ કેવી કુટેવ છે ? કે એક માણસને તાવ બહુ ચડ્યો હોય અને આપણે તેને વરાળ આપીને તાવ ઊતારીએ. વરાળ આપી એટલે તેને પરસેવો બહુ થઈ જાય, એવું પછી પેલા રોજ વરાળ આપીને પરસેવો કાઢ કાઢ કરે તો, એની સ્થિતિ શું થાય ? પેલો એમ જાણે કે આ રીતે એક દહાડો મને બહુ ફાયદો થયેલો, મારું શરીર હલકું થઈ ગયેલું, તે હવે આ રોજની ટેવ રાખવી છે. રોજ વરાળ લે ને પરસેવો કાઢ કાઢ કરે તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** શરીરમાંથી પાણી બધું નીકળી જાય.

**દાદાશ્રી :** પછી આ લાકડું થઈ જાય, આ ડુંગળીને જેમ સૂકવે છે ને ? એવી રીતે આ લક્ષ્મીનું ચિંતવન કરવું, એ એના જેવું છે. જેમ આ પરસેવો પ્રમાણમાં જ નીકળે છે, એવી રીતે લક્ષ્મી પ્રમાણસર આવ્યા જ કરે છે. તમે તમારે કામ કર્યે જવાનું છે. કામમાં ગાફેલ નહીં રહેવાનું. લક્ષ્મી તો આવ્યા જ કરશે. લક્ષ્મીના વિચાર નહીં કરવાના કે આટલી આવજો ને તેટલી આવજો, કે આવે તો સારું, એવું કશું વિચારવું નહીં. એનાંથી

તો લક્ષ્મીજીને બહુ રીસ ચડે છે. મને લક્ષ્મીજી રોજ મળે છે ત્યારે હું તેમને પૂછું છું કે, 'તમે કેમ રીસાણાં છો ? ત્યારે લક્ષ્મીજી કહે છે કે, 'આ લોકો એવા થઈ ગયા છે હવે કે, 'તમારે મારે ત્યાંથી જવાનું નહીં' એવું કહે છે. ત્યારે લક્ષ્મીજી શું એના પિયર ના જાય ? લક્ષ્મીજીને ઘરની મહીં આંતરી રખાય ?

## લક્ષ્મી વધી, તો કષાય ઘટ્યા ?

આ કળિયુગમાં પૈસાનો લોભ કરીને પોતાનો અવતાર બગાડે છે, ને મનુષ્યપણામાં આર્તધ્યાન, રૌદ્રધ્યાન થયા કરે, તે મનુષ્યપણું જતું રહે. મોટાં મોટાં રાજ ભોગવી ભોગવીને આવ્યો છે, આ કંઈ સાવ ભિખારી નહોતા. પણ અત્યારે મન ભિખારી જેવું થઈ ગયું છે. તે આ જોઈએ ને તે જોઈએ થયા કરે છે. નહીં તો જેનું મન ધરાયેલું હોય, તેને કશુંય ના આપો તોય રાજેશ્રી હોય. પૈસો એવી વસ્તુ છે કે માણસને લોભ ભણી દૃષ્ટિ કરાવે છે. લક્ષ્મી તો વેર વધારનારી વસ્તુ છે. એનાથી દૂર જેટલું રહેવાય એટલું ઉત્તમ અને વપરાય તો સારા કામમાં વપરાઈ જાય તો સારી વાત છે.

**પ્રશ્નકર્તા :** અત્યારે તો પૈસો સસ્તો થયો છે.

**દાદાશ્રી :** પૈસો સસ્તો થયો છે. પૈસો સસ્તો તો માણસ સસ્તો થઈ જાય. પૈસો મોંઘો થાય ત્યારે માણસ મોંઘો થાય. માણસની કિંમત ક્યાં સુધી ? પૈસો મોંઘો હોય ત્યાં સુધી થાય. પૈસો સસ્તો થાય એટલે માણસની કિંમત સસ્તી થઈ ગઈ ! એટલે પછી વાળ કપાવવાનુંય મોંઘું થઈ જાય, બધુંય મોંઘું થઈ જાય.

## લક્ષ્મીનાં ધ્યાને, જોખમ અપાર

લક્ષ્મી તો હાથનો મેલ છે અને મેલ એ તો નેચરલ આવવાનો જ. તમારે આ સાલ પાંચ હજાર સાતસો ને પાંચ રૂપિયા અને ત્રણ આના એટલો હિસાબ આવવાનો હોય ને, તો હિસાબની બહાર કોઈ દહાડોય જતું નથી. અને છતાં આ વધારે આવતા દેખાય છે એ તો પરપોટો ફૂટે એમ

ફૂટી જાય. પણ જેટલો હિસાબ છે એટલો જ રહેશે. આ અરધી તપેલી દૂધ હોય, તે નીચે લાકડાં સળગાવ્યાં ને દૂધની તપેલી ઉપર મૂકી તો દૂધ આખી તપેલી થાય ને, ઉભરાયાથી આખી તપેલી ભરાઈ પણ તે ભરાઈ રહેલું ટકે છે ? એ ઉભરાયેલું ટકે નહીં. એટલે જેટલો હિસાબ છે એટલી જ લક્ષ્મી રહેશે. એટલે લક્ષ્મી તો એની મેળે જ આવ્યા કરે. હું 'જ્ઞાની' થયો છું, અમને સંસાર સંબંધનો વિચારેય નથી આવતો, તોય લક્ષ્મી આવ્યા કરે છે ને ! તમારે પણ એની મેળે આવે છે, પણ તમે કામ કરવા માટે બંધાયેલા છો. તમારે ફરજીયાત શું છે ? વર્ક છે.

લક્ષ્મી એ તો બાય પ્રોડક્ટ છે. જેમ આપણો હાથ સારો રહેશે કે પગ સારો રહેશે, એનો રાતદહાડો વિચાર કરવો પડે છે ? ના. શાથી ? હાથ-પગની આપણને જરૂર નથી ? છે. પણ એનો વિચાર કરવો પડતો નથી. એવી રીતે લક્ષ્મીનો વિચાર કરવાનો નહીં. એય આપણને અહીં આગળ હાથ દુઃખતો હોય તો એની મરામત પૂરતો વિચાર કરવો પડે છે, એવું કોઈ વખત વિચાર કરવો પડે તે તાત્કાલિક પૂરતો જ, પછી વિચાર જ નહીં કરવાનો, બીજી ભાંજગડમાં નહીં ઉતરવાનું. લક્ષ્મીના સ્વતંત્ર ધ્યાનમાં ઉતરાતું હશે ? લક્ષ્મીનું ધ્યાન એક બાજુ છે, તો બીજી બાજુ બીજું ધ્યાન ચૂકીએ છીએ. સ્વતંત્ર ધ્યાનમાં તો લક્ષ્મી શું સ્ત્રીનાય ધ્યાનમાં ના ઉતરાય. સ્ત્રીના ધ્યાનમાં ઉતરે તો સ્ત્રી જેવો થઈ જાય ! લક્ષ્મીના ધ્યાનમાં ઉતરે તો ચંચળ થઈ જાય. લક્ષ્મી ફરતી ને એય ફરતો ! લક્ષ્મી તો બધે ફર્યા કરે નિરંતર, એવો એય બધે ફર્યા કરે. લક્ષ્મીનું ધ્યાન જ ના કરાય. મોટામાં મોટું રૌદ્રધ્યાન છે એ તો, એ આર્તધ્યાન નથી, રૌદ્રધ્યાન છે ! કારણ કે પોતાને ઘેર ખાવાપીવાનું છે, બધુંય છે પણ લક્ષ્મીની હજી વધુ આશા રાખે છે, એટલે એટલું બીજાને ત્યાં ખૂટી પડે. બીજાને ત્યાં ખૂટી પડે એવું પ્રમાણભંગ ના કરો. નહીં તો તમે ગુનેગાર છો. એની મેળે સહજ આવે એના ગુનેગાર તમે નથી ! સહજ તો પાંચ લાખ આવે કે પચાસ લાખ આવે. પણ પાછું આવ્યા પછી લક્ષ્મીને આંતરી રખાય નહીં. લક્ષ્મી તો શું કહે છે ? અમને આંતરાય નહીં. જેટલી આવી એટલી આપી દો.

## મહેનત કરેલી તો ક્યારે કામની ?

**પ્રશ્નકર્તા :** આપણા વિચારો એવા છે કે ધંધામાં એટલા બધા ઓતપ્રોત છીએ કે લક્ષ્મીનો મોહ જતો જ નથી. એમાં ડૂબ્યા છીએ.

**દાદાશ્રી :** તેમ છતાં પૂર્ણ સંતોષ પણ થતો નથી ને ! જાણે પચ્ચીસ લાખ ભેગા કરું, પચાસ લાખ ભેગા કરું, એવું રહ્યા કરે છે ને ? એવું છે, પચ્ચીસ લાખ તો હું પણ ભેગા કરવામાં રહેત, પણ મેં તો હિસાબ કાઢી જોયેલો કે આ અહીં આયુષ્યનું એક્સ્ટેન્શન મળતું નથી. દરેક વસ્તુનું એક્સ્ટેન્શન હોય છે ને ? બીજી જે મુદ્દતો હોય છે ને, એમાં વધારો કરી આપે છે, એક્સ્ટેન્શન કરી આપે છે, પણ આયુષ્યમાં એક્સ્ટેન્શન હોતું નથી ને ! તે પછી આપણે શું કરવા ઊપાધિ કરીએ ? સોને બદલે હજારેક વર્ષ જીવવાનું થતું હોય, તો જાણે ઠીક છે કે મહેનત કરેલી કામની. આ તો કઈ ઘડીએ છે કે નથી, એનું કંઈ ઠેકાણું નથી. અને આ બધું તમે કરો છો કે કોઈ કરાવે છે ? તમને કેવું લાગે છે ?

## કમાણી-ખોટ, સત્તા કોની ?

**પ્રશ્નકર્તા :** બધું આપણે જ કરીએ છીએ ને ? કોઈ કરાવતું નથી.

**દાદાશ્રી :** ના, આ કોઈક કરાવે છે અને તમારા મનમાં ભ્રાંતિ છે કે હું કરું છું. આ તો રૂપિયા કોઈકને આપો છો, એ પણ કોઈક કરાવડાવે છે. અને નથી આપતા, તે પણ કોઈક કરાવડાવે છે. બીઝનેસ છે તે પણ કોઈક કરાવડાવે છે. ખોટ જાય છે તે પણ કોઈક કરાવડાવે છે, નફો આવે છે તે પણ કોઈક કરાવડાવે છે. તમને એમ લાગે છે 'હું કરું છું' એ ઈગોઈઝમ છે. એ કોણ કરાવે છે ? એ ઓળખવું પડશે ને ? અમે એ ઓળખાણ કરાવી આપીએ છીએ. જ્ઞાન આપીએ છીએ ત્યારે બધું સમજણ પાડીએ છીએ કે કરે છે કોણ ?

એક સ્વસત્તા છે, બીજી પરસત્તા છે. સ્વસત્તા કે જેમાં પોતે પરમાત્મા થઈ શકે છે. જ્યારે પૈસા કમાવાની તમારા હાથમાં સત્તા નથી, એ પરસત્તા છે. તો પૈસા કમાવવા સારા કે પરમાત્મા થવું સારું ? પૈસા કોણ આપે છે

એ હું જાણું છું. પૈસા કમાવાની સત્તા પોતાના હાથમાં હોય ને, તો ઝઘડો કરીને પણ ગમે ત્યાંથી લઈ આવે. પણ એ પરસત્તા છે. એટલે ગમે તે કરો તોય કશું વળે નહીં. એક માણસે પૂછ્યું કે, 'લક્ષ્મી શેના જેવી છે ?' ત્યારે મેં કહ્યું કે 'ઊંઘ જેવી.' કેટલાકને સૂઈ જાય કે તરત ઊંઘ આવી જાય. અને કેટલાકને આખી રાત પાસાં ઘસે તોય ઊંઘ ના આવે. ને કેટલાક ઊંઘ આવવા માટે ગોળીઓ ખાય. એટલે આ લક્ષ્મી એ તમારી સત્તાની વાત નથી, એ પરસત્તા છે. અને પરસત્તાની ઉપાધિ આપણે શું કરવા કરવાની જરૂર ?

## આટલો પૈસો ! પણ મોત સુધર્યાં નહીં

આખી જિંદગી શક્કરિયું ભરહાડમાં બફાયને, એમ આ મનુષ્યો બફાઈ રહ્યાં છે.

**પ્રશ્નકર્તા :** હા, બફારામાં જ જીવે છે.

**દાદાશ્રી :** ના જીવે તો શું કરે ? ક્યાં જાય તે ? આ જીવવાનુંય ફરજિયાત છે પાછું. ને મરવાનુંય કોઈના હાથમાં સત્તા નથી. મરવા જાય ત્યારે ખબર પડશે. પોલીસવાળો પકડીને કેસ કરશે. જેમ જેલમાં ગયેલા માણસને ફરજિયાત બધું કરવું પડે છે ને. એવું આ જીવવાનું ફરજિયાત છે, પૈસાય ફરજિયાત છે.

એટલે લક્ષ્મીની હાય હાય તે હોતી હશે ? અને એની હાય હાય કરીને કોઈ ધરાયો ? આ દુનિયામાં કોઈનોય પહેલો નંબર આવેલો એવું લાગ્યું ? અહીં મુંબઈ મ્યુનિસિપાલિટીમાં કોઈનું નામ નોંધાયેલું છે કે આ ફર્સ્ટ નંબર આવ્યો ને આ સેકન્ડ નંબર આવ્યો, એવાં નામ નોંધાયેલાં છે ? આ તો જન્મે છે, કરોડ રૂપિયા કમાય છે ને પાછો મરી જાય છે. કૂતરાંને મોતે મરી જાય છે. કૂતરાંને મોતે શાથી કહું છું કે ડૉક્ટરો પાસે જવું પડે છે. પહેલાં તો લોકો મનુષ્યને મોતે મરતાં હતાં. એ શું કહેશે કે, 'ભાઈ, મારે હવે જવાનો ટાઈમ થયો છે.' એટલે ઘરનાં પછી દીવો કરે. અને અત્યારે તો છેલ્લી ઘડીએ બેભાન થઈ ગયો હોય. કૂતરાંય મરતી ઘડીએ બેભાન નથી થતાં.

## જેટલી સંભારણા, એટલો વિયોગ

એક ભાઈ આવેલા. તે બિચારાને ધંધામાં દર મહિને ખોટ જાય, તે પૈસાની હાય હાય કરતા હતા. મેં એમને કહ્યું કે પૈસાની શું કરવા વાત કરો છો ? પૈસા તો સંભારવાના બંધ કરી દો. પણ ત્યારથી એમને પૈસા વધવા માંડ્યા. તે દર મહિને ત્રીસ હજાર રૂપિયા નફો થવા માંડ્યો. નહીં તો પહેલાં વીસ હજાર રૂપિયાની ખોટ આવતી હતી. કારણ કે પૈસો સંભાર સંભાર કરતા હતા ને ! પૈસાને તો સંભારાતા હશે ? લક્ષ્મીજી એ તો ભગવાનની સ્ત્રી કહેવાય. એનું નામ તો દેવાતું હશે ?

## લક્ષ્મીવાન તો, સુગંધી આવે

લક્ષ્મીજી હંમેશાં સુગંધ સહિતની હોય તો ભગવાને પણ તેનો સ્વીકાર કર્યો છે. મુંબઈમાં આટલા લક્ષ્મીવાન છે પણ સુગંધ આવી કોઈનીય ?

**પ્રશ્નકર્તા :** કોઈક તો હશે ને ?

**દાદાશ્રી :** 'હશે' એવું બોલવું બહુ જ જોખમકારક છે. કાં તો 'ના' બોલો, ને કાં તો 'છે' એમ બોલો. 'હશે' એવું પોલું બોલવું એ ભયંકર જોખમ છે. પોલને લઈને તો જગત આવું રહ્યું છે. 'જેમ છે તેમ' બોલો ને તપાસ તો કરો ને કહી દો કે ભાઈ, મારી તપાસમાં અત્યાર સુધી કોઈ નથી આવ્યો. આપણને કહેવાનો રાઈટ કેટલો ? કે આજ સુધી મારી જિંદગીમાં ફર્યો, પણ મને હજુ કોઈ એવાં મળ્યા નથી. બાકી સુગંધી સહિતની લક્ષ્મી હોય નહીં. અત્યારે આ કાળમાં હોય તો બહુ જૂજ હોય, કો'ક જગ્યાએ હોય.

**પ્રશ્નકર્તા :** સુગંધી સહિતની લક્ષ્મી 'એ' કેવી લક્ષ્મી હોય ?

**દાદાશ્રી :** એ લક્ષ્મી આપણને સહેજેય ઉપાધિ ના કરાવડાવે. ઘરમાં સો રૂપિયા પડ્યા હોયને, તો આપણને સહેજેય ઉપાધિ ના કરાવડાવે. કોઈ કહેશે કે કાલથી ખાંડનો કંટ્રોલ આવવાનો છે તોય મનમાં ઉપાધિ ના થાય. ઉપાધિ નહીં, હાયવોય નહીં. આમ વર્તન કેવું સુગંધીવાળું, વાણી કેવી

સુગંધીવાળી અને એને પૈસા કમાવવાનો વિચાર જ ના આવે. એવી તો પુણ્યાનુબંધી પુણ્યૈ હોય ! પુણ્યાનુબંધી પુણ્યૈવાળી લક્ષ્મી હોય, તેને પૈસા પેદા કરવાના વિચાર જ ના આવે. આ તો બધી પાપાનુબંધી પાપની લક્ષ્મી છે. આને તો લક્ષ્મી જ ના કહેવાય ! નર્યા પાપના જ વિચાર આવે. 'કેમ કરીને ભેળું કરવું, કેમ કરીને ભેળું કરવું' એ જ પાપ છે. ત્યારે કહે છે કે આગળના શેઠિયાને ત્યાં લક્ષ્મી હતી એ ? એ લક્ષ્મી ભેળી થતી હતી, ભેળી કરવી પડતી નહોતી. જ્યારે આ લોકોને તો ભેળું કરવું પડે છે. પેલી લક્ષ્મી તો સહજભાવે આવ્યા કરે. પોતે એમ કહે કે, 'હે પ્રભુ ! આ રાજલક્ષ્મી તો મને સ્વપ્ને પણ ન હો.' છતાંય એ આવ્યા કરે. શું કહે કે આત્મલક્ષ્મી હો પણ આ રાજલક્ષ્મી તો અમને સ્વપ્ને પણ ના હો. તોય એ આવ્યા કરે, એ પુણ્યાનુબંધી પુણ્ય. એને લક્ષ્મી તો ઢગલાબંધ આવે, આવવાની કમી ના હોય, વિચાર જ કોઈ દહાડો ના કર્યો હોય ને ઊલટા કંટાળી ગયેલા હોય કે હવે જરા ઓછું આવે તો સારું. પણ તોય લક્ષ્મી આવે. તે લક્ષ્મી આવે એટલે શું કરવું પડે ? એનો નિવેડો તો લાવવો પડે ને ? હવે નિવેડો લાવવામાં બહુ મહેનત પડી જાય. એ કંઈ ઓછી રસ્તામાં નાખી દેવાય ? હવે એ નિવેડો કેવો હોય કે એનાથી લક્ષ્મી પાછી એવી ને એવી જાય ને પાછી ફરી ઊગી ઊગીને આવે પાછી.

## વાતને સમજવી તો પડશે ને

અત્યારે છે, એ તો લક્ષ્મી જ ના કહેવાય. આ તો પાપાનુબંધી પુણ્યવાળી લક્ષ્મી. તે પુણ્ય એવાં બાંધેલાં કે અજ્ઞાન તપ કરેલાં, તેનું પુણ્ય બંધાયેલું. તેનું ફળ આવ્યું તેમાં લક્ષ્મી આવી. આ લક્ષ્મી માણસને ગાંડોઘેલો બનાવી દે. આને સુખ જ કેમ કહેવાય તે ? સુખ તો, પૈસાનો વિચાર ના આવે, તેનું નામ સુખ. અમને તો વર્ષમાં એકાદ દિવસ વિચાર આવે કે ગજવામાં પૈસા છે કે નહીં.

**પ્રશ્નકર્તા :** બોજારૂપ લાગે ?

**દાદાશ્રી :** ના, બોજો તો અમને હોય નહીં, પણ અમને એ વિચાર જ ના હોય ને ! શેને માટે વિચાર કરવાના ? બધું આગળ-પાછળ તૈયાર

જ હોય છે ! જેમ ખાવાપીવાનું તમારા ટેબલ પર આવે છે કે નથી આવતું ? કે સવારથી વિચાર લઈને બેસો છો ? માળા ફેરવ ફેરવ કરો છો કે 'ખાવાનું થશે કે નહીં થાય ? ખાવાનું મળશે કે નહીં મળે ? એવું કર્યા કરો છો ? આ ખાવાના માટે જાપ નથી કરવો પડતો ? કે સવારનાં પહોરમાં ઊઠીને જાપ કરો છો ?

**પ્રશ્નકર્તા :** કોઈકને જાપ થતો પણ હોય.

**દાદાશ્રી :** કો'કની શું કામ ભાંજગડ કરો છો ? તમને કોઈ દહાડો થયેલો ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** આ નહાવાનું પાણી ગરમ મળશે કે નહીં મળે, મળશે કે નહીં મળે, એ રાતના વિચાર કરીએ સવાર સુધી, તો એ જાપ કરવાની જરૂર પડે છે ? તોય સવારના ગરમ પાણી નહાવા માટે મળે છે કે નથી મળતું ?

**પ્રશ્નકર્તા :** મળે છે.

**દાદાશ્રી :** એવું છે, કે જે નેસેસિટી છે, એ નેસેસિટી એના ટાઈમે આવે જ છે. એનું ધ્યાન કરવાની જરૂર નથી. તેથી તો કહ્યું છે ને, કે લક્ષ્મી એ તો હાથનો મેલ છે. જેમ પરસેવો આવ્યા વગર રહેતો નથી. તેમ લક્ષ્મી આવ્યા વગર રહેતી નથી. કોઈને વધારે પરસેવો આવે, તે લક્ષ્મી વધારે આવે ને કોઈકને ઓછો પરસેવો આવે તે ઓછી લક્ષ્મી આવે. વાત તો સમજવી પડશે ને ?

## લક્ષ્મી, દાન આપ્યે વધે અપાર

લક્ષ્મી તો, કોઈ દહાડોય ખૂટે નહીં, એનું નામ લક્ષ્મી ! પાવડેથી ખોપી ખોપીને ધર્માદો કર કર કરે ને, તોય ના ખૂટે, એનું નામ લક્ષ્મી કહેવાય. આ તો ધર્માદો કરે તે બાર મહિને બે દહાડા આપ્યાં હોય, એને લક્ષ્મી કહેવાય જ નહીં. એક દાતાર શેઠ હતા, હવે દાતાર નામ કેમ પડ્યું કે એમને ત્યાં સાત પેઢીથી ધન છે તે પાવડાથી ખોપી ખોપીને આપ આપ

કરતા હતા. સાત પેઢીથી ધન આપ્યા જ કરતા હતા, પાવડેથી ખોપીને જ આપે. તે જે આવ્યો તેને, આજ ફલાણો આવ્યો કે મારે છોડી પૈણાવવી છે, તો તેને આપ્યા. કો'ક બ્રાહ્મણ આવ્યો તેને આપ્યા, કો'કને બે હજારની જરૂર છે તેને આપ્યા. સંત-સાધુઓને માટે ત્યાં જગ્યા બાંધેલી. ત્યાં બધા સંત-સાધુઓને ઉતારો, જમવાનું. એટલે દાન તો જબરજસ્ત ચાલતું હતું તેથી દાતાર કહેવાયા ! અમે આ જોયેલું બધું. દરેકને આપ આપ કરે તેમ નાણું વધ વધ કરે.

નાણાનો સ્વભાવ કેવો છે ? જો કદી સારી જગ્યાએ દાનમાં જાય તો પાર વગરનું વધે. એવો નાણાંનો સ્વભાવ છે. અને જો ગજવાં કાપે તો તમારે ઘેર કશું નહીં રહે. આ બધા વેપારીને આપણે ભેગા કરીએ અને પૂછીએ કે ભઈ, કેમનું છે તારે ? બેંકમાં બે હજાર તો હશે ને ? ત્યારે કહેશે કે સાહેબ, બાર મહિને લાખ રૂપિયા આવ્યા, પણ હાથમાં કશું નથી ! તેથી તો કહેવત પડેલી ને કે ચોરની મા કોઠીમાં મોઢું ઘાલીને રડે ! કોઠીમાં કશું હોય નહીં, તે રડે જ ને !

લક્ષ્મીનો પ્રવાહ દાન છે અને જે સાચું દાન આપનારો છે તે કુદરતી રીતે જ એક્સ્પર્ટ હોય છે. માણસને જોતાંની સાથે જ સમજી જાય કે ભઈ જરા એ લાગે છે. એટલે એને કહે કે ભઈ, લગન છોડીનાં માટે પૂરા પૈસા નહીં મળે. તારે જે કપડાં-લત્તાં જોઈતાં હોય, બીજું બધું જોઈતું હોય તે લઈ જજે. અને કહેશે કે છોડીને અહીં બોલાવી લાવ. તે છોડીને કપડાં, દાગીના બધું આપે. સગાંવહાલાંને ત્યાં મીઠાઈ પોતાને ઘેરથી મોકલાવી આપે. એનો વ્યવહાર બધો સાચવે, પણ સમજી જાય કે આ નંગોડ છે, રોકડા હાથમાં આપવા જેવો નથી. એટલે દાન આપનારાય બહુ એક્સ્પર્ટ હોય છે.

## પુણ્ય પ્રતાપે પૈસો

લક્ષ્મીજી તો પુણ્યશાળીની પાછળ જ ફર્યા કરે છે. અને મહેનતુ લોકો લક્ષ્મીજીની પાછળ ફરે છે. એટલે આપણે જોઈ લેવું કે પુણ્ય હશે તો લક્ષ્મીજી પાછળ આવશે. નહીં તો આ મહેનતથી તો રોટલા મળશે, ખાવાપીવાનું મળશે અને એકાદ છોડી હશે તો પૈણશે. બાકી પુણ્યૈ વગર લક્ષ્મી ના મળે.

એટલે ખરી હકીકત શું કહે છે કે તું જો પુણ્યશાળી છો તો તરફડિયાં શું કરવા મારે છે ? અને તું પુણ્યશાળી નથી તો પણ તરફડિયાં શું કરવા મારે છે ?

પુણ્યશાળી તો કેવો હોય ? આ અમલદારોય ઓફિસેથી અકળાઈ ને ઘેર આવેને, ત્યારે બઈ સાહેબ શું કહેશે કે 'દોઢ કલાક લેટ થયા, ક્યાં ગયા હતા ?' આ જુઓ પુણ્યશાળી ! પુણ્યશાળીને આવું હોતું હશે ? પુણ્યશાળીને એક અવળો પવન ના વાગે. નાનપણમાંથી જ એ ક્વૉલિટી જુદી હોય. અપમાનનો જોગ ખાધેલો ના હોય. જ્યાં જાય ત્યાં 'આવો, આવો, ભાઈ' એવી રીતે ઉછરેલા હોય. અને આ તો જ્યાં ને ત્યાં અથડાયો ને અથડાયો. એનો અર્થ શું છે તે ? પાછું, પુણ્યૈ ખલાસ થાય ને, એટલે હતા એના એ ! એટલે તું પુણ્યશાળી નથી તો આખી રાત પાટા બાંધીને ફરે, તોય સવારમાં કંઈ પચાસ મળી જાય ? માટે તરફડીયાં માર નહીં ને જે મળ્યું, તેમાં ખા-પી ને સૂઈ રહેને છાનોમાનો !

**પ્રશ્નકર્તા :** એ તો પ્રારબ્ધવાદ થયો ને ?

**દાદાશ્રી :** ના, પ્રારબ્ધવાદ નહીં. તું તારી મેળે કામ કર, મહેનત કરીને રોટલા ખા. બાકી બીજા તરફડિયાં શું કરવા માર માર કરે છે ? આમ ભેગા કરું ને તેમ ભેગું કરું ! જો તને ઘરમાં માન નથી, બહાર માન નથી, તો શાનો તરફડિયાં મારે છે ? અને જ્યાં જાય ત્યાં એને 'આવો, બેસો' કહેનાર હોય, એવી મોટામાં મોટી પુણ્યૈ લાવેલા હોય, એની વાત જ જુદી હોય ને ?

આ શેઠ આખી જિંદગીમાં પચ્ચીસ લાખ લઈને આવ્યા હોય, તે પચ્ચીસ લાખના બાવીસ લાખ કરે છે, પણ વધારતા નથી. વધે ક્યારે ? હંમેશાંય ધર્મમાં રહે તો. પણ જો પોતાનું મહીં ડખો કરવા ગયો તો બગડ્યું. કુદરતમાં હાથ ઘાલવા ગયો કે બગડ્યું. લક્ષ્મી આવે છે એને એ જાણે છે કે આ રેતીમાંથી લક્ષ્મી આવે છે. એટલે એ રેતીને પીલ પીલ કરે છે. પણ કશું મળતું નથી. લક્ષ્મી, એ તો પુણ્યનું ફળ છે. ખાલી પુણ્યનું જ ફળ છે. મહેનતનું ફળ હોતને, તો તો બધી મજૂરોના હાથમાં જ ગઈ હોત. અને

અક્કલનું ફળ હોત ને, તો આ લોખંડના વેપારી જેવા કોઈ અક્કલવાળા નહીં, તો બધી લક્ષ્મી ત્યાં ગઈ હોત. પણ એવું નથી. લક્ષ્મી એ તો પુણ્યૈનું ફળ છે.

## પુણ્યશાળી તો કોને કહેવાય ?

લક્ષ્મી માણસને મજૂર બનાવે છે. જો લક્ષ્મી વધુ પડતી આવી એટલે પછી માણસ મજૂર જેવો થઈ જાય. આમની પાસે લક્ષ્મી વધુ છે, પણ જોડે જોડે આ દાનેશ્વરી છે એટલે સારું છે. નહીં તો મજૂર જ કહેવાય ને ? અને આખો દહાડો ગધ્ધાવૈતરું કર્યા જ કરતો હોય, એને બૈરીની ના પડેલી હોય, છોકરાંની ના પડેલી હોય, કોઈનીય પડેલી ના હોય, લક્ષ્મી એકલાંની જ પડેલી હોય. એટલે લક્ષ્મી માણસને ધીમે ધીમે મજૂર બનાવી દે. અને પછી પેલી તિર્યંચગતિમાં લઈ જાય. કારણ કે પાપાનુબંધી પુણ્ય છે ને ! પુણ્યાનુબંધી પુણ્ય હોય તો વાંધો નથી. પુણ્યાનુબંધી પુણ્ય તો કોને કહેવાય કે આખા દિવસમાં અરધો કલાક જ મહેનત કરવી પડે. એ અરધો કલાક મહેનત કરે અને બધું કામ સરળતાથી ધીમે ધીમે ચાલ્યા કરે. દાનેશ્વરી છે એટલે આ ફાવ્યા, નહીં તો ભગવાનને ત્યાં આ પણ મજૂર જ ગણાત.

આ જગત તો એવું છે, એમાં ભોગવનારાય હોય ને મહેનત કરનારાય હોય. બધું ભેળસેળ હોય. મહેનત કરનારા એમ જાણે કે આ 'હું કરું છું.' એનો એમનામાં અહંકાર હોય. જ્યારે ભોગવનારામાં એ અહંકાર ના હોય ત્યારે આમને ભોક્તાપણાનો રસ મળે. પેલા મહેનત કરનારાને અહંકારનો ગર્વરસ મળે !

એક શેઠ મને કહે, 'આ મારા છોકરાંને કશું કહોને, મહેનત કરવી નથી, નિરાંતે ભોગવે છે.' મેં કહ્યું, 'કશું કહેવા જેવું જ નથી. એ એની પોતાનાં ભાગની પુણ્યૈ ભોગવતા હોય, એમાં આપણે શું કરવા ડખો કરીએ ?' ત્યારે એ મને કહે કે, 'એમને ડાહ્યા નથી કરવા ?' મેં કહ્યું કે 'જગતમાં જે ભોગવે છે એ ડાહ્યો કહેવાય, બહાર નાખી દે એને ગાંડો કહેવાય ને મહેનત કર્યા કરે, એ તો મજૂર કહેવાય.'

પણ મહેનત કરે છે એને અહંકારનો રસ મળે ને ! લાંબો કોટ પહેરીને જાય એટલે લોક, 'શેઠ આવ્યા, શેઠ આવ્યા' કરે, એટલું જ બસ. અને ભોગવનારને એવી કંઈ શેઠ-બેઠની પડેલી ના હોય. આપણે તો આપણું ભોગવ્યું એટલું સાચું.

## વહાલાને વહેતું મૂક્યે સમાધિ

સમાધિ ક્યારે આવશે ? સંસારમાં જેની પર અતિશય વહાલ છે, એ વહેતું મૂકવામાં આવશે ત્યારે. સંસારમાં શેની પર અતિશય વહાલ છે ? લક્ષ્મીજી ઉપર. તો એને વહેતી મૂકો. ત્યારે કહે છે કે વહેતી મૂકે છે ત્યારે વધારે ને વધારે આવવા માંડી. ત્યારે મેં કહ્યું કે, 'વધારે આવે તો વધારે વહેતી મૂકજો.' વહાલી ચીજને વહેતી મૂકો તો સમાધિ થાય.

## સંઘરેલું ટક્યું કોઈનુંય ?

લક્ષ્મીજી તો એની મેળે આવવા માટે બંધાયેલી જ છે. અને આપણી સંઘરી સંઘરાય નહીં કે આજે સંઘરી રાખીએ તો પચ્ચીસ વર્ષ પછી છોડી પૈણાવતી વખતે, તે દહાડા સુધી રહેશે; એ વાતમાં માલ નથી અને એવું કોઈ માને તો એ બધી વાત ખોટી છે. એ તો તે દહાડે જે આવે તે જ સાચું, ફ્રેશ હોવું જોઈએ. આ કીડીઓ હોય છે, તે સવારે ચાર વાગ્યાની ઊઠે છે. આપણે ચા પીતા હોઈએ, ને ખાંડનો કણ પડ્યો હોય તો લઈને જતી રહે. 'અરે, તમારે તો નથી છોડીઓ.' તો પણ લઈને ત્યાં ભેગું કર કર કરે, બીજું કશું કરવાનું નહીં. અન્નના દાણા, ખાંડના દાણા બધું ભેળું કર્યા કરે. પાછું ભૂખ લાગે ત્યારે ત્યાં જઈને ચટકો મારી આવે ને પછી બહાર નીકળીને આખો દહાડો આજ વેપાર. તે બહુ ભેગું થાય ને, એટલે પેલો ઉંદર કાણું પાડીને બધું ખઈ જાય.

એવું આ જગત છે. માટે સંઘરો કરશો તો, કોઈ ખાનારો મળી રહે છે, એનો ફ્રેશે ફ્રેશ ઉપયોગ કરો. જેમ શાકભાજીને સંઘરી રાખે તો શું થાય ? એવું લક્ષ્મીજીનો ફ્રેશે ફ્રેશ ઉપયોગ કરો. અને લક્ષ્મીજીનો દુરુપયોગ કરવો એ મહાગુનો છે.

## આવું તે કેમ માની બેઠા છો ?

**પ્રશ્નકર્તા :** લક્ષ્મી ના હોય તો સાધન ના હોય અને સાધન માટે લક્ષ્મીની જરૂર છે, એટલે લક્ષ્મી સાધન વિના આપણે જે જ્ઞાન લેવા ધારતા હોય તો એ ક્યારે મળે ? એટલે આ લક્ષ્મી એ જ્ઞાનની નિશાળે જવાનું પહેલું સાધન છે, એવું નથી લાગતું ?

**દાદાશ્રી :** ના, લક્ષ્મી એ બિલકુલેય સાધન નથી. જ્ઞાન માટે તો નહીં, પણ એ કોઈ રીતે બિલકુલેય સાધન જ નથી. આ દુનિયામાં જો જરૂરિયાત વગરની વસ્તુ હોય તો તે લક્ષ્મી છે. જરૂરિયાત જે લાગે છે એ તો ભ્રાંતિ અને અણસમજણથી માની બેઠા છે. જરૂરિયાત શેની છે ? હવાની પહેલી જરૂરિયાત છે. જો હવા ના હોય તો તું કહું કે, ના, હવાની જરૂરિયાત છે, કારણ કે હવા વગર મરી જવાય છે. લક્ષ્મી વગર મરી ગયેલા જોવામાં આવ્યા નથી. એટલે આ લક્ષ્મી જરૂરિયાત સાધન છે એવું કહે છે, એ તો બધી મેડનેસ છે. કારણ કે બે મિલોવાળાનેય લક્ષ્મી જોઈએ છે, એક મિલવાળાનેય લક્ષ્મી જોઈએ છે, મિલના સેક્રેટરીનેય લક્ષ્મી જોઈએ છે, મિલના મજૂરનેય લક્ષ્મી જોઈએ છે, ત્યારે સુખી કોણ આમાં ? આ તો રાંડેલીય રડે ને માંડેલીય રડે ને સાત ભાયડાવાળીય રડે. આ રાંડેલી તો રડે, તે આપણે જાણીએ કે બઈનો ધણી મરી ગયો છે, પણ આ માંડેલી, 'તું શું કરવા રડે છે ?' ત્યારે એ કહેશે, 'મારો ધણી નઠારો છે.' અને સાત ભાયડાવાળી તો મોઢું જ ના ઊઘાડે ! એવી આ લક્ષ્મીની બાબત છે. એટલે કેમ આ લક્ષ્મીની પાછળ પડ્યા છે ? આવું ક્યાં ફસાયા તમે ?

**પ્રશ્નકર્તા :** આ પુણ્યૈની લક્ષ્મી આપણી પાસે આવવાની છે કે નહીં, એની માટે સહજ પુરુષાર્થ તો કંઈક તો હોવો જોઈએ ને ?

**દાદાશ્રી :** પુણ્યૈની લક્ષ્મી માટે પુરુષાર્થ કેવો હોય ? આમ સરળ ને સુંવાળો પુરુષાર્થ હોય. આ તો સરળ ને સુંવાળો હોય તેને આપણે અણસમજથી કઠણ બનાવીએ છીએ.

**પ્રશ્નકર્તા :** આપણને એમ લાગે કે સરળ ને સુંવાળો નથી અને કઠણ છે તો પછી એને પડતું મૂકી દેવું ? આપણને એમ લાગે કે આપણી

પુણ્ય એટલી બધી નથી કે સરળ રસ્તેથી લક્ષ્મી આવે, તો પછી ત્યાં આપણે સહજ થઈ જવું ?

**દાદાશ્રી :** ના, ના. ધીરજ રાખો તો બધું એની મેળે સરળ જ નીકળે છે ! પણ આ તો ધીરજ નથી રહેતી અને દોડધામ કરી મેલે છે ને બધું બગાડે છે.

**પ્રશ્નકર્તા :** ધીરજ નથી રહેતી ને, 'આમ કરું, તેમ કરું' એમ થઈ જાય છે !

**દાદાશ્રી :** હા, અને આમ કરી નાખું, તેમ કરી નાખું, એનાથી બધું ગૂંચવી નાખે છે. ટ્રેન પકડવાની હોય ત્યાંય એને ધીરજ ના રહેતી હોય, ત્યાં નિરાંતે ચા પીવે ખરો ? ના, એને તો 'ગાડી હમણાં આવશે, ગાડી હમણાં આવશે', એમાં જ હોય. એને કહીએ કે 'જરા ભાઈ, અહીં આવો, વાતચીત કરવી છે.' પણ તોય એ સાંભળે નહીં. તેવું આ અધીરજથી આમ કરી નાખું, તેમ કરી નાખું કરે છે; પછી એનો ક્લેશ ને થાક જ અનુભવે છે.

**પ્રશ્નકર્તા :** એવું છે, ધંધામાં આપણી માથે સ્વાભાવિક રીતે કંઈક તલવારો લટકતી હોય કે ઈન્કમટેક્ષ ભરવાનો છે, સેલટેક્ષ ભરવાનો છે, પગારો વધારવાના છે. તો એનાં દબાણને લઈને એ ફાંફા મારતો હોય કે આમ કરી લઉં ને તેમ કરી લઉં ! એને પેમેન્ટ કરવાનાં હોય તો એનો રસ્તો તો શોધે ને !

**દાદાશ્રી :** તોય કશું વળે નહીં, ફાંફાવાળાને ફાંફા જ મારવાનાં રહે.

**પ્રશ્નકર્તા :** એટલે આપે કહ્યું તેમ ધીરજ પકડે તો એની મેળે ગોઠવણી થઈ શકશે ?

**દાદાશ્રી :** ધીરજથી જ બધું થાય. શાંતિથી, ધીરજથી બધું આવે, એ ઘેર બેઠા બોલાવવા આવે. પાછું એવું નહીં કે આપણે બજારમાં ખોળવું પડે. બાકી મહેનત કરીને મરી જાય, બુદ્ધિ વાપરીને મરી જાય તો પણ આજે ચાર આનાય મળે નહીં. અને આ તું એકલો ક્યાં ઝાલી પડ્યો છે ? આખી દુનિયા લક્ષ્મી પાછળ પડી છે !

## રાજલક્ષ્મી નહીં, આત્મલક્ષ્મી જ હો

આ બધું ડિસ્ચાર્જ છે, થઈ ગયેલું છે; એને હવે તું શું કરવાનો છે ? આ તને ઓર્ડર મળે છે તેય બધું પુણ્યૈ છે અને ઓર્ડર ના મળે, એ તો પાપનો ઉદય હોય તો જ ઓર્ડર ના મળે. હવે આમાં પાછું કાવતરાં કરે, જે મળવાનું જ છે તેમાં કાવતરાં કરે, ટ્રીકો અજમાવે. ટ્રીકો અજમાવે કે ના અજમાવે ? ભગવાનને કંઈ ટ્રીકો આવડતી હશે ? ભગવાને તો શું કહ્યું કે, 'આ રાજલક્ષ્મી મને સ્વપ્ને પણ ન હો.' કારણ કે રાજ જેવી સંપત્તિ ને આ બીજી બધી સંપત્તિ હોય, એના માલિક થવા જાય તો પછી મોક્ષે શી રીતે જાય ? એટલે એ સંપત્તિ તો સ્વપ્ને પણ ના હો.

**પ્રશ્નકર્તા :** મોક્ષે કેમ ના જવા દે ?

**દાદાશ્રી :** શી રીતે મોક્ષે જવા દે ? આ ચક્રવર્તીઓ બધું ચક્રવર્તીરાજ છોડીને જતા રહે ત્યારે મોક્ષે જવાય, નહીં તો ચિત્ત બધામાં ઘૂસેલું હોય. તે દહાડે કંઈ અક્રમ વિજ્ઞાન હતું ? ક્રમિકમાર્ગ હતો. આ તો અક્રમ વિજ્ઞાન છે, એટલે નિરાંતે જ્ઞાનની ગોઠવણી કરીને સૂઈ જઈએ ને આખી રાત મહીં સમાધિ રહે.

**પ્રશ્નકર્તા :** આપે કહેલું ને, કે સારા કુટુંબમાં જન્મેલા હોય એટલે બધું લઈને જ આવ્યા હોય એટલે માથાકૂટ વધારે કરવા માટે રહી નહીં, એવું ખરું ને ?

**દાદાશ્રી :** હા, બધું લઈને જ આવ્યો હોય, પણ તે વ્યવહાર ચલાવવા પૂરતું, પોતાનું બધું ચાલે એટલું જ. બાકી કરોડાધિપતિ તો કોઈક જ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** ચક્રવર્તી રાજાઓ પણ છેલ્લે મોક્ષે જવાનું જ વધારે ઈમ્પોર્ટન્ટ ગણતા હતા ને ? અગત્યનું મોક્ષ જ છે, ચક્રવર્તીપણામાં પણ સુખ નથી ને ?

**દાદાશ્રી :** અગત્યનો મોક્ષ છે એવું નહીં, એ ચક્રવર્તીનું પદ એટલું બધું એમને કૈડે કે મનમાં થાય કે ક્યાં નાસી જઉં હવે ? તેથી મોક્ષ સાંભરે !

કેટલો બધો પુણ્યશાળી હોય તો ચક્રવર્તી થાય, પણ ભાવ તો મોક્ષે જવું એવો જ હોય. બાકી પુણ્યૈ તો બધી ભોગવવી જ પડે ને !

**પ્રશ્નકર્તા :** આટલા બધા ભવમાં આ બધું ભોગવ્યું, રાજેશ્રી થયા, છતાંય ઈચ્છાઓ બાકી રહી જાય છે, એનું કારણ શું હશે ?

**દાદાશ્રી :** કોઈ દહાડો ભોગવેલું દેખાય છે ?(!) આ તો ખાલી દેખાય છે એટલું જ છે; જ્યારે સામે જોઈએ છીએ ત્યારે ભોગવાતું નથી. આપણને પાવાગઢ ક્યાં સુધી સારો લાગે ? કે આપણે નક્કી કર્યું, અમુક દહાડે પાવાગઢ જવું છે, ત્યારથી મહીં પાવાગઢને માટે બહુ આકર્ષણ રહ્યા કરે; પણ પાવાગઢ જઈએ ને જોઈએ એટલે એ આકર્ષણ તૂટી જાય.

**પ્રશ્નકર્તા :** એટલે આપણને આ ટેસ્ટ હજુ થયો નથી ? આ જે લક્ષ્મી ભોગવવાનો કે વિષય ભોગવવાનો ટેસ્ટ હજુ પૂરો થયો નથી ? એથી એના વિચારો આવે છે ?

**દાદાશ્રી :** એવું છે, આ ગયા અવતારે શ્રીમંતનો અવતાર હોય, હવે શ્રીમંત એટલે સ્ત્રી, લક્ષ્મી બધું તૈયાર જ હોય; ત્યારે મનમાં કંટાળી ગયેલો હોય કે આના કરતાં ઓછી ઉપાધિ હોય ને જીવન સાદું હોય તો સારું. એટલે વિચારો બધા પાછા એવા હોય અને પાછો ગરીબીમાં જન્મ્યો હોય તો એને લક્ષ્મી ને વિષય, એ બધું સાંભર્યા કરે એવો માલ ભર્યો હોય.

## કેવી કેવી અટકણો, મનુષ્યોને

કોઈને વિષયની અટકણ પડેલી હોય, કોઈને માનની અટકણ પડેલી હોય, એવી જાતજાતની અટકણ પડેલી હોય છે. કોઈને 'ક્યાંથી કમાવું, ક્યાંથી કમાવું ? ' એવી અટકણ પડેલી હોય છે. એટલે આવી રીતે પૈસાની અટકણ પડેલી હોય છે, તે સવારમાં ઊઠ્યો ત્યારથી પૈસાનું ધ્યાન રહ્યા કરે ! એય મોટી અટકણ કહેવાય.

**પ્રશ્નકર્તા :** પણ પૈસા વગર તો ચાલતું નથી ને !

**દાદાશ્રી :** ચાલતું નથી, પણ પૈસા શેનાથી આવે છે તે લોકો જાણતા નથી અને એની પાછળ દોડ દોડ કરે છે. પૈસા તો પરસેવાની પેઠ આવે છે.

જેમ કોઈને પરસેવો વધારે આવે અને કોઈને પરસેવો ઓછો આવે અને જેમ પરસેવો થયા વગર રહેતો નથી, તેવી રીતે આ પૈસા આવે જ છે લોકોને !

મારે તો મૂળથી પૈસાની અટકણ જ નહોતી. બાવીસ વર્ષનો હતો. ત્યારથી હું ધંધો કરતો હતો તોય મારે ઘેર જે કોઈ આવ્યો હોય, તે મારા ધંધાની વાત કોઈ જાણતા જ નહોતા. ઊલટો હું એને પૂછ પૂછ કરું કે તમે શી અડચણમાં આવ્યા છો ?

## ભીડ કે ભરાવો નહીં, એ જ ઉત્તમ

અમારાં ગામમાં સત્સંગ માટે બોલાવેલા, તે ત્યાં અમે સત્સંગ કરતા હતા. તે ગામના એક ભાઈ ખરાને, તે પિતરાઈ થાય, તે આડું બોલે. એવું બોલ્યો કે, 'તમે નીચે દબાવીને બેઠા છો, ખૂબ મોટી રકમ દબાવીને બેઠા છો, તે હવે સત્સંગ નિરાંતે થાય જ ને !' હું સમજી ગયો કે આ પિતરાઈના ગુણથી બોલ્યો છે, એને સહન થાય નહીંને ! પછી મેં કહ્યું કે, 'હું શું દબાવીને બેઠો છું તે તમને શું ખબર પડે ? બેંકમાં શું છે તે તમને શું ખબર પડે ?' ત્યારે કહે છે, 'અરે, દબાવ્યા વગર તો આવું નિરાંતે સત્સંગ થાય જ શી રીતે ?' મેં કહ્યું કે, 'બેંકમાં જઈને તપાસ કરી આવો.'

મારે કોઈ દહાડો ભીડ પડી નથી ને ભરાવોય થયો નથી. લાખ આવતાં પહેલાં તો કોઈને કંઈ બોમ્બ આવે ને તે વપરાઈ જાય. એટલે ભરાવો તો થતો જ નથી કોઈ દહાડોય અને ભીડ પણ પડી નથી, બાકી કશું દબાવ્યું કર્યું નથી. કારણ કે અમારી પાસે ખોટું નાણું આવે તો દબાવાય ને ? એવું અવળું નાણું જ ના આવે તો દબાવે શી રીતે ? અને એવું આપણે જોઈતું પણ નથી. આપણે તો ભીડ ન પડે અને ભરાવો ના થાય એટલે બહુ થઈ ગયું ! ભરાવો થાય તો બહુ ઉપાધિ થાય, પાછા બેંકમાં મૂકવાનું ને બધી ઉપાધિ. પાછા સાળા આવે કે, 'તમારી પાસે તો ઘણા બધા રૂપિયા છે, તે દસ-વીસ હજાર આપો.' પાછો મામાનો દીકરો આવે, પાછો જમાઈ આવે કે, 'મને લાખેક રૂપિયા આપો.' મહીં ભરાવો હોય તો કહે કહે કરેને ? પણ ભરાવો જ ના હોય તો ? ભરાવો થયા પછી લોકોને કકળાટ થાય.

મને લોકો આવીને કહી જાય કે 'જુઓને, અમારા જમાઈ આવ્યા તે લાખ રૂપિયા માંગે છે, જમાઈ તો આને માટે આવી પડ્યા છે, તે બધાને આપ આપ કરું તો મારી પાસે શું રહે ?' એની વાતેય ખરી છે, બધાને આપ આપ કરે તો એની પાસે કશું રહેય નહીં ને ! એટલે ભરાવો થયો તો લેવા આવ્યા ને ! હવે ત્યાં એની જોડે જમાઈ ઝઘડો માંડે, ગાળો ભાંડે ! ત્યારે છેવટે કહેશે, 'મારી પાસે પૈસા વધારે નથી. લો, આ વીસ હજાર લઈ જાવ ને હવે પાછા ના આવશો.' અલ્યા, આપવા હતા ત્યારે કકળાટ કરીને આપ્યા તેના કરતાં સમજાવીને તો આપવા હતા ને ! નહીં તો એક ફેરો જૂઠું બોલીએ કે, 'આ બધા લોકો કહે છે કે મારી પાસે દસ લાખ આવ્યા છે, પણ મારું મન જાણે છે કે કેટલા આવ્યા છે, માંડ દોઢેક લાખ આવ્યા છે.' એમ તેમ કરીને જૂઠું બોલીને પણ જમાઈને સમજાવી દઈએ કે જેથી લડવાડ તો ના થાય, ઝઘડોય ના થાય, પણ એવું આવડે નહીં ને ! અને પછી પેલો જમાઇ તો લાખ માટે ચોંટે, વીસ હજાર લઈ જાય નહીં. એટલે આ વધારે રૂપિયા આવ્યા તે પછી ભઈ જોડે વઢે, સાળા જોડે વઢે, જમાઈ જોડે વઢે. વધારે રૂપિયા આવ્યા એટલે એને બધા જોડે વઢવાડ હોય અને ના હોય ત્યારે બધા ભેગા બેસીને ખાય, પીવે ને મઝા કરે. એવું છે આ પૈસાનું કામ. માટે ભરાવો થાય તેય ઉપાધિ અને ભીડ ના પડે એટલે બહુ થઈ ગયું.

આ શરીરમાંય ભીડ પડે ત્યારે માણસ કંતાઈ જાય અને ભરાવો થાય ત્યારે સોજા ચડે. સોજા ચડે ત્યારે એ જાણે કે હું હવે જાડો થયો. અલ્યા, આ તો સોજા ચડ્યા છે ! એટલે ભરાવો ના થાય તે ઉત્તમ અને એના જેવું કોઈ પુણ્યાનુબંધી પુણ્યૈ નહીં. ભેગા થાય તો ગણવાની ભાંજગડ થયા કરે ને ! દસ હજાર રૂપિયા હોય, તો રૂપિયે રૂપિયે દસ હજાર ગણવા જાય, તો ક્યારે પાર આવે ? અને પછી એક-બેની ભૂલ આવી તો ફરી પાછો ગણે ! બરોબર ગણી રહે પછી સૂઈ જાય. ત્યારે એક જણ મને કહે કે, 'તમે શું કરો ?' મેં કહ્યું કે 'આ તો દસ હજારની વાત છે, પણ સોની નોટના છૂટા કો'ક દુકાનેથી લેવાના હોય, તો દુકાનદાર સો ગણીને આપે એટલે હું ગજવામાં મૂકી દઉં.' વખતે દુકાનદાર કહેશે કે, 'સાહેબ, ગણી

લો.' હું કહું કે, 'તમારી પર મને બહુ વિશ્વાસ છે.' વખતે નવ્વાણું હશે તો ત્યારે રૂપિયો તો ગણવાની મહેનતનો જાય, પણ એ ગણવામાં ટાઈમ બળ્યો જતો રહેને ! એટલે ભલે રૂપિયો ઓછો હશે, પણ ભાંજગડ નહીં ને ! એટલે હું કોઈ દહાડોય રૂપિયા ગણતો જ નથી. સોની નોટના સો રૂપિયા હોય તેને ગણતાં ગણતાં તો દસ મિનિટ જતી રહે. પાછા જીભને અંગૂઠો આમ અડાડ અડાડ કરે ! તે આવું કરવા કરતાં બે રૂપિયા ઓછા હશે તો ચાલશે. તેમાં પાછા જો એક-બે ઓછા હોયને, તો સો રૂપિયા છૂટા આપનાર જોડે લડી પડે કે, 'આ તમે સો આપ્યા, પણ પૂરા નથી, આમાં તો બે ઓછા છે.' ત્યારે પેલો કહેશે કે, 'તમે પાછા ગણો, અમથા કચકચ ના કરશો, વધારે માથાકૂટ ના કરશો, નહીં તો લાવો મારા રૂપિયા પાછા.' ત્યારે પેલો પાછા ના આપે ને ફરી ગણવા બેસે ! અલ્યા, લેતી વખતે કકળાટ, કો'કને આપે ત્યારેય કકળાટ, સ્મશાનમાં જતી વખતેય કકળાટ ! જન્મ્યો ત્યારથી કકળાટ, કકળાટ ને કકળાટ ! આવ્યો ત્યારે 'ઊંવા, ઊંવા' કરે અને જતી વખતે 'ડૉક્ટર સાહેબ, મને બચાવજો, બચાવજો' કરશે ! ક્યારે તું કકળાટ વગરનો રહ્યો છે તે ! તારો એક દહાડોય આનંદમાં નથી ગયો ! છતાં પોતે પરમાત્મા છે. એ કકળાટ કરે પણ આપણે તો દર્શન કરવા પડે ને ! એવું આ જગત છે. એટલે ભીડ ના પડે ને ભરાવો ના પડે ને, એ સારામાં સારું.

એક બહેન કહેતાં હતાં કે, 'આ સાલ આટલો બધો વરસાદ પડે છે, તો આવતી સાલ શું થશે ? પછી ભીડ પડશે !' લોક ભીડમાંય આશા રાખે કે આ સાલ તો બે-ત્રણ લાખ રૂપિયા આવી જાય તો સારું. અલ્યા, હવે પછી તો બધાં વર્ષોમાં દુષ્કાળ પડશે ! માટે આશા ના રાખીશ. લક્ષ્મીનો વરસાદ સામટો પડી ગયો, હવે તો પાંચ વર્ષ સુધી દુકાળ પડશે. એના કરતાં એના જે હપ્તાથી આવે છે ને, એ હપ્તાથી આવવા દે એ બરાબર છે, નહીં તો આખી મૂડી આવશે તો બધી વપરાઈ જશે. એટલે આ હપ્તા બાંધેલા છે તે બરાબર છે. આપણે તો સામાને સંતોષ થાય તેવું કરવું. 'વ્યવસ્થિત' જેટલી લક્ષ્મી મોકલે તેટલો સ્વીકાર કરવો. ઓછી આવે ને દિવાળી પર બસ્સો-ત્રણસો ખૂટી પડ્યા તો આવતી દિવાળીએ વધારે વરસાદ પડશે, માટે એનો વાંધો રાખવો નહીં.

## નોટો રહી, ગણનારા ગયા

આ લૌકિક સુખ કરતા અલૌકિક સુખ હોવું જોઈએ કે જે સુખમાં આપણને તૃપ્તિ વળે. આ લૌકિક સુખ તો અજંપો વધારે ઊલટો ! જે દહાડે પચાસ હજાર રૂપિયાનો વકરો થાય ને, તે ગણી ગણીને જ મગજ બધું ખલાસ થઈ જાય. મગજ તો એટલું બધું અકળામણવાળું થઈ ગયું હોય કે ખાવાપીવાનું ગમે નહીં. કારણ કે મારેય વકરો આવતો હતો, તે મેં બધો જોયેલો કે આ મગજમાં કેવું થઈ જતું હતું તે ! આ મારા અનુભવની બહાર નથીને કંઈ ? હું તો આ સમુદ્રમાંથી તરીને બહાર નીકળ્યો છું, એટલે હું બધું જાણું છું કે તમને શું થતું હશે ? વધારે રૂપિયા આવે ત્યારે વધારે અકળામણ થાય, મગજ ડલ થઈ જાય ને કશું યાદ ના રહે; અજંપો, અજંપો રહ્યા કરે. આ તો નોટો ગણ ગણ ગણ કરે, પણ એ નોટો અહીં ને અહીં રહી ગઈ બધી ને ગણનારા ગયા ! નોટો કહે છે કે, 'તારે સમજવું હોય તો સમજી લેજે, અમે રહીશું ને તું જઈશ ! માટે આપણે જરાક ચેતવું જોઈએ ને ! બીજું કશું નથી, આપણે એની જોડે કંઈ વેર નથી બાંધવું. પૈસાને આપણે કહીએ, 'આવો બા.' એની જરૂર છે ! બધાની જરૂર તો છે ને ? પણ એની પાછળ જ તન્મયાકાર રહે ! તો ગણનારા ગયા અને પૈસા રહ્યા, છતાં ગણવું પડે. તેય છૂટકો જ નહીં ને ! કો'ક જ શેઠિયો એવો હોય કે મહેતાજીને કહે કે, 'ભઈ, મને તો ખાતી વખતે અડચણ કરશો નહીં, તમારે પૈસા નિરાંતે ગણીને તિજોરીમાં મૂકવા ને તિજોરીમાંથી લેવા.' એમાં ડખો ના કરે એવો કો'ક શેઠિયો હોય ! હિન્દુસ્તાનમાં એવાં બે-પાંચ શેઠિયાઓ નિર્લેપ રહે એવા હોય ! તે મારા જેવા ! હું કોઈ દહાડો પૈસા ગણું નહી ! આ શું ડખો ! આ લક્ષ્મીજીને આજે મેં વીસ-વીસ વર્ષથી હાથમાં નથી ઝાલ્યાં, તો જ આટલો આનંદ રહે છે ને ?

લક્ષ્મીજીની પણ વ્યવહાર છે ત્યાં સુધી જરૂર છે, તેની ના નથી, પણ તેની મહીં તન્મયાકાર ના થવાય. તન્મયાકાર નારાયણમાં થાવ. લક્ષ્મીજી એકલાંની પાછળ પડીએ તો નારાયણ ચીડાયા કરે. લક્ષ્મીનારાયણનું તો મંદિર છે ને ! લક્ષ્મીજી કંઈ જેવી તેવી વસ્તુ છે ?

તમને ગમી કંઈ આ વાત ?

❖❖❖❖❖

## [૩]
# ગૂંચવાડામાંય શાંતિ

### ગૂંચવાડામાં જીવન, કેટલી મુશ્કેલી ?

કશી વાત પૂછો કંઈક ! ક્યાં સુધી આ ગૂંચવાડામાં પડ્યા રહેશો ?

**પ્રશ્નકર્તા :** હમણાં તો કોઈ ગૂંચવાડો નથી.

**દાદાશ્રી :** એ તો અત્યારે લાગે એવું. બાકી, જમતી વખતે ટેબલ ઉપર મતભેદ પડે ને, તો ભાંજગડ પડી જાય. વાતે વાતે ગૂંચવાડો છે, નર્યો શબ્દે શબ્દે ગૂંચવાડો છે. જેટલો ગૂંચવાડો નથી લાગતો એટલું બેભાનપણું છે, નહીં તો એક ક્ષણવાર સહન ના થાય એવો આ સંસાર છે. અમને તો આ સંસાર એક ક્ષણવાર સહન થતો નહોતો, કોઈ રાત હું ઊંઘ્યો નહોતો ને એટલું બધું દુઃખ પાર વગરનું થાય !

આજુબાજુના બધા લોકોને પૂછીએ કે 'આ સુખી છે કે દુઃખી ?' ત્યારે બધા કહેશે કે, 'એ તો બહુ સુખી છે.' ત્યારે મને પોતાને બહુ દુઃખ લાગતું હતું, કારણ કે અજ્ઞાનતામાં હતો. આમ ભાન બધી બાબતમાં આવેલું, પણ અજ્ઞાનતા હતી. બોલો, બે બાજુની દશા, હવે શું થાય ? અહીં અજવાળું હોય અને સાપ પેઠો હોય એવું જેણે દેખ્યું એની શી દશા થાય ? જેણે ના દેખ્યો હોય એ ઊંઘી જાય, પણ દેખ્યો હોય તે ? એને પછી ઊંઘ જ ના આવે. એટલે આ સંસારમાં શી રીતે જીવાય છે તે જ અજાયબી છે !

ઘરે જાય તો વહુના લપકા ખાવા પડે, ધંધામાં ભાગીદારના લપકા ખાવાનાં, ઈન્કમટેક્ષ અફિસરના લપકા ખાવાનાં, નોકરીમાં સાહેબના લપકા ખાવાનાં. જ્યાં ને ત્યાં લપકા ખા ખા કરે છે, તોય શરમ પણ નથી આવતી

કે બળ્યું, આટલા લપકા ખઈને જીવું છું, તે શા માટે જીવું છું ? પણ હવે ક્યાં જાય ? પછી નઠોર થઈ જાય !

## ગૂંચવાડાનો ઉકેલ, જ્ઞાની થકી

અહીં બધા પ્રશ્નો પૂછાય. તમને ગૂંચવાડો ઊભો નથી થતો ? થાય છે ને ? તો અહીં એનો બધો ખૂલાસો પૂછાય અને પછી આપણને ગૂંચવાડો જ ના ઊભો થાય અને એવી લાઈફ હોય તો કેવી સરસ ! એ લાઈફ કેવી સરસ કે ગૂંચવાડો જ ઊભો ના થાય !

**પ્રશ્નકર્તા :** ગૂંચવાડો તો દરેકની લાઈફમાં થાય જ ને ?

**દાદાશ્રી :** ના, ના. અમારે અહીં દસ હજાર માણસને ગૂંચવાડો નથી થતો ! અમને છેલ્લા બાવીસ વરસથી એક ગૂંચવાડો નથી થયો !

**પ્રશ્નકર્તા :** ગૂંચવાડો તો, માણસને જિંદગીમાં કંઈ ને કંઈ થયા જ કરે ને ?

**દાદાશ્રી :** ના, એ ગૂંચવાડો થાય તો એને માણસ જ કેમ કહેવાય ? ગૂંચવાડાવાળા માણસને માણસ જ કેમ કહેવાય ?

**પ્રશ્નકર્તા :** ગૂંચવાડામાં સ્વસ્થ મને સુખી રહેવું એવું બની શકે, પણ ગૂંચવાડો તો માણસને થાય જ ને ?

**દાદાશ્રી :** ગૂંચવાડો ના થાય ત્યારે એને માણસ કહેવાય. હિન્દુસ્તાનનો મનુષ્ય થયો ને ગૂંચવાડામાં હજી રહ્યો ?

**પ્રશ્નકર્તા :** ગૂંચવાડો થાય, પણ એમાંથી આપણને રસ્તો મળે.

**દાદાશ્રી :** એવું છે, આ વર્લ્ડ ઈટસેલ્ફ જ પઝલ છે. આ પઝલ સોલ્વ ના થાય તો એ આ પઝલમાં જ ડીઝોલ્વ થઈ ગયેલાં લોક છે. અમે એ પઝલ સોલ્વ કરી આપીએ છીએ, પછી એ ડીઝોલ્વ ના થાય. તમારી ઈચ્છા આ પઝલ સોલ્વ કરવાની ખરી કે ?

પૂર્વે વાંચેલું ના હોય, જાણેલું ના હોય, એવું આ અપૂર્વ વિજ્ઞાન છે. એટલે કલાકમાં પઝલ બધું સોલ્વ કરી આપે છે. પછી ફરી પઝલ ઊભું

જ ના થાય એવી કલાકમાં દવા કરી આપે છે, પછી ભય ના લાગે અને સંસાર ચાલ્યા કરે.

## ગૂંચવાડો કોણ કાઢી આપે ?

ક્યાં સુધી આ ગૂંચવાડામાં પડી રહેવું ? જ્યાં જુઓ ત્યાં ગૂંચવાડા જ ઊભા થાય છે કે નથી થતા ?

**પ્રશ્નકર્તા :** દસ વર્ષથી આ ઉકેલની જ શોધમાં છું, તે શોધતો શોધતો દાદા પાસે આવ્યો છું.

**દાદાશ્રી :** અહીં આવ્યા તે તમારો કંઈક ઉકેલ આવશે અને આ ગૂંચવાડા બધા જતા રહેશે. જગતને ગૂંચવાડો ગમતો નથી. એમાં જેની પાસે જઈએ એ પાછા ગૂંચવાડો વધારે કરી આપે છે, પણ એમાં એમનો દોષ નથી. આપણે જાણીએ કે અહીં આગળ આપણો ગૂંચવાડો ઓછો થશે, પણ ત્યાં જ ઊલટો ગૂંચવાડો વધી જાય. એટલે ગૂંચવાડો જો ખલાસ થઈ જાય તો આપણને શાંતિ રહે. નહીં તો શાંતિ કેમ રહે ? કંઈ રૂપિયાથી શાંતિ થાય નહીં. સ્ત્રીઓથી જો શાંતિ થતી હોય તો ચક્રવર્તીઓને તેરસો-તેરસો રાણીઓ હતી, પણ એય કંટાળી જઈને જ્ઞાની પાસે દોડી ગયેલા. એટલે લક્ષ્મીથી, સ્ત્રીથી શાંતિ થાય નહીં. તેમ છતાં આ જગત અસત્ય પણ નથી. જગત રિલેટિવ સત્ય છે અને આત્મા રિયલ સત્ય છે. જો રિયલમાં આવીએ તો ગૂંચવાડો મટી જાય, નહીં તો ગૂંચવાડો ના મટે ને ત્યાં સુધી ગૂંચવાડો ઉભો જ રહે. એ ગૂંચવાડામાં ભલીવાર પણ ના આવે, ગૂંચવાડામાં ભોગવવાનું પણ ના હોય ને ! શી રીતે ભોગવે ? કારણ કે માથા ઉપર તલવાર લટકતી હોય ત્યાં !

**પ્રશ્નકર્તા :** ભયમાં રહેવું પડે.

**દાદાશ્રી :** એ ભયથી જ જગત બધું ભોગવે છે, એના કરતાં ના ભોગવવું સારું.

## આમાં પરવશતા નથી લાગતી ?

બીજા બધા અવતાર પરવશ છે, આ મનુષ્યનો અવતાર પરવશ અને

સ્વવશ બન્ને છે. આ મનુષ્યમાં અજ્ઞાનતા હોય ત્યાં સુધી પરવશતા અને જ્ઞાન થયા પછી સ્વવશ, પોતાને વશ હોય. બીજા બધા અવતારોમાં પરવશતા જ છે. પરવશતા એટલે સંજોગોના આધીન રહેવું પડે છે કોઈ વખત ? આ બધા સંજોગોના આધીન જ છે. જમવાની થાળી મળે તેય સંજોગોના આધીન અને નહાવાનું પાણી મળે તેય સંજોગોના આધીન; આ બધું સંજોગોના આધીન જ વ્યવહાર છે.

અત્યાર સુધી ગૂંચવાડામાં જ હતા, નર્યો ગૂંચવાડો ! અને પાછું દળેલાને જ દળવાનું, તે શું થાય ? આ તો એની એ જ ઓરડી, એનો એ ખાટલો અને એનો એ પલંગ, એનું એ જ ઓશીકું. હવે શરમ ના લાગે ? મને તો બહુ કંટાળો આવતો હતો, એ જ ઓરડી અને એ જ પલંગ જોઈને ! રોજે રોજ નવું નવું ના જોઈએ ? એવું જો રોજ ના મળતું હોય તો આપણે 'આપણા ઘેર' જતા રહેલા સારા. આપણે ઘેર બધી જાહોજલાલી છે. આપણું ઘર તમે સમજ્યા ? જો અહીં સંસાર દશામાં જો રોજ નવું નવું ના મળતું હોય, વેરાઈટી ના મળતી હોય તો 'આપણે ઘેર' ના જતા રહીએ ? અમને તો, રોજ એનું એ જ ઓશીકું ને એનો એ જ પલંગ, તે મને તો કંટાળો આવે. આ એની એ જ થાળી અને એનો એ જ પાટલો, અને એનું એ જ એક દહાડો ખીચડી અને એક દહાડો ભાત ! અરે, આટલી બધી જાતજાતની રસોઈ, પણ આ તો રોજ એનું એ જ અને 'આપણે ઘેર' પાર વગરનું સુખ છે ને પાર વગરની સામગ્રી છે. એ બધો સામાન ત્યાં મેલીને અહીં આવ્યા, તે અહીં રોજ એની એ ઓરડી શી રીતે ગમે ? પાછું સંડાસ પણ ગંધાતું હોય. રોજ જુદું જુદું હોય ને આનંદ આવતો હોય તો આપણે જાણીએ કે મોક્ષમાં જવાની શી જરૂર છે ? પણ આ તો સાત મહેલ હોય ને બધી જુદી રૂમો, જુદા પલંગ હોય તોય છેવટે મહીં ચેન પડે નહીં, ત્યાં પોષાય જ શી રીતે ? પાછું નનામી કાઢે ત્યારે આ બધું ફ્રેકચર થઈ જવાનું. આ લોક તો નનામી કાઢ્યા વગર રહે જ નહીં ને !

એટલે જો બધી અનેક વેરાઈટીઓ ના મળતી હોય તો આપણે આપણા ઘેર જતા રહેવું સારું. આપણે ઘેર તો પાર વગરનું સુખ છે ! પણ

તે જ્ઞાની મળે તો આપણા ઘેર લઈ જાય, બાકી ઘેર કોઈ ગયો નથી. જ્ઞાની પુરુષ પોતે ગયેલા છે, માટે તે લઈ જઈ શકે.

જુઓને, તમારે રવિવાર એ આનંદનો દિવસ કે દુઃખનો દિવસ ?

**પ્રશ્નકર્તા :** કામ કરવું પડે તો દુઃખનો દિવસ લાગે.

**દાદાશ્રી :** ના, પણ રવિવારનો દિવસ એ દુઃખનો દિવસ છે કે આનંદનો દિવસ છે ?

**પ્રશ્નકર્તા :** આમ તો આનંદનો દિવસ કે, બહાર હરવા-ફરવા જવાનું મળે, એનાથી આનંદ રહે.

**દાદાશ્રી :** એટલે મુક્ત જીવન માંગો છો ? મુક્ત જીવન એટલે આપણને ફાવે, જ્યાં અનુકૂળ આવે ત્યાં જઈએ-આવીએ, એવું ગમે ને ? હવે કેટલાંક છોકરાંઓને મુક્ત જીવન હોય છે. આપણે કહીએ, 'કેમ ભાઈ ?' ત્યારે કહેશે. 'તદ્દન બેકાર છું.' એટલે એને મુક્ત જીવન કહેવાય જ નહીં ને ! એ તો છ દહાડા મહેનત કરીને પૈસા કમાઈને એક દહાડો મુક્ત જીવન રાખે તો મઝા આવે ! એટલે આ તો મુક્તિ ગમે છે, આ પરવશતા નથી ગમતી. તમને જગતમાં બધી પરવશતા નથી લાગતી ?

**પ્રશ્નકર્તા :** પરવશતા તો નભાવવી પડે ને ?

**દાદાશ્રી :** તો ક્યાં સુધી નભાવ્યા કરશો આવું ? બૈરી જોડે નભાવવાનું એ તો જાણે કે બેમાંથી એક મરશે તો છૂટ્યા, પણ આ પરવશતા ક્યાં સુધી નભાવ્યા કરશો ? તમે તમારા દવાખાને રોજ જાવ છો, તે રાજીખુશીથી જાવ છો કે પરવશતાથી જાવ છો ?

**પ્રશ્નકર્તા :** રાજીખુશીથી.

**દાદાશ્રી :** કોઈ વખત પરવશતાથી જવું પડે છે ? કોઈનાં લગ્ન હોય તો ત્યાં ના છૂટકે જવું પડે ? લગ્નમાં એવો જવાબ આપો કે, 'મારે બધા પેશન્ટ ત્યાં બેસી રહ્યા છે, રાહ જોઈ રહ્યા છે ? મારે ત્યાં ગયા વગર છૂટકો જ નથી.' એવું ના છૂટકે ત્યાં ગયેલા ખરા ?

**પ્રશ્નકર્તા :** એવું શરૂઆતમાં થતું હતું, હવે નથી થતું.

**દાદાશ્રી :** એટલે આ બધી પરવશતા છે. આખું જગત પરવશતાથી જ કામ કરી રહ્યું છે, સ્વવશથી કામ કરી શકતા નથી. બધા પરવશતાથી જ કામ કરે છે, કારણ કે ડિસ્ચાર્જ છે. હવે એમાં રાજીખુશીથી કરો કે ઈતરાજી થઈને કરો, પણ કર્યા વગર છૂટકો જ નથી, ફરજિયાત છે બધું. તમારે થોડું પણ ફરજિયાત છે ખરું ?

**પ્રશ્નકર્તા :** ડ્યૂટી તો બજાવવી પડે ને ?

**દાદાશ્રી :** હા, એટલે ફરજિયાત છે ને ? ગૂંચવાડો ના થાય એટલે જાણવું કે આપણે છૂટ્યા. પછી આપણને ગાળ ભાંડે તોય ગૂંચવાડો થાય નહીં કે ગજવું કાપે તોય ગૂંચવાડો ના થાય, મારે તોય ગૂંચવાડો ના થાય, વાગે નહીં આપણને અને અનઈફેક્ટિવ રહેવાય. આ તો નરી ઈફેક્ટ, ઈફેક્ટ ને ઈફેક્ટ. રાતે સાડા દસ વાગે કહ્યું હોય કે, 'કાકા, સૂઈ જાવ.' ને કાકા ઓઢીને સૂતા, પછી વિચાર આવ્યો કે આજે પેલું ખાતું પડાવવાનું રહી ગયું, મુદત તો જતી રહી, તો પછી રાતે કેટલી વાર જાગે ?

**પ્રશ્નકર્તા :** આખી રાત.

**દાદાશ્રી :** શું થાય તે ? આ બધું પરવશપણું કહેવાય, બિચારાપણું કહેવાય ! પોલીસવાળો ટૈડકાવેને ત્યારે બિચારાપણું એને સમજાય. અગર તો બહારવટિયાના લાગમાં આવે, ટ્રેન ઊભી રખાવીને બહારવટિયા આવી ચડે ત્યારે બિચારાપણું લાગે, એવું બને કે ના બને ? તો આ પરવશતા ક્યાં સુધી પોષાય ?

## જગતમાં ગૂંચવાડો ક્યારે મટે ?

આ જગતમાં ખોટું કોઈનુંય હોતું નથી, પણ પોતપોતાના વ્યૂ પોઈન્ટ છે. અમને કોઈનું ખોટું દેખાતું નથી, પણ જ્યારે ગૂંચવાડો જાય ત્યારે જાણીએ કે આ કરેક્ટ છે, ત્યાં સુધી કરેક્ટ ના કહીએ કોઈનેય. ગૂંચવાડો કાયમ માટે જાય ત્યારે કરેક્ટ કહીએ, નહીં તો ત્યાં સુધી કરેક્ટ ના કહેવાય. છતાં કોઈનુંય ખોટું નથી, એ એનો દરેકનો વ્યૂ પોઈન્ટ છે અને ત્રણસો

સાઠ વ્યૂ પોઈન્ટ પૂરા થાય ત્યારે ગૂંચવાડો જાય, નહીં તો ગૂંચવાડો જાય નહીં. તપ કરો, જપ કરો, ધ્યાન કરો, યોગ કરો; પણ બધા 'કરો, કરો' કહે છે, એ બધા ગૂંચવાડામાં નાખે છે.

**પ્રશ્નકર્તા :** ગૂંચવાડામાંથી કેવી રીતે નીકળી જવાય ?

**દાદાશ્રી :** અહીં આવો તો તમને ગૂંચવાડો કાઢી આપીએ, બે-ત્રણ દહાડા આવો તો ગૂંચવાડામાંથી બહાર કાઢી નંખાય. આ ડૉક્ટર પણ ઓપરેશન કરતાં પહેલાં થોડોક ટાઈમ લે છે, બે દહાડા પહેલાં જુલાબની દવા કંઈક આપે, પેટને સાફ કર્યા પછી ઓપરેશન કરે, એવી રીતે અમારે અહીં સાફ કર્યા પછી ઓપરેશન થાય, પછી ગૂંચવાડો નીકળી જાય. પછી અમારા કહ્યા પ્રમાણે ચાલે તો ગૂંચવાડો ફરી ના આવે. બાકી આ જગતમાં તો બધો ગૂંચવાડો જ ભરેલો છે. ગમે તેટલા શાસ્ત્ર વાંચે, ગમે તે કરે તોય ગૂંચવાડો જાય નહીં.

ગૂંચવાડાનો 'એન્ડ' ક્યારે આવે ? રિલેટિવ અને રિયલ, આ બે જ વસ્તુ જગતમાં છે. ઓલ ધીસ રિલેટિવસ્ આર ટેમ્પરરી એડજસ્ટમેન્ટ અને રિયલ ઈઝ ધી પરમેનન્ટ. હવે પરમેનન્ટ ભાગ કેટલો અને ટેમ્પરરી ભાગ કેટલો, એની વચ્ચે લાઈન ઓફ ડીમાર્કેશન નાંખી આપે, તો ગૂંચવાડો બંધ થાય, નહીં તો ગૂંચવાડો બંધ થાય નહીં. ચોવીસેય તીર્થંકરોએ એ ડીમાર્કેશન લાઈન નાખેલી. કુંદકુન્દાચાર્યે આ લાઈન નાખેલી, અત્યારે આપણે આ ડીમાર્કેશન લાઈન નાખી દઈએ છીએ કે તરત એને રાગે પડી જાય છે. રિલેટિવ અને રિયલ, આ બેના ગૂંચવાડા વચ્ચે લાઈન ઓફ ડીમાર્કેશન નાખી આપીએ કે આ ભાગ તારો અને આ પારકો ભાગ છે. હવે પારકા ભાગને 'મારો' માનીશ નહીં, એવું એને સમજાવી દઈએ કે એનો ઉકેલ આવી ગયો. આ તો પારકો માલ બથાવી પાડ્યો છે તેની વઢવાડો ચાલે છે, ઝઘડા જ ચાલ્યા કરે છે. ગૂંચવાડો એટલે ઝઘડા ચાલ્યા જ કરે અને એકુય પોતાની ભૂલ દેખાય નહીં. આમ તો છે આખું બધું ભૂલવાળું જ ખાતું, પણ પોતાની ભૂલ શાથી ના દેખાય ? કે પોતે વકીલ, પોતે જજ અને પોતે જ આરોપી; પછી પોતે ગુનામાં જ ના આવે ને ? અને બીજાના ગુના બધા કાઢી આપે. એટલે રિલેટિવ અને રિયલનું જ્ઞાન થયા પછી

પોતાની જ ભૂલો દેખાય. જ્યાં જુઓ ત્યાં પોતાની જ ભૂલો દેખાય અને છે જ પોતાની ભૂલ. પોતાની ભૂલથી આ જગત ઊભું રહ્યું છે, આ કોઈકની ભૂલથી જગત ઊભું રહ્યું નથી. પોતાની ભૂલ ઊડી જાય કે પછી એ સિદ્ધગતિમાં જ ચાલ્યો જાય !

## ...પછી પરતંત્રતા જ ના આવે

**પ્રશ્નકર્તા :** ગૂંચવાડામાંથી બહાર નીકળેલા પાછા ગૂંચવાડામાં ફરી પેસી શકે ખરા ?

**દાદાશ્રી :** ના, પછી પોતાની ઈચ્છા હોય ને પડવું હોય તો પડે. પોતાની ઈચ્છા હોય તો તેય અમુક હદ સુધી જ; પછી તો પોતે પેલી તરફના રસ્તામાં જાય છે, સ્વતંત્રતામાં જાય છે. ત્યારે પછી પરતંત્ર થવું હોય તોય થવાય નહીં, એવી સ્થિતિ ઉત્પન્ન થાય છે.

## નહીં તો, ગૂંચવાડામાં ગૂંચાયો અવતાર

મનુષ્યપણાની એક મિનિટની કિંમત તો કહેવાય એવી નથી, એટલી બધી કિંમત છે. આ હિન્દુસ્તાનના મનુષ્યોની વાત છે. હિન્દુસ્તાનના મનુષ્યોમાં કેમ ફેર પાડીએ છીએ કે, એ લોકોની બીલિફમાં પુર્નજન્મ આવી ગયો છે. હિન્દુસ્તાન સિવાય બહારના લોકોની બીલિફમાં પુર્નજન્મ આવ્યો નથી. એટલે હિન્દુસ્તાનના માણસની એક મિનિટની પણ બહુ કિંમત છે, પણ આ તો રફેદફે વપરાઈ જાય છે, આખો દહાડો ભાન વગર રફેદફે બેભાનપણામાં વપરાઈ જાય છે. તમારી કોઈ ક્ષણ નકામી ગયેલી ?

**પ્રશ્નકર્તા :** ઘણી નકામી ગયેલી.

**દાદાશ્રી :** એમ ? તો કેટલી કામમાં લાગી ? શેમાં કામ લાગી ?

ગૂંચવાડામાં માણસો આખો દહાડો ગૂંચાયા કરે. સાધુ-સન્યાસી બધાય ગૂંચાયા કરે. મોટો રાજા હોય કે વકીલ હોય પણ એય ગૂંચાયા કરે, જેની પાસે મિલકત ઓછી હોય તે ઓછો ગૂંચાય અને વધારે મિલકત હોય તે વધારે ગૂંચાય, તે આ બધો સંસાર ગૂંચવાડો છે. તો આ ગૂંચવાડામાંથી નીકળવું કેમ ? એના સવાલ પૂછીને જવાબ મેળવવા જોઈએ અને તમારે

આ ગૂંચવાડામાંથી નીકળવાના રસ્તા ખોળવા જોઈએ. ગૂંચવાડામાંથી જે નીકળ્યા હોય તે આપણને ગૂંચવાડામાંથી બહાર કાઢી આપે, બાકી કોઈ આ ગૂંચવાડામાંથી નીકળેલો જ ના હોય. એ જ આપણને ગૂંચવાડામાં નાખે ને ! આપણને કોઈ દહાડો ગૂંચવાડામાંથી નીકળવાની ઈચ્છા થાય છે ખરી ? પૈસાની પથારી કરીએ તોય કંઈ ઊંઘ આવે નહીં અને એનાથી કંઈ સુખ પડે નહીં. ગમ્મે એટલા પૈસા હોય તોય દુઃખ ! એ પૈસા પણ પાછા મૂકવા માટે જવાનું, પાછું સાચવવાનું દુઃખ, પાછા ખર્ચાય તે ઘડીએ પણ દુઃખ, ખર્ચતી વખતે ઉપાધિ થયા કરે, કમાતી વખતે પણ દુઃખ થયા કરે ! એટલે જ્યાં દુઃખ ને દુઃખ જ છે. જન્મ્યા ત્યારે એક બાજુના સગા હતા, ફાધર- મધર ને શાદી કરી ત્યારે સસરો, સાસુ, વડસાસુ, માસીસાસુ, એ બધું ભેગું થયું. તે ગૂંચવાડો ઓછો હતો, તે પાછો વધાર્યો !

## જગત-સ્વરૂપ જ ગૂંચવાડો

એટલે આ ગૂંચવાડો છે, એમાં કંઈક પૂછીને આપણો ગૂંચવાડો કઢાય એવો રસ્તો ખોળી કાઢવો જોઈએ. પૂછો એવું કે તમારા મનમાંથી બધા ગૂંચવાડા નીકળી જાય, નહીં તો આ જગત તો નર્યા ગૂંચવાડાનું જ છે, આખું. એને અમે શું કહ્યું કે ધી વર્લ્ડ ઇઝ ધી પઝલ ઈટસેલ્ફ. આ ઈટસેલ્ફ પઝલ થયેલું છે, ગોડ હેઝ નોટ પઝલ્ડ ધીસ વર્લ્ડ એટ ઓલ. જો ભગવાને પઝલ કર્યું હોત ને, તો આ લોકો એને પકડી મંગાવત કે શું કામ લોકોને હેરાન કરે છે વગર કામનો ? અને કહેવું પડત કે તારા બાપની મિલકત છે કે લોકોનું બગાડે છે ? પણ આ કોઈના બાપની મિલકત છે નહીં, આ તો પોતપોતાની મિલકત છે અને જેને પોતાપણું લાગ્યું તે બધાની મિલકત છે, પણ એ મિલકતને ભોગવતા આવડતી નથી.

## તો સંસારના સરવૈયે શું જડ્યું ?

સંસારનું સરવૈયું કાઢ્યું છે કે ? વેપારના સરવૈયા તો દર સાલ કાઢો છો, પણ સંસારનું સરવૈયું કાઢ્યું છે કે 'કયા ખાતામાં ખોટ છે ? ને કયા ખાતામાં નફો છે ?' એવું તમે નથી કાઢ્યું ? એવું છે ને, આ સરવૈયું પહેલાં કાઢવું જોઈએ કે ભઈ, વારેઘડીએ આ સંસારનું આરાધન કરીએ છીએ, તો

આ સાચું છે કે ખોટું છે ? એમાં નફો રહે છે કે નુકસાન જાય છે ! એવું સરવૈયું ના કાઢવું જોઈએ ? હું તો અનંત અવતારથી આ સંસારનું સરવૈયું જ કાઢ કાઢ કરતો આવ્યો હતો !

કૃપાળુદેવને કોઈકે પૂછ્યું કે સંસારમાં તમને કંટાળો આવ્યો છે કે, સાહેબ ? ત્યારે એ શું બોલ્યા ? કે 'સંસારમાં કંટાળો તો, ઘણા કાળથી કંટાળ્યા છીએ.' શાથી એ કંટાળ્યા હશે ? કારણ કે સરવૈયું કાઢી જોયેલું. એવું તમે સરવૈયું કાઢ્યું નહીં ? એટલે કંટાળો બહુ આવે નહીં ને ! એટલે હવે સરવૈયું કાઢજો. ક્યાં સુધી આવું પોપાબાઈનું રાજ ચલાવશો ? અને આ રાજ કંઈ પોપાબાઈનું નથી, આ તો વીતરાગોનો મત છે ! આજે ભગવાનનાં દર્શન કરી આવ્યા, તો એ તમને ત્યાં આવીને ઘેર હેલ્પ કરે. એ તો કહે છે, 'તારો હિસાબ તારે માથે. મને જેટલો વખત યાદ કરીશ એટલે વખત તો તને શાંતિ રહેશે. એની ગેરેન્ટી આપું છું, પણ મને ભૂલીશ તો માર ખઈશ !'

❖❖❖❖❖

## [૪]
# ટાળો કંટાળો

### કંટાળારહિત જીવન, શક્ય ?

**દાદાશ્રી :** કોઈ ફેરો કંટાળો-બંટાળો આવે ખરો કે ?

**પ્રશ્નકર્તા :** કંટાળો તો આવે ને ! જે વસ્તુ અપ્રિય હોય, એમાં કંટાળો આવે.

**દાદાશ્રી :** એ તો અણગમો ઉત્પન્ન થાય. આ જગતમાં કોઈ વસ્તુ પ્રિય કરવા જેવી નથી તેમજ અપ્રિય કરવા જેવી પણ નથી. આપણી ભૂલને લઈને પ્રિય-અપ્રિય દેખાય છે. તમારો છોકરો છે તે તમને અત્યારે પ્રિય લાગે છે. નાનપણથી તે અત્યાર સુધી તમને પ્રિય જ લાગે છે, પણ એક દહાડો સામો થાય ત્યારે ? ત્યારે અપ્રિય લાગે ને ? હવે એ બદલાયો નથી, આપણે બદલાયા છીએ. એ સામો થાય છે એમાં એ બદલાયો નથી, એ તો એની પ્રકૃતિ છે, એ તો આપણે બદલાયા. જે આપણને પ્રિય લાગતું હતું તે અત્યારે અપ્રિય કેમ લાગે છે ? આપણામાં કંઈક ભૂલ છે ! આપણાં ઈગોઈઝમને ઘા પડે છે. આપને સમજમાં આવ્યું ને ? એટલે પોતાની સ્ત્રી પણ અપ્રિય થઈ પડે, બધું અપ્રિય થઈ પડે. છેવટે જે પોતાને વહાલામાં વહાલો દેહ તેય અપ્રિય થઈ પડે.

**પ્રશ્નકર્તા :** એ અપ્રિય થઈ જવું, એ આપણી ભૂલ છે ?

**દાદાશ્રી :** હા. કારણ કે એ પ્રિય થાય છે, માટે અપ્રિય થઈ પડે છે. પ્રિય-અપ્રિય બેઉ દ્વન્દ્વ જ ના જોઈએ. બધું નોર્મલ રાખવું સારું. આ તો માન આપે તો પ્રિય થઈ પડે અને અપમાન કરે તો અપ્રિય થઈ પડે.

અપ્રિય થાય ત્યાં દ્વેષ થાય. દ્વેષ થાય ત્યાં કર્મ બંધાય. કર્મ બંધાય ત્યાં આવતો ભવ ભેગો થાય. એટલે બધી મુશ્કેલી છે આમ !

**પ્રશ્નકર્તા :** પ્રિય-અપ્રિય, ગમો-અણગમો, એ બધું કોના આધારે ઊભા રહ્યા છે ?

**દાદાશ્રી :** એ બધા અજ્ઞાનતાને લઈને ઊભા રહ્યા છે. આ બધાનો મૂળ આધાર અજ્ઞાનતા છે અને પાછું એ અજ્ઞાનતા પણ આધારી છે. અજ્ઞાનતાને કોઈ આધાર આપનાર જોઈએ કે ના જોઈએ ?

**પ્રશ્નકર્તા :** અજ્ઞાનતાને આધાર આપનારું કોણ છે ?

**દાદાશ્રી :** એ પોતે જ, એ જ અહંકાર. અહંકારે કરીને પોતે, અજ્ઞાનને આધાર આપે છે કે, 'ના, બરોબર છે, કરેક્ટ છે.' હવે એ અહંકાર અમે કાઢી નાખીએ છીએ એટલે અજ્ઞાન નિરાધાર થાય ને પડી જાય છે, નહીં તો અહંકાર જ દરરોજ, આખો દહાડો અજ્ઞાનને આધાર આપ આપ કરે.

કંટાળો એ શબ્દનું પૃથક્કરણ કર્યું છે કે કંટાળો શેના પરથી પડ્યું હશે ? આ કાંટા બધા આમ પડ્યા હોય, ને તેની ઉપર આમ પથારી કરી હોય તો પછી કેવી શાંતિ રહે ? પછી કંટાળો આવે. કાંટાની પથારી, એનું નામ કંટાળો. તને આવી પથારીમાં સૂવું ગમે ? એ પસંદ પડે ?

**પ્રશ્નકર્તા :** એવું કોને પસંદ પડે ?

**દાદાશ્રી :** ના પસંદ પડે તો એનો ઊપાય ખોળી કાઢવો પડે. તે ખોળી કાઢ્યો છે ? શો ખોળી કાઢ્યો છે ?

**પ્રશ્નકર્તા :** એ તો એની મેળે જ નીકળી આવે.

**દાદાશ્રી :** તો પછી હવે ફરી, કંટાળો છ મહિના પછીય નહીં આવે એવું નક્કી થઈ ગયું ?

**પ્રશ્નકર્તા :** ના, પણ એ એની કંપની, ફ્રેન્ડસર્કલ ઉપર એનો આધાર રાખે છે.

**દાદાશ્રી :** હા, પણ કંપની કોના ઉપર આધાર રાખે છે ? આજે કઈ જાતની કંપની ભેગી થશે, એ શેના ઉપર આધાર રાખે છે ? આજે હું તને ભેગો થવાનો છું, આ કંપની ભેગી થવાની છે, એ શેના ઉપર આધાર રાખે છે ?

**પ્રશ્નકર્તા :** એ તો જીવનનું ચક્ર છે !

**દાદાશ્રી :** હા, પણ એ ચક્રને કોણ ફેરવે છે ? શા માટે ફેરવે છે ? કો'કને આવી જગ્યાએ કેમ અથાડે છે ને કો'કને ગજવું કપાય તેવી જગ્યાએ કેમ લઈ જાય છે ?

**પ્રશ્નકર્તા :** કુદરતી હશે આ બધું ?

**દાદાશ્રી :** હા, કુદરત. એને અંગ્રેજીમાં શું કહેવાય છે ? સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ કહેવાય છે, એ જ આ આખા જગતને ચલાવે છે.

હવે તને કંટાળો ના આવે એવી કંઈક દવા મળી જાય, તો તને સારું ના લાગે ? જિંદગીભર કંટાળો ના આવે, ચિંતા ના થાય, ઉપાધિ ના થાય, તો બહુ સારું ને ?

**પ્રશ્નકર્તા :** પણ એવું બને જ નહીં ને, ઈમ્પોસિબલ વાત છે.

**દાદાશ્રી :** એવું છે ને, કે એ 'ઈમ્પોસિબલ' શબ્દ છે ને, તેય 'પોસિબલ' શબ્દમાંથી ઉત્પન્ન થયેલો છે. એટલે 'ઈમ્પોસિબલ' શબ્દનું જન્મસ્થાન 'પોસિબલ' શબ્દ છે. એટલે બધું શક્ય છે. અત્યારે 'આ' બધાને ચિંતા નથી. 'આ' બધાને કહેલું છે કે એક ચિંતા થાય તો મારી ઉપર દાવો માંડજો.

**પ્રશ્નકર્તા :** કંટાળા વગરની જિંદગી હોય અને જીવનમાં સુખ જ મળે તો પછી માણસ છકી ના જાય ?

**દાદાશ્રી :** ના. એવું છે ને, આ સાંસારિક સુખ છે એ કલ્પિત સુખ છે, આ સુખથી માણસ છકી જાય. પણ જ્યારે સાચું સુખ, શાશ્વત સુખ

પોતાનું મળે કે જે તૃપ્તિ આપે, એનાથી માણસ છકે જ નહીં. આ તો કલ્પિત સુખથી માણસ એવું છકી જાય. ખરું કહે છે, એ કલ્પિત સુખ જો કાયમ મળી જાય તો માણસ પછી છકી જાય, ગાંડા થઈ જાય. કારણ કે કલ્પિત સુખ છે અને કલ્પિત સુખ જો કદી વધારે હોય તો માણસ છકી જાય. એટલે એને માટે કંટ્રોલ જોઈએ જ. થોડીવાર માર પડે ને પાછું થોડીવાર સુખ મળે ! આ માર ને સુખ, બેઉ કલ્પિત છે અને આ આત્માનું સુખ એ શાશ્વત સુખ છે, કાયમનું સુખ છે; એ સુખ આવ્યા પછી જાય નહીં. એ સુખ તો જ્યારે પોતે પોતાના સ્વરૂપનું જ્ઞાન થાય, પોતાના સેલ્ફનું રિયલાઈઝ થાય ત્યારે ઉત્પન્ન થાય.

તું આ ઘડિયાળ ચાલુ છે કે નહીં એવું રિયલાઈઝ કરીને લાવેલો કે એમ ને એમ ?

**પ્રશ્નકર્તા :** રિયલાઈઝ કરીને.

**દાદાશ્રી :** હા, તે આ બધું રિયલાઈઝ કરીને લાવ્યો ને પોતાની જાતનું રિયલાઈઝ ના કર્યું. લોકો વાઈફનેય રિયલાઈઝ કરીને લાવે છે ને ? પણ પોતાની જાતનું રિયલાઈઝ કરી લે ને ! એ ના કરવું જોઈએ ?

❖❖❖❖❖

## [૫]
# ચિંતાથી મુક્તિ

### જગતમાં, ચિંતાની દવા શી ?

**દાદાશ્રી :** ચિંતા તમે કોઈ દહાડો જોયેલી કે નહીં જોયેલી ?

**પ્રશ્નકર્તા :** જોયેલીને.

**દાદાશ્રી :** ઓળખાણ સારી રીતે છે ?

**પ્રશ્નકર્તા :** ચિંતામાં ને ચિંતામાં જ રચ્યોપચ્યો છું.

**દાદાશ્રી :** ચિંતામાં જ રહે છે, પછી જોવાનું જ રહ્યું ક્યાં આગળ ? કાયમ જ ચિંતા ને ?

**પ્રશ્નકર્તા :** પણ ચિંતા તો દરેકને થાય ને !

**દાદાશ્રી :** એટલે આમ ઘર જેવો જ સંબંધ હશે ને ? વારેઘડીએ આવે ને જાય, વારેઘડીએ આવે ને જાય, એવો સંબંધ હશે ?

**પ્રશ્નકર્તા :** ના, પણ આમ મારે ચિંતા રાખવાની જ નહીં ને !

**દાદાશ્રી :** એ તો બધાય એવું કહે કે મારે ચિંતા રાખવી નથી, પણ ચિંતા કોઈનેય છોડે નહીં ને ! એ તો રાતે અગિયાર વાગે આવીને જોડે ઊભી જ રહે ને આખો દહાડોય ચિંતા કે 'આમ થઈ જશે ને તેમ થઈ જશે.' તે પછી મોઢાં ઉપર જાણે દિવેલ ફરી વળે કે ના વળે ?

**પ્રશ્નકર્તા :** ફરી વળે ને ?

**દાદાશ્રી :** તો એનો ઉકેલ તો લાવવો પડશે ને ? આ રોંગ બીલિફોને

ક્યાં સુધી ઝાલી રાખીએ ? હવે એ વરીઝ ચાખેલી હોય ને, ત્યારે જ આ જગતનો સ્વાદ ખરેખરો માલૂમ પડે છે, નહીં તો ત્યાં સુધી આ જગતનો સ્વાદ સમજાતો નથી ! નરી વરીઝ, વરીઝ, વરીઝ ! શક્કરિયાં ભરહાડમાં બફાય એમ જગત બફાઈ રહ્યું છે ! માછલાં તેલમાં તળાય એવો તરફડાટ તરફડાટ થઈ રહ્યો છે ! આને લાઈફ કેમ કહેવાય ? હવે આ ચિંતા થાય ત્યારે દવા શું ચોપડો છો ?

**પ્રશ્નકર્તા :** શાંત નિદ્રાધીન થઈ જવાનું, એટલે ચિંતા મુક્ત થઈ જવાય.

**દાદાશ્રી :** નિદ્રાધીન ? પણ ઊંઘ આવે ખરી, તે ઘડીએ ?

**પ્રશ્નકર્તા :** એ તો થાકીને પછી ઊંઘ આવે.

**દાદાશ્રી :** હા, મન થાકે એટલે ઊંઘ આવી જાય. ખરું કહો છો, ખોટું નથી કહેતા તમે. હવે ચિંતા ગમતી નથી ને ? તો એ કોણ મોકલે છે ?

**પ્રશ્નકર્તા :** ભગવાન.

**દાદાશ્રી :** એમ ? ભગવાન બિચારાને મા-બાપ નહીં, તે આપણા લોકો વગોવ વગોવ કર્યા કરે છે. કોઈનાં છોકરાંને આપણે વગોવીએ તો એનાં મા-બાપ હોય તે ફરી વળેને ? પણ ભગવાનનાં તો મા-બાપ નહીં એટલે બધા જ ભગવાનને વગોવે કે ભગવાને મને આમ કર્યું ! ભગવાને શા માટે બધા લોકોને ચિંતામાં રાખ્યા હશે ?

**પ્રશ્નકર્તા :** કર્મના ફળ ભોગવવા.

**દાદાશ્રી :** આપણે જે કર્મો કર્યાં તેનું ફળ આપણે જ ભોગવવાનું. એ વાત સાચી છેને ? તો પછી ઈશ્વરની આમાં વચ્ચે જરૂર શી છે ?

## ચિંતા, ત્યાં અનુભૂતિ ક્યાંથી ?

**પ્રશ્નકર્તા :** ચિંતાથી પર થવા માટે ભગવાનના આશીર્વાદ માંગીએ કે આમાંથી હું ક્યારે છૂટું, એટલા માટે 'ભગવાન, ભગવાન' કરીએ. એ

માધ્યમથી આપણે આગળ વધવા માંગીએ છીએ. છતાં હજી મને મારા અંદર રહેલા ભગવાનની અનુભૂતિ થતી નથી.

**દાદાશ્રી :** શી રીતે અનુભૂતિ થાય ? ચિંતામાં અનુભૂતિ થાય નહીં ને ! ચિંતા અને અનુભૂતિ, બે સાથે ના હોય. ચિંતા બંધ થાય તો અનુભૂતિ થાય.

**પ્રશ્નકર્તા :** ચિંતા કેવી રીતે મટે ?

**દાદાશ્રી :** અહીં સત્સંગમાં રહેવાથી. સત્સંગમાં કોઈ દહાડો આવ્યા છો ?

**પ્રશ્નકર્તા :** બીજે સત્સંગમાં જાઉં છું, પણ અહીં તો એક-બે વાર આવેલો.

**દાદાશ્રી :** સત્સંગમાં જવાથી જો ચિંતા બંધ ના થતી હોય તો એ સત્સંગ છોડી દેવો જોઈએ. બાકી સત્સંગમાં ચિંતા બંધ થવી જ જોઈએ.

**પ્રશ્નકર્તા :** ત્યાં બેસીએ એટલી વાર શાંતિ રહે.

**દાદાશ્રી :** ના, એને કંઈ શાંતિ ના કહેવાય. એમાં શાંતિ નથી. આવી શાંતિ તો આપણે ગપ્પાં સાંભળીએ તોય શાંતિ થાય. સાચી શાંતિ તો કાયમ રહેવી જોઈએ, ખસવી જ ના જોઈએ. એટલે ચિંતા થાય એ સત્સંગમાં જવાય જ કેમ કરીને ? સત્સંગવાળાને કહી દેવાનું કે, 'ભઈ, અમને ચિંતા થાય છે, માટે હવે અમે અહીં આવવાના નથી, નહીં તો તમે કંઈક દવા એવી કરો કે ચિંતા ના થાય.'

**પ્રશ્નકર્તા :** ઓફિસમાં જઉં ઘેર આવું, તોય કશે મન ના લાગે.

**દાદાશ્રી :** ઓફિસમાં તો આપણે નોકરી માટે જઈએ છીએ અને પગાર તો જોઈએ છે ને ! ઘરસંસાર ચલાવવાનો છે, એટલે ઘર છોડી નહીં દેવાનું, નોકરી છોડી નહીં દેવાની. પણ ફક્ત જ્યાં આગળ ચિંતા મટે નહીં એ સત્સંગ છોડી દેવો. નવો બીજો સત્સંગ ખોળવો, ત્રીજા સત્સંગમાં જવું. સત્સંગ બધા બહુ હોય છે, પણ સત્સંગથી ચિંતા જવી જોઈએ. બીજા કોઈ સત્સંગમાં ગયેલા નહીં ?

**પ્રશ્નકર્તા :** પણ અમને એવું કહેવામાં આવે છે કે ભગવાન તમારી અંદર જ છે, તમને શાંતિ અંદરથી જ મળશે, બહાર ભટકવાનું બંધ કરી દો.

**દાદાશ્રી :** હા, બરાબર છે.

**પ્રશ્નકર્તા :** પણ એ અંદર જે ભગવાન બિરાજેલા છે, એનો અનુભવ જરાય પણ નથી થતો.

**દાદાશ્રી :** ચિંતામાં અનુભવ ના થાય. ચિંતા હોય, તો અનુભવ થયો હોય તેય જતો રહે. ચિંતા તો એક જાતનો અહંકાર કહેવાય છે. ભગવાન કહે છે કે, 'તું અહંકાર કરે છે ? તો અમારી જોડેથી જતો રહે ! જેને 'આ હું ચલાવું છું,' એવો ચલાવવાનો અહંકાર હોય તે જ ચિંતા કરે ને ?' ભગવાન ઉપર વિશ્વાસ જરાય ના હોય તે જ ચિંતા કરે ને ?

**પ્રશ્નકર્તા :** ભગવાન ઉપર તો વિશ્વાસ છે.

**દાદાશ્રી :** વિશ્વાસ હોય તો આવું કરે જ નહીં ને ! ભગવાનના વિશ્વાસે છોડીને નિરાંતે ઓઢીને સૂઈ જાય. એ ચિંતા વળી કોણ કરે ? એટલે ભગવાન ઉપર વિશ્વાસ રાખો. ભગવાન થોડું ઘણું ચલાવતો હશે કે નહીં તમારું ? આ અંદર ખાવાનું નાખો છો પછી ચિંતા કરો છો ? પાચક રસ પડ્યા કે નહીં, પિત્ત પડ્યું, એવી બધી ચિંતા નથી કરતા ? 'આનું લોહી થશે કે નહીં થાય ? આનું સંડાસ થશે કે નહીં ?' એવી ચિંતા કરો છો ? એટલે આ અંદરનું બધું બહુ ચલાવવાનું છે, બહાર તો શું ચલાવવાનું છે, તે ચિંતા કરો છો ? પછી ભગવાનને ખોટું જ લાગે ને ! અહંકાર કરો એટલે ચિંતા થાય. ચિંતા કરનાર માણસ એ અહંકારી કહેવાય. એક અઠવાડિયું ભગવાન ઉપર છોડી દઈ ચિંતા કરવાનું બંધ કરી દો. પછી અહીં કોઈક દહાડો ભગવાનનો સાક્ષાત્કાર કરાવી દઈશું, તે કાયમની ચિંતા મટી જાય !

## ચિંતા જાય, ત્યારથી સમાધિ

ચિંતા ના થાય તો સાચે ગૂંચવાડો ગયો. ચિંતા ના થાય, વરીઝ

ના થાય અને ઉપાધિમાં સમતા રહે, ઉપાધિની મહીં સમાધિ રહે તો જાણવું કે ખરેખર ગૂંચવાડો ગયો.

**પ્રશ્નકર્તા :** એવી સમાધિ લાવવી હોય તો પણ ના આવે.

**દાદાશ્રી :** એ તો આમ લાવવાથી ના આવે ! જ્ઞાની પુરુષ ગૂંચવાડો કાઢી આપે, બધું ચોખ્ખું કરી આપે ત્યારે નિરંતર સમાધિ રહે.

**પ્રશ્નકર્તા :** એ પણ 'વ્યવસ્થિત' નથી કે ગૂંચવાડો નથી જ નીકળવાનો ?

**દાદાશ્રી :** તમારો ગૂંચવાડો ના નીકળે એ પણ 'વ્યવસ્થિત' જ છે અને ગૂંચવાડો નીકળે એ પણ 'વ્યવસ્થિત' જ છે. તેથી જ હું કહું છું ને, હું તો નિમિત્ત છું, હું કંઈ આનો કર્તા નથી.

ચિંતા ગઈ, એનું નામ સમાધિ. એનાથી પછી પહેલાં કરતાં કામેય વધારે થાય, કારણ કે ગૂંચારો ના રહ્યો ને પછી ! આ ઓફિસે જઈને બેઠા કે કામ ચાલ્યું. ઘરના વિચાર ના આવે, બહારના વિચાર ના આવે, બીજા કશા વિચાર જ ના આવે ને સંપૂર્ણ એકાગ્રતા રહે.

જેના સંસારના કામ બગડે, તે ધર્મ પામ્યો ના કહેવાય. સંસારનું કામ સુધરવું જોઈએ, સંસાર સુધરવો જોઈએ. આજુબાજુવાળાય કહે કે, 'ના ભઈ, આ બહુ સારા માણસ છે. જ્યારે ભગતો બહુ ઘેલા હોય, તેમનો તો સંસારેય બગડે ને ધર્મેય બગડે, બધું બગાડે; અને આ તો જ્ઞાનીઓ કહેવાય, વ્યવહારમાં એક્ઝેક્ટ રહે. આ જ્ઞાન તો લોકોનું કામ કાઢી નાખશે, નહીં તો માણસને અશાંતિમાં પાપ બંધાય. માણસને અશાંતિ થઈ જાય ને, ત્યારે સામા માણસ સારા હોય તોય ખરાબ દેખાય, પણ જો અંદર શાંતિ હોય તો કોઈ સામો માણસ જો ખરાબ હોય તોય સારો લાગે.

## ...કટાઈમે ચિંતા

આ તો સાયન્સ છે, કોઈ વખતે અક્રમ વિજ્ઞાન નીકળે છે, અક્રમ એટલે ક્રમ-બ્રમ નહીં. આ ધોરી માર્ગ નથી, આ તો કેડી માર્ગ છે. ધોરી

માર્ગ તો ચાલુ જ છે ને ! તે માર્ગ અત્યારે મૂળ સ્ટેજમાં નથી, અત્યારે અપસેટ થઈ ગયો છે. ધર્મો બધા અપસેટ થઈ ગયા છે. મૂળ સ્ટેજમાં ધર્મ હોય ત્યારે તો જૈનોને, વૈષ્ણવોને ચિંતા વગર ઘરો ચાલતાં હતાં. અત્યારે તો છોડી ત્રણ વર્ષની હોય તો કહેશે કે, 'જુઓને, મારે આ છોકરી પૈણાવાની છે.' 'અલ્યા, છોકરી વીસ વર્ષે પૈણશે, પણ અત્યારે શાની ચિંતા કરે છે ? સત્તર વર્ષ પહેલાં પૈણવાની ચિંતા કરે છે, તો મરવાની ચિંતા કેમ નથી કરતો ?' ત્યારે કહેશે કે, 'ના, મરવાનું તો સંભારશો જ નહીં.' ત્યારે મેં કહ્યું કે, 'મરવાનું સંભારવામાં શો વાંધો છે ? તમે નથી મરવાના ? ત્યારે કહે કે, 'પણ મરવાનું સંભારશોને, તો આજનું સુખ જતું રહે છે, આજનો સ્વાદ બધો અમારો બગડી જાય છે.' 'ત્યારે છોડીનું પૈણવાનું શું કરવા સંભારે છે ? તોય તારો સ્વાદ જતો રહેશે ને ? અને છોડી બધું એનું પૈણવાનું લઈને આવેલી છે. મા-બાપ તો આમાં નિમિત્ત છે.' આ છોડી એનું પૈણવાનું, બધું જ સાધન લઈને આવેલી હોય છે. બેંક બેલેન્સ, પૈસો, બધું લઈને આવેલી છે, વધારે કે ઓછો જેટલો ખર્ચો હોય એ એક્ઝેક્ટલી બધું લઈને આવેલી હોય છે. આ તો બધું બાપને સોંપેલું હોય છે ફક્ત ! એટલે વરિઝ કરવા જેવું આ જગત છે નહીં. એક્ઝેક્ટલી જોવા જતાં આ જગત બિલકુલ વરિઝ કરવા જેવું છે જ નહીં, હતુંય નહીં ને થશેય નહીં.

છોડી એ એનો હિસાબ લઈને આવેલી હોય છે. છોડીની વરિઝ તમારે કરવાની નહીં. છોડીના તમે પાલક છો, છોડી એને માટે છોકરોય લઈને આવેલી હોય છે. આપણે કોઈને કહેવા ના જવું પડે કે છોકરો જણજો. અમારે છોકરી છે તેને માટે છોકરો જણજો, એવું કહેવા જવું પડે ? એટલે બધો સામાન તૈયાર લઈને આવેલી હોય છે. ત્યારે બાપા કહેશે, 'આ પચ્ચીસ વર્ષની થઈ, હજી એનું કંઈ ઠેકાણું પડતું નથી. આમ છે, તેમ છે.' તે આખો દહાડો ગા ગા કર્યા કરશે. અલ્યા, ત્યાં આગળ છોકરો સત્તાવીસ વર્ષનો થયેલો છે, પણ તને જડતો નથી, તો બૂમાબૂમ શું કરવા કરે છે ? સૂઈ જાને, છાનોમાનો ! એ છોડી એનું ટાઈમીંગ બધું ગોઠવીને આવેલી છે.'

કેટલાક તો હજી છોડી ત્રણ વર્ષની હોય ત્યારથી ચિંતા કરે કે,

'નાતમાં ખર્ચા બહુ, કેવી રીતે કરીશું ?' તે બૂમો પાડ્યા કરે. આ તો ખાલી ઈગોઈઝમ કર્યા કરે છે. શું કામ છોડીની ચિંતા કર્યા કરે છે ? છોડી પૈણવાના ટાઈમે પૈણશે, સંડાસ સંડાસના ટાઈમે થશે, ભૂખ ભૂખના ટાઈમે લાગશે, ઊંઘ ઊંઘના ટાઈમે આવશે, તું કોઈની ચિંતા શું કામ કરે છે ? ઊંઘ એનો ટાઈમ લઈને આવેલી હોય છે, સંડાસ એનો ટાઈમ લઈને આવેલો છે. શેને માટે વરિઝ કરો છો ? ઊંઘવાનો ટાઈમ થશે કે એની મેળે આંખ મીંચાઈ જશે, ઊઠવાનું એનો ટાઈમ લઈને આવેલું છે, એવી રીતે છોડી એનો પૈણવાનો ટાઈમ લઈને આવેલી હોય છે. એ પહેલી જશે કે આપણે પહેલાં જઈશું, છે કશું એનું ઠેકાણું ?

## પરસત્તા ઝાલે ત્યાં ચિંતા થાય

તમારે કેમનું છે ? કોઈક ફેરો ઉપાધિ થાય છે ? ચિંતા થઈ જાય છે ?

**પ્રશ્નકર્તા :** આ અમારી જ મોટી બેબીની સગાઈનું નથી પતતું, તે ઉપાધિ થઈ જાય છે ને !

**દાદાશ્રી :** મહાવીર ભગવાનને એમની દિકરી નહોતી પૈણાવાની ? એય મોટી થઈ ગઈ હતી ને ? ભગવાન કેમ નહોતા ઉપાધિ કરતા ? તમારા હાથમાં હોય તો ઉપાધિ કરો ને, પણ આ બાબત તમારા હાથમાં છે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** નથી ? તો ઉપાધિ શેને માટે કરો છો ? ત્યારે કંઈ આ શેઠના હાથમાં છે ? આ બેનના હાથમાં છે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તો કોના હાથમાં છે તે જાણ્યા વગર આપણે ઉપાધિ કરીએ, તે શેના જેવું છે ? કે એક ઘોડાગાડી ચાલતી હોય, એમાં આપણે દસ માણસો બેઠા હોઈએ, મોટી બે ઘોડાની ઘોડાગાડી હોય. હવે એને

ચલાવનારો ચલાવતો હોય અને આપણે અંદર બૂમાબૂમ કરીએ કે, 'એય આમ ચલાવ, એય આમ ચલાવ,' તો શું થાય ? જે ચલાવે છે એને જોયા કરો ને ! 'કોણ ચલાવનાર છે' એ જાણીએ તો ચિંતા આપણને હોય નહીં. એવું 'આ જગત કોણ ચલાવે છે' એ જાણીએ તો ચિંતા આપણને હોય નહીં. તમે રાત-દહાડો ચિંતા કરો છો ? ક્યાં સુધી કરશો ? એનો આરો ક્યારે આવશે ? તે મને કહો.

આ બેન તો એનું લઈને આવેલી છે, તમે તમારું બધું લઈને નહોતા આવ્યા ? આ શેઠ તમને મળ્યા કે ના મળ્યા ? તો શેઠ તમને મળ્યા, તો આ બેનને કેમ નહીં મળે ? તમે જરા તો ધીરજ પકડો. વીતરાગ માર્ગમાં છો અને આવી ધીરજ ના પકડો તો તેનાથી આર્તધ્યાન થાય, રૌદ્રધ્યાન થાય.

**પ્રશ્નકર્તા :** એવું નહીં પણ સ્વાભાવિક ફિકર તો થાય ને !

**દાદાશ્રી :** એ સ્વાભાવિક ફિકર તે જ આર્તધ્યાન ને રૌદ્રધ્યાન કહેવાય, મહીં આત્માને પીડા કરી આપણે. બીજાને પીડા ના કરતો હોય તો ભલે, પણ આ તો આત્માને પીડા કરી.

આનો ચલાવનારો કોણ હશે ? બેન, તમે તો જાણતા હશો ? આ શેઠ જાણતા હશે ? કોઈ ચલાવનારો હશે કે તમે ચલાવનારા છો ?

**પ્રશ્નકર્તા :** કોઈ નહીં.

**દાદાશ્રી :** કોઈના વગર એ કેવી રીતે ચાલે ? કોઈક તો સંચાલક હશે ને ? સંચાલક વગર તો ચાલે જ નહીં ને ? એવું છે, કે કો'ક દહાડો તાવ આવે છે ત્યારે મનમાં એમ થાય છે કે મને તાવ આવ્યો, પણ 'કોણે મોકલ્યો' એ તપાસ નથી કરતા. એટલે મનમાં શું લાગે છે કે હવે તાવ નહીં જાય તો શું કરીશું ? અલ્યા, ભઈ આવ્યો છે, મોકલનારે એને મોકલ્યો છે ને પાછો બોલાવી લેશે, આપણે ફિકર કરવાની જ ક્યાં રહી ? આપણે બોલાવ્યો નથી, મોકલનારે મોકલ્યો છે, તે પાછો બોલાવી લેશે, આ બધી કુદરતી રચના છે. આપણે વિચાર કરવાનો હોય તો ખાતાં પહેલાં વિચાર

કરવાનો કે આ દાળ મને વાયડી પડશે કે નહીં ? પણ ખાધા પછી 'હવે મને શું થશે ? શું થશે ?' એવો વિચાર કરીએ, એનો શો અર્થ છે ?

ચિંતા કરવાથી તો અંતરાય કર્મ પડે છે ઊલટું, એ કામ લાંબું થાય છે. આપણને કોઈકે કહ્યું હોય કે ફલાણી જગ્યાએ છોકરો છે, તો આપણે પ્રયત્ન કરવો. ચિંતા કરવાની ભગવાને ના પાડી છે. ચિંતા કરવાથી તો એક અંતરાય વધારે પડે છે. અને વીતરાગ ભગવાને શું કહ્યું છે કે, 'ભઈ, ચિંતા તમે કરો છો, તો તમે જ માલિક છો ? તમે જ દુનિયા ચલાવો છો ?' આને આમ જોવા જાય તો ખબર પડે કે પોતાને સંડાસ જવાની પણ સ્વતંત્ર શક્તિ નથી, એ તો જ્યારે બંધ થાય ત્યારે ડૉક્ટરને બોલાવવો પડે. ત્યાં સુધી એ શક્તિ આપણી છે એવું આપણને લાગ્યા કરે, પણ એ શક્તિ આપણી નથી. એ શક્તિ કોને આધીન છે, એ બધું જાણી રાખવું ના પડે ?

એવું છે, કે આપણે અહીં તો સાત વર્ષની છોડી હોય ત્યારથી જ વિચાર કરે કે આ મોટી થઈ ગઈ, આ મોટી થઈ ગઈ ! પૈણાવવાની તો વીસમે વર્ષે હોય પણ અત્યારથી જ ચિંતા કરવા માંડે ! ક્યારથી છોડી પૈણાવવાની ચિંતા શરૂ કરવી જોઈએ, એવું કયા શાસ્ત્રમાં લખ્યું છે ? આમ વીસમે વર્ષે પૈણતી હોય તો આપણે ચિંતા ક્યારથી શરૂ કરવી જોઈએ ? બે-ત્રણ વર્ષની થાય ત્યારથી ?

**પ્રશ્નકર્તા :** ચૌદ-પંદર વર્ષની થાય, પછી માબાપ વિચાર કરે છે ને ?

**દાદાશ્રી :** ના. તોય પાછા પાંચ વર્ષ રહ્યા ને ! એ પાંચ વર્ષમાં ચિંતા કરનારો મરી જશે કે જેની ચિંતા કરે છે એ મરી જશે, એ શું કહેવાય ? પાંચ વર્ષ બાકી રહ્યાં, તે પહેલાં ચિંતા શી રીતે કરાય ?

**પ્રશ્નકર્તા :** એવું જો હોય તો તો પછી લોકો કમાવા જ ના જાય ને કોઈ ચિંતા જ ના કરે.

**દાદાશ્રી :** નહીં, કમાવા જાય છે એ પણ એમના હાથમાં જ નથી ને ! એ ભમરડા છે, આ બધા નેચરના ફેરવ્યા ફરે છે અને મોઢે અહંકાર કરે છે કે, 'હું કમાવા ગયેલો !' અને આ વગર કામની ચિંતા કરે છે !

પાછું એય દેખાદેખીથી કે ફલાણા ભાઈ, તો જુઓને, છોડી પૈણાવવાની કેટલી બધી ચિંતા રાખે છે ને હું ચિંતા નથી રાખતો ! તે ચિંતામાં ને ચિંતામાં પછી તડબૂચા જેવો થઈ જાય ! અને છોડી પૈણાવવાની થાય ત્યારે ચાર આનાય હાથમાં ના હોય. ચિંતાવાળો રૂપિયા લાવે ક્યાંથી ? લક્ષ્મીનો સ્વભાવ કેવો છે કે જે આનંદી હોય એને ત્યાં લક્ષ્મીજી મૂકામ કરે, બાકી ચિંતાવાળાને ત્યાં મૂકામ કરે નહીં. જે આનંદી હોય, જે ભગવાનને યાદ કરતો હોય, એને ત્યાં લક્ષ્મીજી જાય. તે આ તો છોડીની અત્યારથી ચિંતા કરે છે.

આપણે ચિંતા ક્યારે કરવાની છે ? કે જ્યારે આજુબાજુના લોકો કહે છે, 'છોડીનું કંઈ કર્યું ?' એટલે આપણે જાણવું કે હવે ચિંતા કરવાનો વખત આવ્યો અને ત્યારથી ચિંતા, એટલે શું કે એને માટે પ્રયત્નો કર્યા કરવાના ! આ તો આજુબાજુવાળા કોઈ કહેતા નથી ને ત્યાર પહેલાં આ તો પંદર વર્ષ પહેલેથી ચિંતા કરે ! પાછો એની બૈરીને હઉ કહેશે કે, 'તને યાદ રહેશે કે આપણી છોડી મોટી થાય છે, એને પૈણાવવાની છે ?' અલ્યા, પાછો વહુને શું કામ ચિંતા કરાવું છું ?

આપણાં લોક તો કેવાં છે કે એક વર્ષ દુકાળનો ગયો હોય તો બીજે વર્ષે 'શું થશે, હવે શું થશે, હવે શું થશે' કર્યા કરે, તે ભાદરવા મહિનાથી જ ચિંતા કર્યા કરે. અલ્યા, આમ શું કરવા કરે છે ? એ તો જે દહાડે ખાવા-પીવાનું તારે ખલાસ થઈ જાય અને કોઈ જોગવાઈ ના હોય તે દહાડે ચિંતા કરજે ને !

**પ્રશ્નકર્તા :** આ સાલ વરસાદ ઓછો હતો ત્યારથી જ લોકોએ બૂમો પાડવા માંડી કે આ સાલ ચોખા નહીં મળે !

**દાદાશ્રી :** અરે, જે બૂમો ના પાડે તેને આ લોકો મૂરખ કહેશે કે જુઓને, આને સમજણ જ નથી ને ! અને બૂમો પાડે તેને આ લોક જાગૃત કહેશે ! આવાં લોક છે !

## ચિંતા મિટાવે તે મોક્ષમાર્ગ

સંસારમાં હોય ને ચિંતામાં જ રહે અને એ ચિંતા ના મટે, તો પછી

એને કેટલાય અવતાર રહ્યા ! કારણ કે ચિંતાથી જ અવતાર બંધાય.

**પ્રશ્નકર્તા :** પણ ચિંતા તો થાય ને, કારણકે મોંઘવારી અત્યારે બહુ વધી ગઈ છે.

**દાદાશ્રી :** સસ્તું કરવાનું તમારા હાથમાં હશે ?

**પ્રશ્નકર્તા :** આપણા હાથમાં કેવી રીતે હોય ?

**દાદાશ્રી :** તો પછી એની ચિંતા તમારે કરવાની ના હોય.

**પ્રશ્નકર્તા :** ચિંતા બંધ કરવા શું કરવું ?

**દાદાશ્રી :** એ તો 'જ્ઞાની પુરુષ'ની પાસે આવીને કૃપા લઈ જવાની, પછી ચિંતા બંધ થઈ જાય અને સંસાર ચાલ્યા કરે. તમારે ઘરે તો નાના છોકરાં હઉ ચિંતા કરે છે, તમે એકલા જ ચિંતા કરો છો ?

**પ્રશ્નકર્તા :** બધા કરે છે.

**દાદાશ્રી :** નાના છોકરાં હઉ ચિંતા કરે છે ?

**પ્રશ્નકર્તા :** નાના છોકરાંને તો ક્યાંથી ચિંતા હોય ? બાળકને તો કંઈ ચિંતા જ ના હોય ને !

**દાદાશ્રી :** એટલે તમે મોટી ઉંમરના થયા, એટલે ચિંતા કરો છો, ખરું ?

**પ્રશ્નકર્તા :** જવાબદારી છે એટલે ચિંતા થાય ને !

**દાદાશ્રી :** તમારે માથે શું જવાબદારી છે ? તમે જવાબદાર હો તો છોકરાં માંદાં-સાજાં થાય જ નહીંને !

**પ્રશ્નકર્તા :** ઘરમાં વડીલ હોય તો એમને ચિંતા થાય ને ?

**દાદાશ્રી :** ચિંતા બધી અણસમજણથી થાય છે. મજુરો ચિંતા નથી કરતાં ને શેઠિયા લોકો ચિંતા કરે છે. મજુરો એકુય ચિંતા નથી કરતા, કારણ કે મજુરો ઊંચી ગતિમાં આવવાના છે અને શેઠિયાઓ નીચી ગતિમાં

જવાના છે. ચિંતાથી નીચી ગતિ થાય, માટે ચિંતા ના હોવી જોઈએ. ચિંતાથી કશું વધી જાય ખરું ?

**પ્રશ્નકર્તા :** નથી વધતું.

**દાદાશ્રી :** વધતું નથી ? તો પછી એ ખોટો વેપાર કોણ કરે ? જો ચિંતાથી વધી જતું હોય તો તે કરવું. તમને ચિંતાનો શોખ છે ?

**પ્રશ્નકર્તા :** ના, શાંતિ જોઈએ છે.

**દાદાશ્રી :** ચિંતા તો અગ્નિ કહેવાય, આમ થશે ને તેમ થશે ! ચિંતા એ તો અહંકાર છે ! કો'ક કાળે જૈન થવાનું આવે ને ત્યારે ચિંતામાં રહ્યા તો મનુષ્યપણુંય જતું રહે. કેટલું બધું જોખમ કહેવાય ? તમારે શાંતિ જોઈતી હોય તો ચિંતા કાયમની બંધ કરી આપું.

ચિંતા બંધ થાય ત્યારથી જ વીતરાગ ભગવાનનો મોક્ષમાર્ગ કહેવાય ! વીતરાગ ભગવાનનાં જે દર્શન કરે ત્યારથી જ ચિંતા બંધ થવી જોઈએ, પણ દર્શન કરતાંય નથી આવડતું.

**પ્રશ્નકર્તા :** આપની પાસે તો અમે બાળક છીએ.

**દાદાશ્રી :** હા, એટલે જ કહું છું કે દર્શન કરતાંય નથી આવડતું. દર્શન કરવાનું તો, જ્ઞાની પુરુષ શીખવાડે કે આવી રીતે દર્શન કરજો ત્યારે કામ થાય. આ ચિંતામાં તો અગ્નિ સળગ્યા કરે. શક્કરિયાં જોયેલાં ? શક્કરિયાં ભરહાડમાં મૂકે ને બફાય એના જેવું થાય !

આવી સુંદર શાકભાજી લઈ આવે છે, લાવીને ખાય છે ને ચિંતા કરે છે; ઘરનાં લૂગડાં પહેરીને ચિંતા કરે છે. ચિંતા પાર વગરની છે તમારે તો કોઈ દહાડો ક્લેશ-કંકાસ થઈ જાય ને ?

**પ્રશ્નકર્તા :** ગમે એટલા આનંદમાં બેઠા હોઈએ ને, પણ કંઈક એવો શબ્દ નીકળી જાય તે ક્લેશ ઊભો થઈ જાય !

**દાદાશ્રી :** તે ઘડીએ બારણું વાસીને ક્લેશ કરો છો ને ?

**પ્રશ્નકર્તા :** બારણું વાસીને ક્લેશ નથી થતો કોઈ દહાડોય.

**દાદાશ્રી :** તો બારણાં ઊઘાડાં રાખીને કરો છો ? તો તો પછી લોક બધાં જાણી જાય !

ખરું તો ક્યારે કહેવાય કે મહિનામાં એકાદ દહાડો જરા ક્લેશ થઈ જાય, રોજ રોજ ક્લેશ ના હોય. આપણને ગમતું ના હોય છતાંય આવું બને છે ને ? તો એ કોણ કરતું હશે ? તમારે ના ગમતા હોય તે જ શબ્દો નીકળી જાય. બધાનું કારણ અજ્ઞાનતા છે. અજ્ઞાનતા જાય તો શાંતિ થાય. અજ્ઞાનતા કાઢવી છે તમારે ? ચિંતા જાય, ક્લેશ બંધ થઈ જાય એવું તમારે કરવું છે ?

## ચિંતા કરવા કરતાં, ધર્મમાં વાળો

**પ્રશ્નકર્તા :** ઘરના જે મુખ્ય માણસ હોય, એને જે ચિંતા હોય એ કઈ રીતે દૂર કરવી ?

**દાદાશ્રી :** કૃષ્ણ ભગવાને શું કહ્યું છે કે 'જીવ તું શીદને શોચના કરે, કૃષ્ણને કરવું હોય તે કરે.' એવું વાંચવામાં આવ્યું છે ?

**પ્રશ્નકર્તા :** મારું એવું માનવું છે કે માણસે શ્રમ તો કરવો જ જોઈએ, દેખભાળ તો કરવી જ જોઈએ.

**દાદાશ્રી :** શ્રમ તો પુષ્કળ કરો, શ્રમ તમે પાંચ વાગે ઊઠીને કર્યા કરો; પણ ચિંતા-વરીઝ તમારે શું કરવા કરવાની જરૂર છે ?

**પ્રશ્નકર્તા :** ઘરનાં ચાલીસ માણસો ખરાં ને, એટલે ચિંતા તો રહ્યા જ કરવાની ને ?

**દાદાશ્રી :** ના, પણ આ તમે ચલાવો છો ? કૃષ્ણ ભગવાન શું કહે છે કે મને ચલાવવા દો ને ! તમે શું કરવા ભાંજગડ કરો છો ?

**પ્રશ્નકર્તા :** એવું છે, ઘરમાં મારે બધી મહેનત કરવી પડે છે, છોકરાંઓ કશું કરતાં નથી. આપણે છોકરાંઓને શ્રમ કરતાં શીખવાડીએ તો એ બરાબર ચાલે; પણ એ લોકો શ્રમ કશું કરતાં નથી, કામ કશું કરતાં નથી, જે કહીએ તેનાથી ઊલટું ચાલે છે.

**દાદાશ્રી :** એવું છે, કે આ તો અત્યારનાં છોકરાંઓની ચિંતા આપણે કરવી જોઈએ; પણ ગયા અવતારનાં છોકરાં હતાં, તેનું શું કર્યું ? દરેક અવતારમાં બચ્ચાં મૂકી મૂકીને આવ્યો છે; જે અવતારમાં આવ્યાને તે અવતારમાં બચ્ચાં મૂકી મૂકીને આવ્યો છે, તે નાનાં નાનાં, આવડાં આવડાં રખડી જાય એવું મૂકીને આવ્યો છે. ત્યાંથી જવાનું જરાય ગમતું નહોતું તોય ત્યાંથી આવ્યા પછી ભૂલી ગયો ને પાછાં આ અવતારમાં બીજાં બચ્ચાં ! એટલે બચ્ચાંનો કકળાટ શું કરવા કરો છો ? ધર્મને રસ્તે વાળી દો એમને, સારાં થઈ જશે.

## પારકી જંજાળની ચિંતા ક્યાં સુધી ?

એક જણ મારા ઓળખાણવાળા હતા, તેમને ત્યાં બહારગામ ઉતર્યો હતો. તે મને કહે કે, 'મારા બનેવીની તબિયત હમણાં બહુ બગડી ગયેલી છે, જરા સીરીયસ છે, એટલે મને તો આખો દહાડો ચેન પડતું નથી. પરમ દહાડે જ ત્યાંથી ખબર જોઈને પાછો આવ્યો છું, તે આમ ચિંતા-વરીઝ કર્યા કરતો હતો. તેમની આ વાત સાંભળીને મનેય ચિંતા થવા માંડી, કારણ કે એમને જવાન ઉંમરનાં બહેન અને તે વખતે મને 'જ્ઞાન' થયેલું નહીં. પછી રાત્રે અગિયાર થયા ને વાતો કરતાં કરતાં પેલો ભાઈ તો નસકોરાં બોલાવવા માંડ્યો ! અને એના બનેવીની ચિંતાથી મને આખી રાત ઊંઘ ના આવી ! આ દુનિયા આવી હોય ? એના બનેવી હારુ હું જાગું છું, હું ઉપાધિ કરું છું અને એ નસકોરાં બોલાવે છે ! પછી મેં મારી જાતને કહ્યું, 'હું ક્યાં આ ડફોળ બન્યો ?' જેનો બનેવી માંદો હતો તે ઊંઘી ગયો ને મેં વાત સાંભળી તો મને અસર થઈ ગઈ ! આ તો આપણે જ ડફોળ છીએ ! ત્યારથી હું દુનિયાને ઓળખતો થયો કે દુનિયા શું છે ? પછી સમજી ગયો કે આ જગત પોલમ્પોલ છે.

આપણે આપણું કર્મ બંધાય નહીં એવી રીતે રહેવું, આ દુનિયાથી છેટે રહેવું. આ કર્મ બાંધેલાં, તેથી તો આ ભેગાં થયેલાં છે. આ આપણાં ઘરે ભેગાં કોણ થયેલાં છે ? કર્મના હિસાબ બંધાયેલા છે તે જ બધા ભેગાં થયાં છે અને પછી આપણને બાંધીને એ મારે હઉ ! આપણે નક્કી કર્યું

હોય કે મારે એની જોડે બોલવું નથી, તોય સામો આંગળા ઘાલીને બોલાવ બોલાવ કરે. અલ્યા, આંગળા ઘાલીને શું કરવા બોલાવે છે ? આનું નામ વેર, બધા પૂર્વનાં વેર ! તમે આવું વેર કોઈ જગ્યાએ જોયેલું છે કે ?

**પ્રશ્નકર્તા :** બધે એ જ દેખાય છે ને !

**દાદાશ્રી :** તેથી હું કહું છું ને, કે ખસી જાવ અને મારી પાસે આવો. આ હું જે પામ્યો છું તે તમને આપી દઉં, તમારું કામ થઈ જશે અને છૂટકારો થઈ જશે. બાકી, છૂટકારો થાય નહીં.

અમે કોઈનો દોષ ના કાઢીએ. પણ નોંધ કરીએ કે જુઓ આ દુનિયા શું છે ? બધી રીતે આ દુનિયાને મેં જોયેલી, બહુ રીતે જોયેલી. કેટલાક તો ધંધાની ચિંતાઓ કર્યા જ કરે છે, એ શાથી ચિંતા કરે છે ? મનમાં એમ લાગે છે કે 'હું જ ચલાવું છું' તેથી ચિંતા થાય છે. 'એ કોણ ચલાવનાર છે' એવું કંઈ સાધારણ પણ, કોઈ પણ જાતનું અવલંબન લેતો નથી. ભલે, તું જ્ઞાનથી ના જાણતો હોઉં, પણ બીજું અવલંબન તો કોઈ પણ પ્રકારનું લે, કારણ કે તું ચલાવતો નથી એવું તને કંઈક અનુભવમાં તો આવેલું છે. ચિંતા એ મોટામાં મોટો ઈગોઈઝમ છે.

આ ટૂંકી વાત તમને કહી દઉં છું, આ ઝીણી વાત તમને કહી દઉં છું કે આ વર્લ્ડમાં કોઈ પણ માણસ એવો જન્મ્યો નથી કે જેને સંડાસ જવાની સ્વતંત્ર શક્તિ પોતાને હોય ! તો પછી આ લોકોએ ઈગોઈઝમ કરવાનો શો અર્થ છે ? આ બીજી શક્તિ કામ કરી રહી છે. હવે એ શક્તિ આપણી નથી, એ પરશક્તિ છે અને સ્વશક્તિને જાણતો નથી એટલે પોતે પણ પરશક્તિને આધીન છે; અને આધીન એકલો જ નહીં, પણ પરાધીન પણ છે, આખો અવતાર જ પરાધીન છે.

સત્તામાં નહીં એ ચીતરવું નહીં. ગયા અવતારની બે-ત્રણ નાની છોડીઓ હતી, છોકરાં હતાં, એ બધાં આવડાં આવડાં નાનાં નાનાં મૂકીને આવ્યા'તા, તે એ બધાની કઈ ચિંતા કરે છે ? કેમ ? અને આમ મરતી વખતે તો બહુ ચિંતા થાય છે ને, કે નાની બેબીનું શું થશે ? પણ અહીં પછી નવો જન્મ લે છે, તે પાછળની કશી ચિંતા જ નહીં ને ! કાગળ-

બાગળ કશું જ નહીં ! એટલે આ બધી પરસત્તા છે, એમાં હાથ જ ના ઘાલવો. માટે જે બને એ 'વ્યવસ્થિત'માં હો તે ભલે હો ને ના હો તે પણ ભલે હો.

## મનુષ્ય સ્વભાવ ચિંતા વહોરે

ચિંતા એ તો કામને નુકસાન કરે છે. 'તારી જે ચિંતા' છે એ કામને સો ટકાને બદલે સીત્તેર ટકા કરી નાખે છે. ચિંતા કામને ઓબ્સ્ટ્રક્ટ કરે છે. જો ચિંતા ના હોય તો બહુ સુંદર ફળ આવે.

ચિંતા કરવા જેવું જગત જ નથી. આ જગતમાં ચિંતા કરવી એ બેસ્ટ ફૂલીશનેસ છે. ચિંતા કરવા માટે આ જગત જ નથી, આ ઈટસેલ્ફ ક્રિયેશન છે. ભગવાને આ ક્રિયેશન કર્યું નથી, માટે ચિંતા કરવા માટે આ ક્રિયેશન નથી. આ મનુષ્યો એકલાં જ ચિંતા કરે છે, બીજી કોઈ જીવાત ચિંતા કરતી નથી. બીજી ચોર્યાસી લાખ યોનિઓ છે, પણ કોઈ ચિંતા-વરીઝ કરતું નથી. આ મનુષ્ય નામનાં જીવો તે બહુ દોઢડાહ્યા છે, તે જ આખો દહાડો ચિંતામાં બફાયા કરે છે !

ભગવાને શું કહેલું કે, 'પ્રાપ્તને ભોગવો, અપ્રાપ્તની ચિંતા ના કરો.' એટલે શું કે જે પ્રાપ્ત છે એને ભોગવો ને ! હવે એ ત્રણ રૂમવાળાને સરકાર ત્રણે રૂમો લઈ લે કંઈ ગમે તે કરીને, તો પછી એ શું કહેશે, 'સાહેબ, એક રૂમ આપો તોય બહુ થઈ ગયું.' અલ્યા, તું કહેતો'તો ને, કે મારે તો ચાર રૂમ જોઈએ છે, હવે એક રૂમને શું કરવા 'ચાલશે' કહે છે ? પણ એવું છે, મનુષ્યનો સ્વભાવ આવો છે.

પચ્ચીસ વર્ષથી જ મેં શોધખોળ કરેલી કે મનુષ્યોનો સ્વભાવ આવો છે એટલે બધા મનુષ્યો જે રસ્તે આમ જાય છે ને, તે રસ્તે હું નહોતો જતો, હું શોર્ટકટ ઓળખી કાઢું. આ લોકો તો આગળ ચાર ઘેટાં ચાલ્યાં, તેની પાછળ બધું ટોળું ચાલ્યા જ કરે ! કેટલો વાંકો રસ્તો થાય છે એ જુએ કરે નહીં. આ તો સરકારે કાયદા કાઢ્યા, તેથી સીધા રસ્તા બનાવડાવ્યા. ભણેલા માણસોએ સીધા રસ્તા બાંધ્યા, નહીં તો પહેલાં તો એક માઈલ જવા માટે ત્રણ માઈલનો ઊંધો રસ્તો કરવો પડે, એવા બધા રસ્તા હતા.

હવે ભોગવવાની રીત એવી નહીં કે સામાને ઉડાડી મેલો. સામાને સુખ થાય એવું કંઈ કરો. આપણા ટચવાળા, ઓળખાણવાળા બધાને સુખ કેમ થાય, આપણા ઘરાકને કેમ સુખ થાય એવું કંઈક કરો. પહેલાં પાડોશી જોડે ભલાઈ કરવાની છે.

આ તો જગત છે, એટલે એક બાજુ એવું કહે કે, 'ચિંતાથી ચતુરાઈ ઘટે, ઘટે રૂપ, ગુણ, જ્ઞાન.' અને બીજી બાજુ કહે છે કે, 'ચિંતા ના કરે એ ખર કહેવાય.' ગધેડો કહેવાય. એટલે જગત બેઉ બાજુનું મારમાર કરે, માટે એ શું કહે છે કે કમ ટુ ધી નોર્મલ, હવે કાળજી અને ચિંતામાં બહુ ફેર. કાળજી એ જાગૃતિ છે અને ચિંતા એટલે જીવ બાળ્યા કરવો.

## ચિંતાનું રૂટ કોઝ ? ઇગોઈઝમ

જીવ બાળ્યા કરે એવી ચિંતા તો કામની જ નહીં ! જે શરીરને નુકસાન કરે અને આપણી પાસે જે આવવાની વસ્તુ હતી, તેને પણ પાછું આંતરે. ચિંતાથી જ સંજોગો એવા ઊભા થઈ જાય. અમુક વિચાર કરવાના છે સારાસારના કે એવા, પણ આ ચિંતા એટલે શું ? કે એને ઈગોઇઝમ કહ્યો છે. એ ઇગોઈઝમ ના હોવો ઘટે. 'હું કંઈક છું અને હું જ ચલાવું છું' એનાથી એને ચિંતા હોય અને હું હોઈશ તો જ આ કેસનો નિકાલ થશે.' એનાથી ચિંતાથી હોય છે. એટલે ઇગોઇઝમ ભાગનું ઓપરેશન કરી નાખવાનું; પછી જે વિચાર રહ્યા સારાસારના, તેનો વાંધો નહીં. એ પછી મહીં લોહી ના બાળે, નહીં તો આ ચિંતા તો લોહી બાળે, મન બાળે. ચિંતા થતી હોય ને, તે ઘડીએ બાબો કશું કહેવા આવ્યો હોય તો એની પર પણ ઉગ્ર થઈ જાય, એટલે બધી રીતે નુકસાન કરે છે. આ અહંકાર એવી વસ્તુ છે કે પૈસા હોય કે પૈસા ના હોય, પણ કોઈ કહેશે કે, 'આ ચંદુભાઈએ મારું બધું બગાડ્યું.' તો પણ પાર વગરની ચિંતા ને પાર વગરની ઉપાધિ ! અને જગત તો આપણે ના બગાડ્યું હોય તોય કહેને ?

**પ્રશ્નકર્તા :** ચિંતા એ અહંકારની નિશાની છે, એ જરા સમજાવવા વિનંતી છે.

**દાદાશ્રી :** ચિંતા એ અહંકારની નિશાની શાથી કહેવાય છે કે એના

મનમાં એમ લાગે છે કે, 'હું જ આ ચલાવી લઉં છું.' તેથી એને ચિંતા થાય છે. આનો ચલાવનાર 'હું જ છું' એટલે એને 'આ છોડીનું શું થશે, આ છોકરાંનું શું થશે, આમ કામ પૂરું નહીં થાય તો શું થશે ?' એ ચિંતા પોતે માથે લે છે. પોતે કર્તા માને પોતાની જાતને કે 'હું જ માલિક છું ને હું જ કરું છું.' પણ એ પોતે કર્તા છે નહીં ને ખોટી ચિંતાઓ વહોરે છે.

કર્તા કોણ છે ? આ સંજોગો કર્તા છે. આ બધા સંજોગો, સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ ભેગા થાય તો કર્મ થાય એવું છે. તો આપણા હાથમાં સત્તા નથી, આપણે સંજોગોને જોયા કરવાના કે સંજોગો કેમના છે ! સંજોગો ભેગા થાય એટલે કાર્ય થઈ જ જાય. કોઈ માણસ માર્ચ મહિનામાં વરસાદની આશા રાખે એ ખોટું કહેવાય અને જૂનની પંદરમી તારીખ થઈ એટલે એ સંજોગો ભેગા થયા, કાળનો સંજોગ ભેગો થયો, પણ વાદળાનો સંજોગ ભેગો ના થયો હોય તો વાદળાં વગર વરસાદ કેમ પડે ? પણ વાદળાં ભેગાં થયાં, કાળ ભેગો થયો; પછી વીજળીઓ થઈ, બીજા એવિડન્સ ભેગા થયા એટલે વરસાદ પડે જ. એટલે સંજોગ ભેગા થવા જોઈએ. માણસ સંજોગોને આધીન છે, પણ પોતે એમ માને છે કે હું કંઈક કરું છું, પણ એ કર્તા છે એ પણ સંજોગના આધીન છે. એક સંજોગ વિખરાયો, તો એનાથી એ કાર્ય ના થઈ શકે.

કોઈ એક ભાઈ હોય, તે સામાયિક કરતા હોય તો બીજા લોકોને શું કહે કે, 'હું રોજ ચાર સામાયિક કરું છું, આ બીજા ભાઈ તો એક જ સામાયિક કરે છે.' એટલે આપણે સમજીએ કે એ ભાઈને સામાયિક કરવાનો ઈગોઈઝમ છે, એટલે બીજાનો દોષ કાઢે છે, 'એ એક જ કર્યા કરે છે અને હું ચાર કરું છું.' પછી આપણે બે-ચાર દહાડા પછી જઈએ કે, 'ભાઈ, કેમ આજે સામાયિક નથી કરતા ?' ત્યારે કહેશે કે, 'પગ ઝલાઈ ગયા છે.' તે આપણે પૂછીએ કે, 'ભાઈ, પગ સામાયિક કરતા હતા કે તમે કરતા હતા ? પગ જો સામાયિક કરતા હોય તો તમે બોલતા હતા તે ખોટું બોલ્યા.' એટલે આ તો પગ પાંસરા જોઈએ, મન પાંસરું જોઈએ, બુદ્ધિ પાંસરી જોઈએ, બધા સંજોગ પાંસરા હોય ત્યારે સામાયિક થાય, અને

અહંકારેય પાંસરો જોઈએ. અહંકારેય તે ઘડીએ પાંસરો ના હોય તો કાર્ય ના થાય, એટલે આ બધું ભેગું થાય ત્યારે કાર્ય થાય.

## ચિંતાના પરિણામ શાં ?

આ સંસારમાં બાય પ્રોડક્ટનો અહંકાર હોય છે જ અને તે સહજ અહંકાર છે, જેનાથી સંસાર સહેજે ચાલે એવો છે. ત્યાં આખા અહંકારનું જ કારખાનું કાઢયું ને મોટો અહંકાર વિસ્તાર્યો, તે એટલો વિસ્તાર્યો કે એનાથી ચિંતાઓનો પાર ના રહ્યો ! અહંકારને જ વિસ્તાર વિસ્તાર કર્યો. સહજ અહંકારથી, નોર્મલ અહંકારથી સંસાર ચાલે એવો છે, પણ ત્યાં અહંકાર વિસ્તારીને પછી કાકા આટલી ઉંમરે કહેને કે, 'મને ચિંતા થાય છે.' એ ચિંતા થાય એનું ફળ શું ? આગળ જાનવર ગતિ આવશે, માટે ચેતો, હજુ ચેતવા જેવું છે. મનુષ્યમાં છો ત્યાં સુધી ચેતજો, નહીં તો ચિંતા હશે ત્યાં તો પછી જાનવરનું ફળ આવશે.

ચિંતા એ પ્યોર ઈગોઇઝમ છે. આ જાનવરો કોઈ ચિંતા નથી કરતાં અને આ મનુષ્યોને ચિંતા ? ઓહોહોહો ! અનંતા જાનવરો છે, કોઈને ચિંતા નથી ને આ મનુષ્યો એકલાં જ ડફોળ એવાં છે કે આખો દહાડો ચિંતામાં શેકાયા કરે છે.

**પ્રશ્નકર્તા :** જાનવરથી પણ ગયા ને એ ?

**દાદાશ્રી :** જાનવર તો બહુ સારાં છે. જાનવરને ભગવાને આશ્રિત કહેલાં છે. આ જગતમાં નિરાશ્રિત એકલા હોય તો આ મનુષ્યો જ છે અને તેય હિન્દુસ્તાનનાં જ મનુષ્યો સો ટકા નિરાશ્રિત છે, પછી આમને દુઃખ જ હોય ને ? કે જેને કોઈ જાતનો આશરો જ નથી ! કમાયો ત્યારે કહેશે કે, 'હું કમાયો.' અને ખોટ ગઈ ત્યારે કહેશે કે, 'ભગવાને' ખોટ ઘાલી, ઊલટા ભગવાનને વગોવે. ભગવાનના ગુણ તો ક્યાં ગાવાના રહ્યા, પણ ભગવાનને વગોવવામાં તૈયાર ! એકનો એક છોકરો મરી ગયો ત્યારે કહે 'ભગવાને માર્યો.' અને જન્મ્યો ત્યારે પેંડા વહેંચતા કહે કે, 'મારે છોકરો થયો, બે મણ પેંડા વહેંચીએ !' ત્યારે આ ઇગોઇઝમ જ છે ને ? જો ભગવાનની ભક્તિ કરવી હોય તો ભગવાનનાં ગુણગાન સરખી રીતે ગાવાં જોઈએ કે નહીં ?

# પોતાની જાતને પિછાણો

ખાલી વાત જ સમજવાની છે, તમે પણ પરમાત્મા છો. ભગવાન જ છો, પછી શેને માટે વરીઝ કરવાની ? ચિંતા શેને માટે કરો છો ? એક ક્ષણવાર પણ ચિંતા કરવા જેવું આ જગત નથી. હવે, પેલી સેફસાઈડ રહી શકે નહીં, કારણ કે જે સેફસાઈડ નેચરલ હતી તેમાં તમે ગૂંચવાડો કર્યો અને હવે ભાગીને શું કરવા માગો છો ? વૃત્તિ ભાગેડુ ના હોવી જોઈએ. ગૂંચવાડો આવે તો સામા થાવ.

**પ્રશ્નકર્તા :** જો આપણે સામા થઈએ, એનો અવરોધ કરીએ, પ્રતિકાર કરીએ તો તેમાં વધારે અહંકાર થાય ?

**દાદાશ્રી :** ચિંતા કરવા કરતાં સામું થવું સારું. ચિંતાના અહંકાર કરતાં સામા થવાનો અહંકાર નાનો છે. ભગવાને કહેલું છે કે, 'સામા જ્યાં થવું હોય ત્યાં થજો, પણ ચિંતા ના કરશો.' ચિંતા કરી એને બે દંડ ! રાત્રે બધાય કહે કે, 'અગિયાર વાગ્યા છે, તમે હવે ઊંઘી જાવ.' શિયાળાનો દહાડો છે ને તમે મચ્છરદાનીની અંદર પેસી ગયા, અગિયાર વાગ્યા છે, ઘરના બધા સૂઈ ગયા છે મહીં મચ્છરદાનીમાં પેઠા પછી તમને, એક જણનું ત્રણ હજારનું બીલ બાકી હોય અને તેની મુદત ગઈ હોય. તો કહેશે, 'આજે સહી કરાવી હોત તો મુદત મળત, પણ આજે સહી ના કરાવી એ પછી આ બધું આખી રાત ચાલે, તે રાતે ને રાતે મહીં સહી થતી હશે ? થાય નહીં ને ? તો નિરાંતે ઊંઘી જાય તો આપણું શું બગડે ?

ભગવાન કહે છે કે ચિંતા કરનારાને બે દંડ છે અને ચિંતા ના કરનારાને એક દંડ છે. એકનો એક જવાન છોકરો અઢાર વર્ષનો મરી જાય તેની પાછળ જેટલી ચિંતા કરે છે, જેટલું દુઃખ કરે છે, માથું ફોડે, બીજું બધું જે જે કરે, તેને બે દંડ છે અને આ બધું ના કરે તો એક જ દંડ છે. છોકરો મરી ગયો એટલો જ દંડ છે અને માથું ફોડ્યું તે વધારાનો દંડ છે. અમે એ બે દંડમાં કોઈ દહાડોય ના આવીએ. એટલે અમે આ લોકોને કહ્યું છે કે, 'પાંચ હજાર રૂપિયાનું ગજવું કપાય એટલે 'વ્યવસ્થિત' કહીને આગળ ચાલવાનું ને નિરાંતે ઘેર જવાનું.'

આ એક દંડ તે આપણો પોતાનો હિસાબ જ છે. માટે ગભરાવાનું કોઈ કારણ નથી. તેથી મેં 'વ્યવસ્થિત' કહ્યું છે, એક્ઝેક્ટ 'વ્યવસ્થિત' છે. માટે થઈ ગયું છે એને તો બરાબર, કરેક્ટ એમ કહીએ.

## વ્યથા જુદી ! ચિંતા જુદી

**પ્રશ્નકર્તા :** ચિંતા એ અહંકાર છે, તો જે વ્યથિત થયેલો હોય તે ચિંતા કરે તો એમાં અહંકાર ના પણ હોય અને વ્યથિતપણું હોય તો ?

**દાદાશ્રી :** વ્યથિતપણું જુદું છે. વ્યથા એ જુદી છે ને ચિંતા એય જુદી છે. ચિંતા એટલે આગળની બધી યોજના કરતો હોય અને વ્યથિત થવું એ તો એનો કંઈક ઓબસ્ટ્રેક્શન છે, તેથી વ્યથિત થઈ ગયો છે. વ્યથિત ક્યારે થાય ? એને કંઈક ઓબસ્ટ્રક્ટ થાય ત્યારે. એટલે વ્યથિતનો વાંધો નથી, વ્યથિત તો મોટા મોટા સંત પુરુષોય થઈ જાય.

**પ્રશ્નકર્તા :** તો એ ચિંતા જોડે અહંકાર કેવી રીતે ?

**દાદાશ્રી :** હું ના હોઉં તો ચાલે નહીં, એવું એને લાગે. 'આ હું જ કરું છું, હું નહીં કરું તો નહીં થાય, હવે આ થશે ? સવારે શું થશે ?' એમ કરીને ચિંતા કરે.

## ક્યાંય ભરોસો જ નહીં ?

આ તો આપણા હિંદુસ્તાનના લોક તો એટલી બધી ચિંતાવાળા છે કે આ સૂર્યનારાયણ એક જ દહાડાની રજા લે, 'ફરી કોઈ દહાડો રજા નહીં લઉં' એમ કહે, તે રજા લે તો બીજે દહાડે આ લોકો શંકા કરે કે કાલે સૂર્યનારાયણ આવશે કે નહીં આવે, સવાર પડશે કે નહીં પડે ? એટલે નેચરની ઉપરેય ભરોસો નથી, પોતાની જાત ઉપરેય ભરોસો નથી, ભગવાન ઉપરેય ભરોસો નથી. કોઈ ચીજ ઉપર ભરોસો નથી, પોતાની વાઈફ ઉપરેય ભરોસો નથી ! અમદાવાદના શેઠિયા, એમની વાઈફને વીસ હજાર રૂપિયા જાત્રાએ જવા માટે જોઈતા હતા, તે સાત વરસથી એની બૈરીને કહ્યા કરે છે કે સગવડ નથી, સગવડ નથી. તમને સમજાયું ને ? પોતાની જાત ઉપરેય કપટ છે, એટલે આ કપટ ક્યાં નથી કરતો ? તેથી પેલા કબીર સાહેબે

સાચું કહી દીધું કે,

“મેં જાનું હરિ દૂર હૈ, હરિ હૃદય માંહી,
આડી ત્રાટી કપટકી, તાસે દીસત નાહીં.”

મહીં પોતે કપટનો પડદો મૂક્યો છે. પછી ભગવાન પાસે દેખાવા માંડ્યા, પેલો પડદો ખરો ને, તોય જરા જાળીમાંથી દેખાવા માંડ્યું એટલે મનમાં શરમ આવી કે ભગવાન જોઈ જશે. એટલે પડદાને ડામર મરાવ્યો, દર સાલ બબ્બે વખત ડામર મરાવ્યો, આ આપણે જ જાણીજોઈને ત્રાટી ઊભી કરી છે.

## આમને કિંમત શેની ?

કાલે એક ઘૈડા કાકા આવ્યા હતા, તે મારા પગમાં પડી ખૂબ રડ્યા ! મેં પૂછ્યું, ‘શું દુઃખ છે તમને ?’ ત્યારે કહે, ‘મારા દાગીના ચોરાઈ ગયા, જડતા જ નથી, હવે પાછા ક્યારે આવશે ?’ ત્યારે મેં એને કહ્યું, ‘એ દાગીના કંઈ જોડે લઈ જવાના હતા ?’ ત્યારે કહે, ‘ના, એ જોડે ના લઈ જવાય, પણ મારા દાગીના ચોરાઈ ગયા ને, તે હવે પાછા ક્યારે આવશે ?’ મેં કહ્યું, ‘તમારા ગયા પછી આવશે !’ દાગીના ગયા એને માટે આટલી બધી હાય, હાય, હાય ! અરે, ગયું એની ચિંતા કરવાની જ ના હોય. વખતે આગળની ચિંતા, ભવિષ્યની ચિંતા કરે, એ તો આપણે જાણીએ કે બુદ્ધિશાળી માણસને ચિંતા તો થાય જ; પણ ગયું તેનીય ચિંતા ? આપણા દેશમાં આવી ચિંતા હોય છે, ઘડી પહેલાં થઈ ગયું, તેની ચિંતા શું ? જેનો ઉપાય નથી, તેની ચિંતા શું ? કોઈ પણ બુદ્ધિશાળી સમજે કે હવે ઉપાય નથી રહ્યો, માટે એની ચિંતા કરવાની ના હોય.

પેલા કાકા રડતા હતા, પણ મેં એમને બે મિનિટમાં જ ફેરવી નાખ્યા. પછી તો ‘દાદા ભગવાનના અસીમ જય જયકાર હો’ બોલવા માંડ્યા ! તે આજે સવારમાંય ત્યાં રણછોડજીના મંદિરમાં મળ્યા, ત્યારેય બોલી ઊઠ્યા, ‘દાદા ભગવાન !’ મેં કહ્યું, ‘હા, એ જ.’ પછી કહે, ‘આખી રાત હું તો આપનું જ નામ બોલ્યો !’ આમને તો આમનું ફેરવો તો આમનું, આમને એવું કશું જ નથી.

**પ્રશ્નકર્તા :** આપે એને શું કહ્યું ?

**દાદાશ્રી :** મેં કહ્યું, 'એ દાગીના પાછા આવે એવું નથી, બીજી રીતે દાગીનો આવશે.'

**પ્રશ્નકર્તા :** આપ મળ્યા એટલે મોટો દાગીનો જ મળી ગયો ને !

**દાદાશ્રી :** હા, આ તો અજાયબી છે ! પણ હવે એને સમજાય શી રીતે આ ? એને તો પેલા દાગીનાની આગળ આની કિંમત જ ના હોય ને ! અરે, એને ચા પીવી હોય તો તેને આપણે કહીએ કે 'હું છું ને તારે ચાનું શું છે ?' ત્યારે એ કહેશે, 'મને ચા વગર ચેન નહીં પડે, તમે હો કે ના હો !' આમને કિંમત શેની ? જેની ઈચ્છા છે તેની.

❖❖❖❖❖

## [૬]
# ભયમાંય નિર્ભયતા

## વાણી કઠણ, પણ રોગ કાઢે

આવું જીવન શા કામનું તે ? લાઈફ તો લાઈફ જોઈએ કે ના જોઈએ ? આખુ બ્રહ્માંડ સામું થાય તોય તમને ગભરામણ ના થાય એવું હોવું જોઈએ કે ના હોવું જોઈએ ? તારી પાસે બધો જ સામાન છે. જેટલો સામાન મારી પાસે છે એટલો બધો જ સામાન તારી પાસે છે, પણ તને કોઈએ દેખાડ્યો નથી. એટલે એ માલ એમને એમ મહીં બધો આવરણમાં પડ્યો છે. મારા જેવો કોઈ જ્ઞાની મળે ત્યારે પાછું ઊઘાડી આપે, 'લે તું તારું ખા. હું નિમિત્ત છું.' પોતાનો 'સામાન' જો ભોગવતો હોય તોય સારું, પણ આ તો પારકાં પાસે આશા રાખે કે આ કંઈક આપે તો સારું. અલ્યા, એ પોતે જ લોકો પાસે કંઈક આશા રાખતો હોય એ તને શું આપવાનો છે ? અને તે એવો કોઈ નામદાર જોયો કે જેની પાસે આશા રાખવા જેવી હોય ? અને બહુ માગીએ ત્યારે શરમનો માર્યો પાંચ લાખ આપે પણ ખરો. ત્યારે મહીં માનની ભીખ હોય, કીર્તિની ભીખ હોય, નામની લાલચ હોય ! મારી વાત સુંવાળી નથી ને ? જરા કઠણ પડે છે ને ?

**પ્રશ્નકર્તા :** સુંવાળી હોય તે કામની જ નહીં.

**દાદાશ્રી :** મારી વાત જરા કઠણ છે, પણ મહીં જુલાબ કરીને બધો રોગ કાઢી નાખે. નર્યો રોગ ભરેલો છે ! પાછા કોઈ સંતપુરુષ પાસે જઈએ ત્યારે કહેશે, 'આવો ભાઈ, આવો શેઠ, આવો આવો.' તે માખણ ચોપડ ચોપડ કરે. અલ્યા, એને ચોપડે છે શું કરવા ? પાછા ઊંધે પાટે ફેરવી આપે છે ! અલ્યા, પાંસરો રસ્તો દેખાડી દઈએ તો આગળ

કોઈ રસ્તો ખોળે ? પણ આ તો મસ્કા ચોપડ ચોપડ કરે ! તમને મસ્કો ગમે કે ના ગમે ?

**પ્રશ્નકર્તા :** ના ગમે.

**દાદાશ્રી :** એમ ! પણ લોક મસ્કો ચોપડે ને કે 'ભાણાભાઈ આવ્યા ! આવો આવો !' અલ્યા, એમાં આપણો શું શુક્કરવાર વળે ? શુક્કરવાર વળે નહીં ને શનિવાર થાય નહીં, એવરી ડે ફ્રાઈડે ! જ્યારે જાવ ત્યારે ફ્રાઈડે અને શનિવાર થાય નહીં. આપણો શુક્કરવાર વળવો તો જોઈએ ને !

## કોશિશ-પ્રયત્ન, પાંગળા અવલંબન

એટલે 'આપણે કોણ છીએ ?' એ જાણવું તો પડશે કે નહીં જાણવું પડે ?

**પ્રશ્નકર્તા :** જાણવું પડે.

**દાદાશ્રી :** તેં જાણ્યું ?

**પ્રશ્નકર્તા :** એ જાણવાનો પ્રયત્ન કરું છું.

**દાદાશ્રી :** પાછો પ્રયત્ન ? પ્રયત્નથી તો સંડાસેય ઉતરે નહીં, પ્રયત્ન તો થઈ જાય, એની મેળે થઈ જાય, એનું નામ પ્રયત્ન !

આ બે વાક્ય સંસારમાં ખોટાં પેસી ગયા છે. કાં તો કહેશે કે પ્રયત્ન કરું છું, નહીં તો કહેશે કે કોશિશ કરું છું. અલ્યા, શાની કોશિશ કર કર કરે છે તે ? જે એની મેળે જ થઈ જાય છે, એને શું કર કર કરવાનું ? હમણાં સાપ જતો હોય ને આપણે જોયો ના હોય ને એકદમ આપણી આંખ એના પર પડી કે તરત કૂદે ને ? એવો કૂદે કે સાપને અડે નહીં એવો કૂદે. તે ઘડીએ કોશિશ નથી કરતા ને ? પ્રયત્નોય ભૂલી જાય ને ? તે ઘડીએ આપણી શક્તિ કામ કરતી નથી, તે ઘડીએ અહંકાર કામ કરતો નથી. તે ઘડીએ બીજી ઓર જ શક્તિ કામ કરે છે ! અને જો જાતે કરતો હોય તો સાપની ઉપર જ પડી જાય, એ ગભરાઈને સાપની ઉપર જ પડે !

## ભડકાટનો ભય, હવે તો ટાળો

'ફેક્ટ' વસ્તુ નહીં જાણવી જોઈએ ? ક્યાં સુધી આ લૌકિક વાતો જાણશો ? અલૌકિક જાણ્યા સિવાય બધો છૂટકારો નહીં થાય, ભય નહીં જાય ! આગલે દહાડે ભૂતની વાત સાંભળી હોય કે ચોપડીમાં વાંચવામાં આવી હોય ને રાતે પછી એકલા સૂઈ જવાનું થયું ને જોડેની રૂમમાં પ્યાલો જરા ખખડ્યો, ભલે ઉંદરે ખખડાવ્યો હોય, પણ મહીં શું થાય ? ભૂત પેઠું, તે મહીં હઉ ભૂત પેસી જાય. રાતે બાર વાગ્યાનું ભૂત પેઠું, તે સવારે સાત વાગે મહીં રસોડામાં જઈને જાતે જુએ નહીં ત્યાં સુધી ભય ને ફફડાટ !

પાછું અહીં સાંભળે કે વડોદરા પર બોમ્બ પડવાનો છે, ત્યાર પહેલાં તો મહીં ફફડાટ ફફડાટ ફફડાટ થઈ જાય ! અલ્યા, કહેનારો કંઈ ત્રિકાળજ્ઞાની છે ? અને એ બોમ્બ આપણને અડે એવી લાયકાત ધરાવે છે ? એવું છે, આપણા તાપથી એ બોમ્બ એક હજાર માઈલ છેટે જઈને પડે ! આપણા તાપથી એ બોમ્બ પણ ધ્રૂજે ! પણ આ તો ચકલાની પેઠ ફડફડ ફડફડ થાય ! અને જો હિસાબ છે તો કુદરતની આગળ કશું ચાલવાનું નથી. હિસાબ તો ચૂકવવાનો જ છે ને ? દેહ ધર્યો છે ત્યારથી બધા હિસાબ ચૂકવવા તો પડશે ને ?

## કુદરત નિરંતર સહાયક, ત્યાં ભડક શાને ?

ચોગરદમથી શાંતિ હોય, ભય ના લાગતો હોય તો પછી ભાંજગડ જ ના રહીને ? પછી કશું રહ્યું જ નહીં ને ! અને તમે કુદરતના ગેસ્ટ છો, પણ તમે ગેસ્ટ થઈને શું કરો છો ? કે તમારી ગેસ્ટરૂમમાં બેસી નથી રહેતા, પણ રસોડામાં જઈને કઢી હલાવવા જાવ છો. ગેસ્ટથી રસોડામાં જવાય ખરું ? તમે નહીં, આખું જગતેય એવું જ કરે છે. ગેસ્ટ થઈને ગેસ્ટનું ભાન જ નથી.

જો તમે ગેસ્ટ તરીકે છો તો તમને ભય નથી, કશું જ નથી. પણ ગેસ્ટ થતાં આવડ્યું નહીં. જ્યાં તમે બેસો છો ત્યાં હવા-પાણી મળી રહે છે કે નથી મળી રહેતાં ? અને અત્યાર સુધી ખાવા-પીવાનું મળેલું કે નથી મળ્યું ? કપડાં-લત્તાં નહીં મળ્યાં હોય ? બધું મળ્યું છે. પણ ફક્ત ભયથી,

ક્રોધ-માન-માયા-લોભથી આવતો અવતાર બાંધ્યો છે, નહીં તો આ જગતમાં ભય જેવી વસ્તુ જ નથી. આ વર્લ્ડમાંય ભય જેવી વસ્તુ જ હોતી નથી. કારણ કે કુદરતના ગેસ્ટને શેનો ભય ? એક રાજાનો ગેસ્ટ હોય છે તેને ભય નથી હોતો તો તમે બધા નેચરના ગેસ્ટ છો, તો તમને શેનો ભય લાગે ? બધી તમારી જરૂરિયાતની વસ્તુ નેચર તમને સપ્લાય કરે છે, કેટલી બધી સુંદર દશામાં રાખે છે, છતાંય કેટલો ભય લાગે છે !

આ મન ખોટું ભડકાય ભડકાય કરે. અરે, આપણું મરણ હઉ દેખાડે ને, કે 'મરી ગયાં તો શું થશે ?' એને કહીએ કે, 'એમ ભડકાય ભડકાય શું કામ કરે છે ? લોકોની સરવણી નથી કરી ? એમ તારી સરવણી કરીશું,' તે ચૂપ થઈ જાય. આ લોકોએ તો આવું જોયેલું જ નહીં ને જુએ એટલે ભડકે !

## ભડકાટને બદલે, ચોખ્ખા રહો

'લોકોને કેવું લાગશે ?' એવો ભય લાગ્યા કરે. એવું ભયને રૂમ ભાડે આપવી, તેનાં કરતાં આપણે ચોખ્ખું રાખવું, એ રૂમ સાફ કર્યા કરવી સારી. ભયને તો ભાડે ના આપવું. 'લોકોને કેવું લાગશે ?' એ ભયને ક્યાં ઓરડી ભાડે આપીએ ? પછી એ કાયમ જોડે બેઠો બેઠો ભડકાવ્યા કરે, એના કરતાં એને ભાડે જ નહીં આપવાનું. આપણે આપણી રૂમ ચોખ્ખી રાખ્યા કરવાની.

જગતના ટીકાના ભાગમાં આવે, એવો વિચાર આવ્યો કે એને ચોખ્ખો કરી નાખો, ધોઈ નાખીને સાફ કરી નાખીએ ! આપણાં લોક રૂમ નથી ધોતાં ? એને શું કહે છે ? પોતાં મારવાનું કહે છે ને ? તે આપણે પોતું મારી દેવાનું. સવારમાં એક પોતું મારી દેવાનું, બપોરે એક પોતું મારી દેવાનું અને રાતે સૂતા પહેલાં એક પોતું મારી દેવાનું, ને જ્યારે વધારે ખરાબ વિચાર આવ્યો કે પોતું મારી દેવાનું. ખરાબ વિચાર આવે તો ખરા, કારણ કે માલ ભરેલો એટલે એ આવવાના, પણ આપણે તો પોતું મારી દેવાનું. એટલે ભયને ઓરડી ભાડે આપીએ નહીં. છેવટે એનું નામ શું ? ભય ! એ દાઢી વગરના માણસને શું કામ રૂમ ભાડે આપીએ ?

ભડકેલું ઘોડું હોય ને એના પગ આગળ કોઈ બંદુકિયો ટેટો ફોડે તો એની શી દશા થાય ? અરે, ગાડી હઉ ઊંધી નાખે. એવી આ મનુષ્યોની દશા થઈ ગઈ છે. એટલે જ્ઞાનીપુરુષ કહે છે ને, કે 'ભાઈ, તમારે એમ ના કહેવું કે સાહેબ, હું કરી લઈશ.' એમ કહેવું કે, 'સાહેબ, તમે જ કરી આપો.' કારણ કે હું જાણું છું કે તમારાથી આ નહીં થાય, કારણ કે ભડકાટવાળા છે. રાતે પોસ્ટમેન આવે કે તાર છે, તે સાંભળતાની સાથે જ, શું થઈ ગયું ? શું છે ! અલ્યા, એમાં શું થઈ જવાનું છે તે ? પણ 'તાર છે' એવું બોલ્યો એમાં ભડક્યો ! હવે કોઈક ફેરો ઈન્કમટેક્ષનો કાગળ પણ આવે કે, 'ભઈ, તમારું રીફન્ડ કેમ લઈ જતા નથી.' એવો કાગળ આવે કે ના આવે ? પણ ઈન્કમટેક્ષનો કાગળ દેખ્યો કે ભડકે.

## ...એમાં 'પોસ્ટમેન'નો શો ગુનો ?

અહીં તો કેટલા પ્રકારની ચિંતાઓ, ઉપાધિઓ, ભય, ભય ને ભય ! જાણે દિવેલ પીધું હોય એવાં મોઢાં દેખાય છે. ઈન્કમટેક્ષનો કાગળ છે એવું ઈન્કમટેક્ષવાળા માણસને દેખે ત્યાંથી જ કંટાળે કે 'આ પાછો ક્યાં આવ્યો ?' એ એમ સમજે કે હવે ઈન્કમટેક્ષવાળો આવ્યો છે માટે કંઈનું કંઈ લફરું લાવ્યો હશે ! પણ જ્યારે કાગળ ફોડે ત્યારે મહીં રીફન્ડ આવ્યું હોય ! આ વગર કામનાં કેટલા આર્તધ્યાન ને રૌદ્રધ્યાન કરે છે ! અને પછી પોતે જ બંધાય છે ! 'વ્યવસ્થિત'માં જે હશે તે આવે, પણ એમાં શા માટે ધ્યાન બગાડે છે !

હવે એ કાગળ જે લાવે છે એય વીતરાગ છે. આ પોસ્ટમેન કાગળ લાવે છે, તે લગ્નની કંકોતરી હોય તેય આપી જાય, કાણનો પત્ર હોય તોય આપી જાય, વીતરાગ છે બિચારા ! એ તો નોકરી કરે છે, એમને શું લેવાદેવા ? પણ એનેય આ ગાળો ભાંડે. બધી પોતાની જ જોખમદારી પર કરે છે ને !

## પણ આટલો બધો ભડકાટ શાને ?

મને પોતાને જ એમ લાગતું હતું કે આ ભડકેલા ઘોડા જેવું કેમ થઈ ગયું લાગે છે ! કોઈની પાસે કશી નહીં મિલકત, પણ તોય ભડકેલા

ઘોડા જેવી સ્થિતિ કે 'આમ થઈ જશે ને તેમ થઈ જશે, ઈન્કમટેક્ષવાળો આવશે ને ફલાણો આવશે.' એ શું કરવાનો છે આવીને તે ? શાને માટે આ ભડકો છો ? આ ભીંત પડશે તો શું થશે ? આ ભીંત પડવાની છે ને જો આંગળી આટલી વટાવાની હશે તો વટાશે, આખો હાથ વટાવાનો હશે તો એટલું વટાશે. આપણે જાણવાનું કે 'શું વટાયું ને કેટલું વટાયું !' બીજું શું કરવાનું છે તે ? આટલું વટાશે તો એટલું આપણે જાણીશું. હિસાબ હશે તેટલું આ ભીંત વાટશે. નહીં તો ભીંતનું ગજું નથી કે આપણને અડી શકે ! આ પડશે, ફલાણું પડશે, આ સ્લેબ પડશે, કોઈ બાપોય કશું પડ્યો નથી.

હું પણ ભડકતો હતો. પછી મેં શોધખોળ કરી કે કશુંય પડ્યું જ નથી, હું વગર કામનો ભડકતો હતો. પછી મેં અંબાલાલભાઈને કહ્યું, મહીં ભગવાનને નહીં, આ અંબાલાલભાઈને કે, 'કોઈ દહાડો કશુંય પડ્યું નથી, વગર કામના ભડક્યા શા માટે કરો છો ? અત્યાર સુધી ભડક્યા તેમાં કશું પડ્યું છે ?' ત્યારે કહે કે, 'ના, કશું પડ્યું તો નથી.' ત્યારે મેં કહ્યું કે, 'તો વગર કામના શું કરવા ભડક્યા કરો છો ? નથી પડવાનું કશુંય, તમે પોતે જ ભગવાન છો; વગર કામના 'હાય, હાય, આમ થશે કે તેમ થશે' એવું શાને માટે કરવાનું ? નથી તમને છોકરાં, નથી છોડીઓ, તો શાને માટે આટલી હાય, હાય કરો છો ? જો છોડી-છોકરાંઓ હોત તો તમારી શી દશા થાત ? નથી તોય આટલી હાય હાય છે ! નથી તમને પૈસા જોઈતા, નથી ઘરાં જોઈતાં, નથી પોતાને ગાડી-મોટરો જોઈતી, તો શાને માટે ઈન્કમટેક્ષવાળો પડશે ને ફલાણું પડશે, એમ ભડક્યા કરો છો ? પડશે તો આ ભીંત પડશે ને, બીજું શું થવાનું છે તે ! હવેથી એ ના બોલશો, 'આમ પડવાનું છે.' કશી ભડકવાની જરૂર જ શી છે તે ?'

## 'કરેક્ટ'ને ભય શો ?

વીતરાગ થવાનું છે તો ભય જશે, નહીં તો જગતમાં ભય લાગ્યા જ કરે. બધાને ભય લાગે. કોઈએ નવી સાયન્ટિફિક શોધખોળ કરેલી હોય, રાત્રે આપણી જોડેની રૂમમાં એ ગોઠવણી કરી આવે ને પેલું જો વિચિત્ર શબ્દ બોલે તો આપણે જાણીએ કે ભૂત આવ્યું, તે આખી રાત ઊંઘ ના

આવે. એટલો બધો ભડકાટ, ભય રહ્યા કરે. હવે ક્યાં સુધી આમાં પોષાય બધું ?

રાતે અંધારામાં જતા હોય ને હવે કોઈ માણસ અમથો જ સામેથી આવતો હોય તો મનમાં એમ લાગે કે આ માણસ લૂંટી લેશે. તમારે એવા વિચારો નથી આવતા ને ?

**પ્રશ્નકર્તા :** હજી તો મંજિલ બહુ દૂર છે.

**દાદાશ્રી :** દૂર તમે શી રીતે જાણો ?

**પ્રશ્નકર્તા :** આ ભય લાગે છે ત્યાં સુધી તો નક્કી જ છે ને, કે મંજિલ બહુ દૂર છે.

**દાદાશ્રી :** ના, પણ એ ભય કોઈ કાઢી આપે તો ? તમારો કોઈએ કાઢી આપેલો ? પણ બીજા કોઈનાથીય એ ભય જાય નહીં. એ તો જ્ઞાનીપુરુષ કે એમની મહીં જે આત્મા પ્રગટ થયેલો છે, જે પરમાત્મા પ્રગટ થયા છે, એમની સીધી કૃપા ઉતરી તો ભય જાય.

અમને ભય કેમ નથી ? કારણ કે અમારું બિલકુલ કરેક્ટ છે. કરેક્ટને ભય શો ? જેનું બિલકુલ કરેક્ટ છે, એને જગતમાં ભય શો ? ભય તો કોને હોય કે મહીં ગોલમાલ હોય તેને ભય હોય, નહીં તો આ જગતમાં ભય શો ?

આખો દહાડો ભડક, ભડક, ભડક ! જાણે શું થઈ જશે ! શું થઈ જશે ? ફલાણી જગ્યાએ હુલ્લડ થાય છે ! અમથો ભડક, ભડક થયા કરે. અલ્યા, તું અહીં જમવા બેઠો છે, જમી લે ને નિરાંતે ! તો કહેશે, 'ના, પણ ત્યાં હુલ્લડ આવ્યું છે ને !' એટલે આ લોકો જે સુખ છે, પ્રાપ્તસુખ છે, તેય ભોગવતાં નથી. જે સુખ પ્રાપ્ત થયું છે, તે ભોગવવું ના જોઈએ ? તે પ્રાપ્તને ભોગવતા નથી ને અપ્રાપ્તની ચિંતા કરે છે ! આ બધી 'થીયરી' જ રોંગ છે. ભગવાને પહેલેથી જ કહેલું કે પ્રાપ્તને ભોગવો અને અપ્રાપ્તની ચિંતા ના કરો. અપ્રાપ્ત તમારા હાથમાં નથી. તમારે જ્યારે પ્રાપ્ત થાય, હાથમાં આવે ત્યારે એ વસ્તુ ભોગવજો. અપ્રાપ્ત એ વસ્તુ હાથમાં નથી.

## બુદ્ધિની વપરાશ, પરિણામે ડખો જ

**દાદાશ્રી :** આપણે કઢી બનાવીએ, એમાં બુદ્ધિ વાપરીએ તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** કઢી બગડી જાય.

**દાદાશ્રી :** કેમ ? બુદ્ધિ પણ પ્રકાશ છે ને ? એટલે બુદ્ધિ એની મેળે કુદરતી રીતે જે વપરાય છે એટલી બુદ્ધિ જ કામની છે, બીજી વધારે પડતી બુદ્ધિ છે એ હેરાન હેરાન કરી નાખે છે, અને જો બુદ્ધિ વાપરવી હોય તો બધે જ વાપરોને ! આ લોક પાણી પીએ છે એ બુદ્ધિપૂર્વક પીતા હશે ? બુદ્ધિપૂર્વક એટલે શું ? કે આ પાણીમાં કશું પડ્યું હોય એ બધું જુએ, વિચારે ત્યાં એવી બુદ્ધિ વાપરે ખરા ?

**પ્રશ્નકર્તા :** ના, દાદા.

**દાદાશ્રી :** ત્યારે, ખાવાનું ખાય છે બુદ્ધિપૂર્વક ખાતા હશે ને ? કે દાળમાં બનાવતી વખતે શું પડ્યું હશે ! ઉપરથી ગીલોડીએ ગલ કાઢ્યો એ મહીં પડ્યું-કર્યું એવો વિચાર કરે ? એટલે બુદ્ધિ વાપરે તો ખવાય પણ નહીં કે પીવાય પણ નહીં. આ હોટલવાળાને ત્યાં જઈને પણ ખઈ આવે છે, ત્યાં પણ બુદ્ધિ નથી વાપરતા. જો બુદ્ધિ વાપરે તો ? તે પછી ખવાય શી રીતે ? માટે બુદ્ધિ કેટલામાં વાપરવી જોઈએ, એનું આપણે ડીસિઝન લાવવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** આ બુદ્ધિ કેમ વાપરવી, ક્યાં વાપરવી, ક્યાં નહીં વાપરવી, એ આમ સામાન્ય માણસોને ખબર નહીં પડે ને ?

**દાદાશ્રી :** પણ આટલા ભાગમાં નથી વાપરતા, તે કંઈ ખોટ ગઈ એ લોકોને ?

**પ્રશ્નકર્તા :** નથી ગઈ.

**દાદાશ્રી :** અને બુદ્ધિ વાપરી હોત તો વધારે ખોટ જાત. એટલે જ્યાં જ્યાં બુદ્ધિ વપરાય છે ને ત્યાં ત્યાં એ નર્યો ખોટનો જ વ્યાપાર છે અને

જરૂર હોય ત્યાં એની હદમાં વપરાઈ જ જાય છે, ત્યાં બુદ્ધિ એની મેળે કુદરતી રીતે જ જોઈન્ટ થયેલી છે, અંતઃકરણમાં એ સુમેળ રીતે જોઈન્ટ થયેલી છે. એમાં આપણે એક્સેસ વાપરીએ, તેની આ બધી ભાંજગડ ઊભી થઈ છે.

પ્રભુશ્રીએ કૃપાળુદેવને કાગળ લખેલો કે મને હવે દેહ છૂટી જાય એવું લાગે છે, માટે મને આપનાં દર્શન ક્યારે થશે ? એટલે કૃપાળુદેવે કાગળ લખ્યો કે શાથી તમને દેહ છૂટી જાય એવું લાગે છે ? ત્યારે કહે કે, 'મારું નામ લલ્લુભાઈ છે અને બીજા અહીં દર્શન માટે આવતા હતા તેમનું નામ પણ લલ્લુભાઈ છે, એ લલ્લુભાઈ બે-ત્રણ દહાડા માંદા થયા ને 'ઓફ' થઈ ગયા અને હું તો મહિનાથી માંદો છું. મારી અને એમની રાશિ એક છે.' હવે આ એમણે બુદ્ધિ વાપરી. એટલે કૃપાળુદેવે એમને લખ્યું કે, 'મરવાનો ભો રાખશો નહીં' એવું લખ્યું, એટલે પછી એમને ત્યાં બુદ્ધિ ઠેકાણે રહે. કોઈક કહે અગર તો ડૉક્ટર કહે કે, 'કશો વાંધો નથી.' ત્યારે બુદ્ધિ ઠેકાણે રહે. ત્યારે ડૉક્ટર કહે છે એ સાચી જ વસ્તુ છે ? એ પણ આશરે જ બોલે છે ? પણ ડૉક્ટરનું સાચું માને, એવું તમારી જાત ઉપર સાચું માનવાનું નથી લાગતું ? એટલે ડોક્ટરના કહ્યા વગર તું જ નક્કી કરને, કે 'કશો વાંધો નથી. મને કશું થવાનું નથી.' અને વાંધો આવશે ત્યારે એ છોડવાનું નથી. માટે વાંધો રાખવાની જરૂર જ ક્યાં રહી ? ભય રાખવાનું કારણ જ ક્યાં રહ્યું ? શંકાથી જ માણસ વધારે મરી જાય છે, શંકા જ માણસને મારી નાખે છે.

**પ્રશ્નકર્તા :** માંદો પડ્યો હોય, તો એણે દવા તો કરવી જ પડે ને ?

**દાદાશ્રી :** દવા કરવી પડે કે દવા ના કરવી પડે એવું ના કે હા આપણે નથી કહેતા. અંતઃકરણમાં જે મહીં વિચાર આવે, 'વ્યવસ્થિત' જેમ કરાવે તે પ્રમાણે કરવાનું, પણ આ શંકાઓ નહીં રાખવાની એ હું કહું છું. કોઈ પણ જાતની શંકા રાખવાની નહીં. દવા કરવાની. મહીં વિચાર આવે કે 'હેંડો, ડૉક્ટરને ત્યાં.' તો ડૉક્ટરને ત્યાં જવાનું. ડૉક્ટરની દવા પણ લેવાની, પણ ડૉક્ટર કહેશે કે, 'તમને પ્રેશર બહુ વધી ગયું છે.' એ આપણે મહીં ચોપડીમાં જમે નહીં કરવાનું, એ ચોપડીમાં લખવાનું નહીં. જાણવું

કે ભઈ, ડૉક્ટરે આમ કહ્યું છે ને મહીં શંકા પડી જતી હોય તો આપણે ડૉક્ટરને પૂછવું કે, 'આપને ઘેર કોઈ માણસ મરે નહીં ને ? તો હું તમારો શબ્દ માનું.' ત્યારે ડૉક્ટર જ કહેશે કે, 'ના, મારે ત્યાં જ મરી ગયેલાં ને !' તો પછી એમાં શંકા માનીને કાઢવાનું શું ? ડૉક્ટરને ત્યાં જ મરી જાય છે ને ! એટલે આપણે સાધારણ રીતે ડૉક્ટરનો લાભ લેવો, પણ શંકા ઘાલવી નહીં. ડૉક્ટર તો શું કરે છે ? એ બિચારા ચેતવણી આપે કે બહુ પ્રેશર છે તો તમે આવી રીતે વર્તજો, તો આપણે એ રીતે વર્તવું; પણ શંકા ઘાલવી નહીં કે મને બહુ પ્રેશર છે. હવે શું થઈ જશે ? લોકો શંકાથી જ મરી જાય છે, ડૉક્ટરે 'પ્રેશર છે' એવું ના કહ્યું હોય તો ચાલ્યા કરે, પંદર વર્ષ સુધી કશું ના થાય ને 'પ્રેશર છે' એવી ખબર પડી કે બગડ્યું પાછું. પછી ડીપ્રેશન આવે ને મનને સાયકોલોજિકલ ઈફેક્ટ રહ્યા કરે. ડૉક્ટર જે બોલે છે એ તો એને મહીંથી જે પ્રેરણા થાય છે એ બોલે છે, એ ખોટું નથી બોલતા. એનું માનવાનું પણ ખરું ને દવા પણ લેવાની; પણ કોઈ જાતની શંકા નહીં રાખવાની, કારણ કે આ બધી સત્તા કોઈના હાથમાં છે ?

**પ્રશ્નકર્તા :** ના, એવી સત્તા કોઈના હાથમાં નથી.

**દાદાશ્રી :** તો શંકા શાને માટે ? અહીંથી આપણે બહારગામ જતા હોય અને કહે કે, 'અહીં ફલાણી જગ્યા આગળ અત્યારે તો લોક લૂંટવા માંડ્યા છે.' તો આપણે ત્યારથી શંકા કરીએ તો શું થાય ? આ જ્ઞાન સાંભળ્યું ત્યારથી શંકા થાય તો શું થાય ? આપણી પાસે દસ-પંદર હજાર રૂપિયાનું ઝવેરાત હોય પછી મનમાં શંકા થાય. હજુ લૂંટારાઓ જોયા નથી, હજી લૂંટાયા નથી, તે પહેલાં લૂંટાઈ જાય; વસ્તુ બન્યા પહેલાં લૂંટાઈ જાય !

## સંજોગ ચૂકાવે કાળ, માટે ભડકાટ શો ?

અમે જાત્રાએ ગયા હતા. આડત્રીસ માણસને લઈને બસમાં બધે ગયા હતા, તે એક શહેરમાં ગયા હતા. હવે એ શહેરમાં ફોજદારોએ બસ રોકી. અમે પૂછ્યું કે, 'કેમ શું છે ?' ત્યારે કહે છે કે, 'અહીંથી આગળ નહીં જવાનું.' મેં કહ્યું કે, 'કારણ શું છે પણ ? અમે જાત્રાએ નીકળેલા છીએ.' ત્યારે કહે છે કે, 'ના, આગળ જવાનું નથી. કારણ કે આગળ આ

રસ્તે લૂંટાય છે. આ ચાલીસ માઈલનો રસ્તો છે, તે વારેઘડીએ અહીં લૂંટ થયા જ કરે છે. એટલે રાત્રે નહીં જવા દેવાના.' મેં કહ્યું કે, 'તો દહાડે ચોરી નથી થતી ?' ત્યારે એ કહે છે કે, 'દહાડે પણ ચોરીઓ તો થાય છે.' ત્યારે મેં કહ્યું કે, 'તો અમે ક્યારે જઈએ ? રાતે જઈએ કે દહાડે જઈએ ? પછી મેં ફોજદારને કહ્યું કે, 'અમને જવા દો, અમને વાંધો નથી, અમારી જવાબદારી પર જવા દો.' ત્યારે ફોજદાર કહે છે કે, 'તો તમે જાવ, પણ આ બે પોલીસવાળા લઈ જવા પડશે.' ત્યારે મેં કહ્યું કે, 'ભઈ, મૂકો.' તે ભરી બંદૂક સાથે બે પોલીસવાળાને બસમાં બેસાડ્યા, પણ રસ્તો પસાર કરી નાખ્યો. કશુંય થયું નહીં. એટલે કોઈ બાપોય નથી અડે એવો, આ જગતમાં ભડકવાની જરૂર જ નથી. એ લૂંટારુઓ રાતના એક વાગ્યા સુધી બેસી રહ્યા હોય, પછી કહેશે કે, 'આજે કોઈ શિકાર નથી મળતો.' અને એ જાય, તે પાંચ મિનિટ છેટે ગયા હોય ને આપણી બસ ત્યાંથી પસાર થાય ! એ લોકો જુએ ને કહે પણ ખરાં કે, 'અલ્યા, પાંચ મિનિટ રાહ જોઈ હોત તો શિકાર આમ હાથમાંથી ન ગયો હોત ?'

એવું આમ કોઈને કંઈ કરી શકવાની સત્તા જ નથી, આ દુનિયામાં ગભરાવાની કોઈ જરૂર જ નથી. તમે માલિક જ છો. તમારી જાતના તમે માલિક જ છો અને આ જે તમને અડચણો પડે છે એ બધો તમારો જ હિસાબ છે, તમે જે ગૂંચવ્યો એ ગૂંચવ્યાનું ફળ આવ્યું છે. આપણે ગૂંચવ્યું હોય તેનું ફળ આવે કે ના આવે ? પછી એમાં બીજા કોઈનો ગુનો શો ? એટલે આપણે એ ફળ શાંતિપૂર્વક ભોગવી લેવાનું ને ફરી એવું ગૂંચવાય નહીં એટલું જોવું જોઈએ. બાકી આપણામાં કોઈની ડખલ નથી, ભગવાનનીય ડખલ નથી, ગજવું કાપે છે તેનીય ડખલ નથી. ગજવું જે કાપે છે તે તો આપણો હિસાબ ચૂકવાવડાવે છે.

બસ આગળ ગઈ ને વખતે લૂંટારુઓ મળ્યા તો હિસાબ હશે તો મળશે, નહીં તો કેવી રીતે મળે ? છતાં ઉદ્ધત પણ ના થઈ જવું જોઈએ. હવે વખતે એ ફોજદાર કહે અને બધા મહાત્માઓ પણ કહે ત્યારે હું એકલો એમ ના કહું કે 'અત્યારે જ ચાલો.' હું 'બધા એવિડન્સ શું છે' એ જોઈ લઉં. બધા કહે કે, 'નથી જવું,' ત્યારે હું કહું કે, 'હા બરાબર છે, જવાનું

માંડવાળ કરો.' કોઈ જગ્યાએ પકડ ના પકડવી જોઈએ.

## નિરંતર ભય ! ત્યાં નિર્ભયક્ષેત્ર ક્યું ?

ભય રાખવા જેવું જગત જ નથી, બિલકુલ નિર્ભય રીતે ફરવા જેવું છે અને જે લોકો ભય રાખનારા છે ને એમને તો સંપૂર્ણ જાગૃતિ હોય, તે આ જગત નિરંતર ક્ષણે ક્ષણે ભયવાળું જ દેખાય. અમને તો નિર્ભયતાવાળી એક ક્ષણ પણ દેખાય નહીં એવું નિરંતર ભયવાળું જગત છે, પણ ભય કોને માટે ? તમે ચંદુભાઈ છો તો ભય છે અને તમે શુદ્ધાત્મા થયા તો ભય શેનો ? બાકી ક્ષણે ક્ષણે ભયવાળું જગત છે. આ લોક તો જાગૃત નથી એટલે ભય લાગતો નથી. લોક તો નિરાંતે આમ ફરે છે ને ! તે શેના આધારે આમ બેફામ રીતે ફરે છે ? પણ તેનુંય ભાન નથી ! નહીં તો ક્ષણે ક્ષણે ભયવાળું જગત છે, એક ક્ષણ પણ એવી નથી કે નિર્ભયતા હોય.

**પ્રશ્નકર્તા :** આપ જે ભય કહો છો, એ કયો ભય ?

**દાદાશ્રી :** એક ક્ષણ નિર્ભયતાવાળી જગ્યા જ નથી આ ! હમણાં ક્યાંકથી વંટોળિયું આવીને ઊંચું-નીચું કરી નાખે એ કશું કહેવાય નહીં, અહીંથી બહાર નીકળ્યા તો ક્યારે વટાઈ જશો એ કહેવાય નહીં, રાતે સૂઈ ગયા હોય ને ક્યારે કશું કરડી ખાશે એ કહેવાય નહીં. ઘેર ગયા ને પાણી પીધું, પાણીમાં શુંય પડેલું હોય એ કહેવાય નહીં. એટલે જગત ક્ષણે ક્ષણે ભયવાળું છે, નિર્ભય રહેવાય એવી જગ્યા જ નથી. આ તો અજાગૃતિને લીધે લોકો ફરે છે, લગ્નો કરે છે, વેપાર કરે છે. અજાગૃતિ છે તેથી ચાલે છે, જાગૃતિમાં આવું ના ચાલે !

એક ફાર્મ સુપ્રિટેન્ડન્ટ હતા, તે મને કહે છે કે, 'દાદા એ વ્યવસ્થિત શી રીતે મનાય ? અંધશ્રદ્ધા એવી કેમ રખાય ?' મેં કહ્યું કે, 'આ વ્યવસ્થિત એ અંધશ્રદ્ધા નથી, સાચી શ્રદ્ધા છે.' હવે એમને 'જ્ઞાન' નહીં આપેલું એટલે એમને અંધશ્રદ્ધા જ લાગે ને ! પછી એક દહાડો એમના ફાર્મમાં ગયો, ત્યારે મેં પૂછ્યું કે, 'અંધશ્રદ્ધા અને સાચી શ્રદ્ધામાં તમે સમજો છો ?' ત્યારે કહે કે, અંધશ્રદ્ધા હું રાખતો જ નથી.' મેં કહ્યું કે, 'આખું જગત જ

અંધશ્રદ્ધામાં જીવે છે.' ત્યારે કહે છે કે, 'મારી કઈ અંધશ્રદ્ધા છે, દેખાડી દો.' મેં કહ્યું કે, 'દેખાડીશ.' આમને પ્રત્યક્ષ દાખલો આપીએ ત્યારે કામનો, આમ બુદ્ધિથી વિચારવાનું કહીએ તો તે ફીટ ના થાય. ફાર્મમાં જોડે તેડી ગયા, ત્યાં પછી બગીચો દેખાડ્યો, ફળના બગીચા દેખાડ્યા. પછી ત્યાંથી સોએક ફૂટના એરીયામાં ઘાસ ઊગેલું હતું, એ ઘાસ ઓળંગીને પેલી બાજુ જવાનું હતું. હવે એ ઘાસ તો આવડું આવડું બબ્બે ફૂટનું થઈ ગયેલું, એટલે એમણે શું કર્યું ? કે કૂદી કૂદીને ચાલવા માંડ્યું, ત્રણ-ત્રણ, ચાર-ચાર ફૂટનાં કૂદકા મારીને ચાલવા માંડ્યું અને હું સીધી રીતે મારી મેળે ચાલ્યો. હું ક્યાં એવા ઠેકડા મારું ? બહાર નીકળ્યા પછી મેં એમને કહ્યું કે, 'આ તમે તો બહુ અંધશ્રદ્ધાળુ માણસ છો !' ત્યારે કહે કે 'કેમ એમ ? ક્યાં અંધશ્રદ્ધા જોઈ ?' ત્યારે મેં કહ્યું કે, 'આ તમે કૂદી કૂદીને પગ મૂકતા હતા તે શા આધારે ? અરે, કોઈ જગ્યાએ સાપ કે કશું હોય તો ? જ્યાં તમારો પગ પડતો હતો ત્યાં સાપ નથી જ એવી તમને શી રીતે ખાતરી થઈ ?' ત્યારે કહે કે, 'એવી ખાતરી તો નથી.' ત્યારે મેં કહ્યું કે, 'આને જ અંધશ્રદ્ધા કહેવાય. આમાં હું મારી મેળે રોફથી ચાલ્યો જ ને ! મને એવી અંધશ્રદ્ધા છે જ નહીં, મને શ્રદ્ધા જ છે. તમે કૂદાકૂદ કરો છો, એ તમારી અંધશ્રદ્ધા તમને સમજાઈ કે ના સમજાઈ ? પાંચ ફૂટ છેટેથી કૂદકો માર્યો, પણ પગ મૂકો છો એ શેના આધારે ? આ રાત્રે અંધારું થઈ ગયું હોય ફાર્મથી પાછા આવતી વખતે અને લાઈટ વગર આગળ ચાલે છે, તે શાના આધારે ? ક્યારે કોઈ સાપ આવશે, શું થશે એ શું કહેવાય ?'

આ 'જ્ઞાન' આપતાં પહેલાં અનેક જાતના ભયથી માણસને સંતાપ રહ્યા કરે કે, 'આમ થઈ જશે, તેમ થઈ જશે.' અલ્યા, એમેય નથી થવાનું અને તેમેય નથી થવાનું. ખાઈ, પીને નિરાંતે સૂઈ જાને ! ઘેર ખાવા- પીવાનું છે, પછી શું જોઈએ ? કાલની ચિંતા આજે નહીં કરવાની, અત્યારે ખાઈ-પીને સૂઈ જા ને ભગવાનનું નામ દે કંઈક અને શુદ્ધાત્મા પ્રાપ્ત કર્યો હોય તો 'શુદ્ધાત્મા, શુદ્ધાત્મા' કર !

ભય રાખવા જેવું જગત જ નથી અને જ્યાં નિરંતર ભયવાળું જગત છે, એમાં તમે શું ભય રાખશો ? જો તમે તમારા સ્વરૂપમાં રહો તો તમને

ભય રહેતો જ નથી. આ દેહ તમારી સત્તામાં નથી. પારકી સત્તાની આપણે માથાકૂટ કરીએ એનો શો અર્થ ?

'જ્ઞાન' લીધા પહેલાં ઈન્કમટેક્ષનો કાગળ આવે અને મહીં લખ્યું હોય કે, 'તમે આવું કર્યું છે એટલે તમને આટલો દંડ કરવામાં આવશે', એટલે આપણને ભય પેસી જાય કે આ દંડ કરશે, આ દંડ કરશે ! તે ભય તો બપોરે ખાતી વખતે નીકળી જાય ને ? જમતી વખતે નિરાંતે જમવા માટે શું કરીએ છીએ ? કપડાં કાઢીને પંખો ચાલુ કરીને નિરાંતે ટેબલ પર જમવા બેસીએ છીએ ત્યારે એ ભયને બહાર મૂકે છે ? કે જોડે જ રાખે છે ને ! એટલે કેટલી કેટલી કસોટીમાં જીવ જીવી રહ્યો છે ! જમવાનું સરસ હોય, પણ એને બિચારાને ટેસ્ટ ના પડે. છોકરાંઓ તો નિરાંતે ટેસ્ટ ચાખે છે, કારણ કે એમણે ભય જોયો જ નથી. છોકરાંને બુદ્ધિ નથી, બુદ્ધિ નથી એટલે છે કંઈ ભાંજગડ ? એ પણ રડવાના ટાઈમે રડે છે, હસવાના ટાઈમે હસે છે, બીજી ભાંજગડ નહીંને ! એમને તો 'વર્ક વ્હાઈલ યુ વર્ક, પ્લે વ્હાઈલ યુ પ્લે; ધેટ ઈઝ ધી વે, ટુ બી હેપી એન્ડ ગે'; એવું એ હસવાને ટાઈમે હસે, રડવાને ટાઈમે રડે ને કૂદવાને ટાઈમે કૂદે ! અને આ બુદ્ધિવાળો તો હસવાને ટાઈમે રડતો હોય. રડવાના ટાઈમે તો રડતો જ હોય છે, પણ હસવાના ટાઈમે પણ રડ્યા વગર રહેતો નથી, કારણ કે મહીં મનમાં પાછો પેલો ભય રહ્યા જ કરતો હોય. એક વસ્તુ પગમાં પેસી ગઈ હોય, તે આપણને જ્યારે ને ત્યારે ખૂંચ્યા કરે ને, એવો પેલો ભય ખૂંચ્યા કરે. હું પણ વેપારી ખરો ને, એટલે આવો કાગળ આવે તે હું વાંચીને જાણી લઉં કે આ ભય સિગ્નલ છે ને બાજુએ મૂકી દઉં ! ભયને જાણવાનો હોય ને નિર્ભયતાને પણ જાણવાની હોય. આ બધી જાણવાની ચીજો છે, કંઈ કબાટમાં મૂકી રાખવાની એકુય ચીજો ન હોય !

જંગલમાં બહારવટિયા મળ્યા અને લૂંટી લીધા એટલે રડવાનું નહીં, આગળ પ્રગતિ માટે 'હવે શું કરવું' એનો વિચાર કરવો. 'હવે આગળ શું કરવું ?' એને ભગવાન બધી સહાય આપે; પણ ત્યાં આગળ 'મારું શું થશે ?' એમ આખી રાત રડે તો ? ત્યાં ને ત્યાં જંગલમાં રડ્યા કરે તો એને કોણ ચા પાય ? એના કરતાં ચાલવા માંડને, આગળ ચા પાનાર મળી

આવશે, ખવડાવનારા મળી આવશે, બધું મળી આવશે. ભગવાનને ઘેર કશી ખોટ નથી. બહારવટિયા તો બહુ મળશે, આવાં એક નહીં અનેક મળશે. માટે લૂંટાય તો હેંડવા માંડજે. લૂંટાય ત્યાં આગળ રડારોળ કરીએ તો કશું વળે નહીં. જગત આખુંય લૂંટાયેલું જ, લૂંટનારા એને મળી આવે જ. એ પાછો હિસાબ છે. પાછલાં હિસાબ વગર કોઈથી લૂંટી શકાય નહીં. પાછલાં હિસાબ વગર કોઈ પણ માણસ આપણને લૂંટી શકે નહીં.

## ક્રિયાથી નહીં, ભાવથી બીજ પડે

માણસ અત્યારે જૂઠું બોલતો દેખાય છે, પણ આજે માણસ જૂઠું બોલી શકે જ નહીં, અગર તો એવી લુચ્ચાઈ કરી શકે જ નહીં, ચોરી કરી શકે જ નહીં, આજે એની શરૂઆત જ નથી, એ પહેલાં થઈ ગયેલું છે. શરૂઆત એની આજે દેખાય નહીં. જેની ચોરીની શરૂઆત થયેલી હોય, તે અહીં દેખાય નહીં. એ આજે શાહુકાર દેખાય. દેખાવમાં કાયમ શાહુકાર દેખાય, પણ એની મહીં ચોરીના બીજ પડતાં હોય. એ આપણને ખબર ના પડે; પણ જ્યારે એ વૃક્ષરૂપે થાય ત્યારે આપણને અહીં આગળ દેખાય વૃક્ષરૂપે થયું ત્યારે લોક કહેશે કે, 'આ આજે ચોરીઓ કરે છે.' પણ ખરેખર તો એ કે' દહાડાનુંય હતું.

**પ્રશ્નકર્તા :** આ જન્મમાં નવી ક્રિયા કોઈ કરી ના શકે ?

**દાદાશ્રી :** નવી ક્રિયા આમ દેખાવમાં ના કરી શકે, પણ અંદર થઈ રહી હોય.

**પ્રશ્નકર્તા :** હું અત્યારે સારું કરું, સેવા કરું, એ બધું જૂનું જ છે ?

**દાદાશ્રી :** જૂનું જ છે, નવું તો કશું હોતું જ નથી. નવું અંદર થયા કરે છે કે જે તમને ખબર ના પડે. નવું અંદર બીજ પડ્યા કરે છે, એ ચાર્જ થયા કરે છે, એ ખબર ના પડે; પણ આ ડિસ્ચાર્જ જે થાય છે એટલું જ તમને ખબર પડે.

એક માણસ સારું કામ કરતા હતા, તેમને પચાસ હજાર રૂપિયા ધર્મમાં દાન આપવાના કહ્યા. આપણે અહીં બેઠા છીએ ને આવી વાત કરી

એટલે એમણે કહ્યું કે, 'હું પચાસ હજાર રૂપિયા આપીશ.' પછી એ એમને ઘેર ગયા. પાડોશીએ પૂછ્યું કે, 'તમે પચાસ હજાર રૂપિયા દાનમાં આપ્યા ?' ત્યારે કહે છે કે, 'હું આપું એવો છું નહીં. પણ આ ભાઈનાં દબાણને લઈને મેં આપ્યા છે.'

હવે પૂર્વભવે દાન કરવાના ભાવ કરેલા તે આજે દાન અપાયું, પણ અત્યારે બીજ પડી રહ્યું છે કે, 'હું કોઈને આપું એવો છું જ નહીં.' એટલે લઈ લઉં એવો છું ! તે લોકોનું લઈ લેવાનું બીજ પડી રહ્યું છે, એટલે દાન આપ્યું છતાં બીજ અવળું પાડ્યું !

## જગતમાં નિર્ભયતા છે જ ક્યાં ?

ભય કેમ લાગવો જોઈએ ? તને ભય કશો લાગતો નથી ?

**પ્રશ્નકર્તા :** ના, જરાય ભય નથી લાગતો.

**દાદાશ્રી :** લ્યો, આ ભય નથી લાગતો એવું બોલે છે ! આ તો વહુ જરા નીચે ગયેલી હોય તોય મહીં ભય લાગ્યા કરે કે શું થશે ? પાછો મને કહે છે કે, 'ભય નથી લાગતો !' સાપ પંદર ફૂટ છેટે હોય ત્યાંથી દેખે તોય ભય લાગે, ત્યારે તો ફફડી ઊઠે છે ! અને કહે છે કે, 'મને ભય નથી લાગતો !'

આ બધું જગત તો ભયવાળું છે ! સાપનો ભય, વાઘનો ભય, અરે ઈન્કમટેક્ષવાળાનોય ભય લાગે, એવો ભય લાગે કે ના લાગે ? મને લાગે છે કે તું 'ભય'ને ઓળખાતો નથી ? તને એમ લાગ્યું કે હું સગા'ભાઈ'ની વાત કરું છું ?

આ તો ભયનું સંગ્રહસ્થાન છે. વિચારશીલને તો ક્ષણે ક્ષણે ભય દેખાય. જે જાગૃત નથી તેને ભય શાનો દેખાય ? કોઈને પોલીસવાળા પર પ્રીતિ ના થાય, દેખે ત્યારથી જ 'આ ક્યાં આવ્યો ?' કહેશે; અને ભગવું લૂંગડું પહેરીને બાવો આવ્યો તો કહેશે કે, 'આવો મહારાજ !' પણ પોલીસવાળો દેખ્યો કે ભડકાટ પેસી જાય.

સંસારનું આ સ્વરૂપ અમને નાની ઉંમરથી દેખાતું હતું, ભયંકર

વિકરાળતા ! ક્ષણે ક્ષણે ભયવાળું, ક્ષણે ક્ષણે દુઃખવાળું, ક્ષણે ક્ષણે ઉપાધિવાળું ! એટલે પછી કોઈ જગ્યાએ અમને મૂર્છા જ ના થાય ને કોઈ જગ્યાએ ટેસ્ટ જ ના આવે ને ! નનામી ક્યારે નીકળે તેનું શું ઠેકાણું ? પણ આ તો શું હોય છે ? જે ભય ભરેલો છે એ ભય એને દેખાય. જે ભય ભર્યો નથી, તે ના દેખાય.

પાંચ જણ અહીંથી અંધારામાં જંગલમાં જતા હોય, તો એકને એવો ભય હોય હમણાં વાઘ બૂમ મારશે, હમણાં વાઘ બૂમ મારશે.' એવું થયા કરે. બીજાને, 'સાપ અથડાઈને કરડી ખાશે તો ?' એવો ભય હોય. ત્રીજાને મનમાં એવું થાય કે, 'બહારવટિયા મળશે ને મારશે તો ?' એટલે બધાને ભય જુદા જુદા હોય, જેને જેવો ભય ભર્યો હોય તે જ ભય દેખાય, બીજા ના દેખાય. એટલે વાતમાં તો કશો માલ છે નહીં.

કેટલાકને તો આખો દહાડો મોટરો ફરે છે, પણ 'હું અથડાઈ પડીશ' એવો વિચાર જ નથી આવતો, કારણ કે એ માલ જ ભરેલો નહીં ને ! અને જો એ માલ ભરેલો હોય તો ડ્રાઈવરો ડ્રાઈવીંગ કરી શકે જ નહીં, અથડાઈ જ પડે ! એટલે જે માલ ભરેલો નથી એનો વિચાર સરખોય ના આવે. કેટલાંકને તો રાત્રે એકાંતમાં એકલા હોય તોય ભય ના લાગે અને બીજાને તો એકલો પડ્યો કે ભૂત યાદ આવ્યા કરે. ટેકનિકલી સંશોધન કરે તોય સમજાય કે ભરેલા ભયનો જ વિચાર આવે છે.

આ સ્ત્રી-પુરુષો પૈણે છે, પણ એવો માલ નથી ભર્યો કે 'રાંડીશ તો શું થશે ?' એટલે એને એવો વિચાર પણ નથી આવતો કે રાંડે તો શું થશે ? સાચે તો કો'ક જ આવું રાંડે, ખાસ કરીને એવું બનતું નથી; પણ છેવટે તો રંડાપો જ છે ને ! પણ એવો ભય જ નથી લાગતો ને ! અને એવા તે શા માંડ્યા, તે વળી રંડાવાનું બાકી રહ્યું ? મંડાવામાં તો જાહોજલાલી હોય ને મંડપ ને એ બધું હોય, પણ આ મંડપ રોજ રોજ ના હોય. આ તો પૈણ્યા તે દહાડે જ મંડપ અને તેય ભાડાનાં લાવીને બાંધે છે ને ! આ છોકરાઓ ઢીંગલા-ઢીંગલીને નથી પૈણાવતા ? પ્રસાદ હઉં વહેંચે છે, છતાં 'ઈલ્યુઝન' નથી અને ખસેડ્યે ખસે એવો પણ નથી.

ભય તને લાગે છે કે ? વાઘ આવે તો ? એ તો નિમિત્ત વગર ખબર ના પડે ને ? એવું છે ને, કે વર્તમાન ભય તો લાગે જ. એ ભયનાં પરમાણુ ના હોત તો આ રોડ ઉપરથી ગાયો-ભેંસો ઊઠે નહીં ને આ વ્યવહાર ચાલુ ના રહે અને એય રોડ ચાલુ ના રહે, હોર્ન વગાડ વગાડ કરે તોય ગાયો ઊઠે જ નહીં, બેસી જ રહે પણ જાનવરોને એ ભયસંજ્ઞા હોય છે ને તેથી તો નાનું કૂરકરીયું હોય તોય ગાડી દેખીને ઊઠીને હેડતું થઈ જાય, તે ભયસંજ્ઞા એને ઊઠાડે છે !

ભયની જરૂર છે કે જરૂર નથી ? જો આ ગાયો-ભેંસો રસ્તા ઉપરથી ઊભી જ ના થાય ને એ કહેશે, 'જાવ, તમારાથી જે થાય તે કરજો.' આ ચકલાં પણ ઊડી ના જાય; પણ ના, ભયથી ગાયો-ભેંસો રસ્તેથી ઊઠીને હેંડવા માંડે છે. એટલે આ જગત ભયથી જ ચાલી રહ્યું છે, આ માણસોનેય ભયની જરૂર છે. જ્ઞાની પુરુષને જે ભેગા થાય ને જ્ઞાની પુરુષને એમ લાગે કે આમને ભયની જરૂર નથી તો એ ભય કાઢી આપે અને પછી પાસ માર્કમાં મૂકી દે, નહીં તો આ તો અત્યારે 'ફેઈલ' થયેલા છે. જેને ભય છે એ 'ફેઈલ' થયેલા છે. ભય જાય તો કામ થાય, નહીં તો ચાલે જ નહીં ને !

❖❖❖❖❖

## [૭]
# કઢાપો-અજંપો

## ‘પ્યાલો’ કરાવે કઢાપો-અજંપો

મોક્ષનો માર્ગ આવો સરળ હોતો નથી. આ તો અહીં સરળ માર્ગ ખુલ્લો થયો છે, ત્યાં આપણું કામ કાઢી લેવાનું છે. સરળ માર્ગ અને વળી ચિંતા રહિત ! નહીં તો કઢાપો-અજંપો બધાને થાય. સીત્તેર વર્ષના માણસનેય જો બે પ્યાલા ફૂટી ગયા હોય ને અવાજ સાંભળે, તો બોલે, ‘એ શું ફૂટ્યું ?’ બે પ્યાલામાં જાણે આત્મા ફૂટી ગયો હોય ને, એવું થાય અને આખું જગત જ એવું કરે છે ને ? હવે ‘આમાં કોણ ફોડે છે’ એ જાણતો નથી ને ‘નોકરે જ ફોડ્યા’ એમ કહે છે. અલ્યા, નોકર તો ફોડતો હશે ? નોકર કંઈ આપણો વિરોધી નથી. હવે નોકરનો ગુનો નથી, પણ તોય આ લોકો પછી ‘નોકરો જ ફોડ ફોડ કરે છે’ એવું બોલ બોલ કર્યા કરે ને ! આવું બહુ દહાડાનું એવું ભેગું થાય એટલે નોકર પછી એક દહાડો છરી મારીને જાય. એટલે પછી લોકો બૂમો પાડે કે નોકરો હવે તો મારી નાખે છે ! ના મારી નાખે, તો શું કરે ? તમે એને રોજ માર માર કરો તો પછી એક દહાડો એ આખું મારે ! એટલે ‘નોકર જોડે કેમ વર્તવું જોઈએ’ એ એણે ના જાણવું પડે ?

નોકરના હાથમાંથી પ્યાલા પડીને ફૂટી જાય તો આપણે એને એમ કહેવું જોઈએ કે, ‘ભઈ, ગરમાગરમ ચા તારા પગ પર પડી, તો તું દઝાયો નથી ને ?’ ત્યારે એને કેવું સરસ લાગે ? એને ઘેરેય કોઈ આવું આશ્વાસન ના આપે એવું આશ્વાસન આપીએ, તો નોકરના મનને કેવું સારું લાગે ! નોકર પણ આત્મા જ છે ને ? પણ આખો દહાડો શેઠાણી કચ કચ કરે ને પછી એક દહાડો શેઠાણીને ચપ્પુ મારીને નોકર જતો રહે. તમારે ત્યાં

કોઈ દહાડોય પ્યાલા ફૂટતા'તા કે નહીં ? પછી કઢાપો-અજંપો થઈ જાય ને ?

## કઢાપો-અજંપો, બંધ થયે ભગવાનપદ

આ કઢાપો-અજંપો બંધ થાય ને, તો એ માણસ શું હોય ? એ માણસ ભગવાન કહેવાય. કારણ કે લોક શું કહે છે કે, કઢાપા-અજંપા વગર મનુષ્ય જ ના હોય. કોઈને પ્યાલા ફૂટી જાય ને કઢાપો-અજંપો થાય, ત્યારે કોઈને પેન ખોવાઈ જાય ને કઢાપો-અજંપો થાય. કો'કને પોતાની મોટર ડ્રાઈવરે જરાક ખરાબ કરી નાખી હોય તો કઢાપો-અજંપો થાય, કંઈનો કંઈ કઢાપો-અજંપો થયા વગર રહે જ નહીં. કોઈને પોતાનું ડાઈનીંગ ટેબલ કોઈએ બગાડ્યું હોય તો કઢાપો-અજંપો થઈ જાય, તે આખો દહાડો કઢાપો-અજંપો જ કર્યા કરે અને કઢાપો-અજંપો ગયો, તેને જગત ભગવાન જ કહે !

## કઢાપો અને અજંપો, ભિન્નતા કઈ ?

તમે બેઉને ઓળખો છો કે એકને ઓળખો છો ?

**પ્રશ્નકર્તા :** બેઉને ઓળખું છું.

**દાદાશ્રી :** એમ ! આ બેમાં કોણ મોટો ભાઈ ?

**પ્રશ્નકર્તા :** કઢાપો જ મોટો.

**દાદાશ્રી :** હા, કઢાપો મોટો ને ભોળો છે, પેલો અજંપો એ નાનો ને કપટી છે. એટલે કઢાપો કરે ત્યારે લોકોય કહેશે કે, 'ભઈ, બે પ્યાલા ફૂટી ગયા એમાં આટલો બધો કઢાપો શું કરવા કર્યા કરો છો ?' ઘરનાં હઉ કહેશે કે, 'છોને, ફૂટી ગયો, તમે બેસોને નિરાંતે, જરા શાંતિ રાખોને !' કઢાપો ભોળો ખરોને, એટલે લોક જાણી જાય અને અજંપો તો મહીં થાય. કેટલાક શેઠિયા આબરૂ ના જાય એટલા માટે કઢાપો નથી કરતા, પણ મહીં અજંપો કપટી ને નાનો છે એટલે આવતા અવતારના લાઈનબંધ હિસાબ બાંધી આપે, એટલે આ સહીઓ કરાવી લે છે બધી. જેને કઢાપો થાય તેને અજંપો મહીં થાય ખરો જ, પણ પેલો અજંપો એકલો હોય એ તો બહુ

મોટો જોખમી હોય. પણ જ્યારે કઢાપો ને અજંપો બે વહેંચી ખાતો હોય ત્યારે કઢાપો વધારે ખઈ જાય, એટલે અજંપાને ભાગ બહુ થોડું જાય. પણ આ શેઠિયા કઢાપો કરે નહીં, અજંપો એકલો કર્યા કરે શેઠિયાઓ જાણે કે આ બધા લોક મારી નબળાઈ જાણી જશે એટલે શેઠિયાઓ મોઢે કઢાપો ના કરે, મહીં અજંપો કર્યા કરે કે, 'આ મોંઘા ભાવના પ્યાલા ફોડી નાખ્યા આ બધા બેઠાં છે એ જાય એટલે નોકરને બે તમાચા મારી દઉં, આને તો હવે કાઢી મેલવો છે.' આવું ને આવું મહીં કર્યા કરે. એટલે કઢાપો-અજંપો જેને જાય, એને તો ભગવાન જ કહેવાય. હવે શાથી આવડું મોટું પદ કહ્યું હશે ? કારણ કે કોઈ પણ માણસ કઢાપા-અજંપા વગરનો ના હોય, એટલે કઢાપો-અજંપો આટલો જ શબ્દ જેનામાંથી ગયો એ ભગવાન કહેવાય, એ ભગવાન આપણું થર્મોમીટર !

## કઢાપા-અજંપાનો આધાર ?

**પ્રશ્નકર્તા :** ધારો કે કઢાપો-અજંપો ચાલ્યો જાય, પછી પાછો આવે ખરો ?

**દાદાશ્રી :** ના આવે. તમારે લાવવો છે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** લોકોને કઢાપો-અજંપો કરવાનું ગમતું હશે ? મનમાં સમજે ખરા કે, 'શું કરે હવે, એય બિચારા નોકરથી ફૂટી ગયા, આ મને કઢાપો-અજંપો થયો, આ બધું ખોટું થઈ રહ્યું છે; આમ ના હોવું જોઈએ.' પાછા મનમાં આમ પસ્તાય ખરા, બધુંય કરે, પણ ફરી વખત આવે ત્યારે એવો ને એવો જ. કારણ કે એની પાસે જ્ઞાન પ્રકાશ નથી ને ! અંધારું ઘોર છે. અંધારામાં તો જમાઈ અથડાય તોય કહેશે કે, 'બહારવટિયો અથડાયો.' અને બહારવટિયો અથડાય તો કહેશે, 'જમાઈ અથડાયો.' એટલે આવું છે !

**પ્રશ્નકર્તા :** કઢાપા-અજંપાનો આધાર તો અજ્ઞાન છે ને ?

**દાદાશ્રી :** અજ્ઞાન જ. અંધારાને લીધે જ વળી બહારવટિયાને જમાઈ

માને ત્યારે એ અજ્ઞાન, નહીં તો બીજું શું ? અંધારામાં બહારવટિયો અથડાય તો કહેશે, 'મારા જમાઈ આવ્યા લાગે છે,' એવું આ અંધારાનું ડીસિશન કહેવાય છે. અંધારામાં કોણ કહી શકે કે આ જમાઈ જ છે કે આ બહારવટિયો જ છે ? એટલે અંધારામાં જમાઈને કહેશે કે બહારવટિયો અથડાયો. આવું ઊંધું-છત્તું થઈ જાય. લોકો કંઈ આ ખોટું છે એવું સમજતા નથી ? બધુંય સમજે, પણ મહીં અંધારું હોય તે શું કરે ?

## કિંમત, પ્યાલાની કે વઢવાની ?

મોટા મિલમાલિકોય નોકર જો કદી દસ પ્યાલા-રકાબી લઈને આવતો હોય ને ટ્રે હાથમાંથી પડી ગઈ, તોય એનો આત્મા ફૂટી જાય. અલ્યા, ચચ્ચાર મિલના માલિક છો કે કઈ જાતના છો ? આવાં તે કેવા કે આ પ્યાલામાં જ આત્મા આવી ગયો ? ચાર મિલનો માલિક, તે તું શું ગરીબ છે ?

## ટકોર, પણ કયા હેતુ નિમિત્તે ?

જ્ઞાની પુરુષ તો શું કહે છે ? એને પહેલાં તો પૂછે કે, 'ભઈ, કશે તું દઝાયો નથી ને ?' પછી કહેશે કે, 'જરા સાચવીને ચાલતો હોય તો ?' એટલે જ્ઞાની તો બધું કહે, પણ વીતરાગતાથી. અનુભવ જ્ઞાની તો ગમે એટલું કહે, કરે; છતાં પોતે વીતરાગતામાં રહે. વખતે મોઢે ટૈડકાવેય ખરો, પણ તોય પોતે વીતરાગતામાં રહે. ટૈડકાવવાનું બધું સમયને આધીન હોય છે, કારણ કે એવું ના કરે તો પેલો માણસ કંઈ નવી જ જાતનું ઊંધે રસ્તે જાય એવું થાય. એટલે બેઉ જવાબદારી સાચવવાની, પેલો સામો આપણા નિમિત્તે ઊંધો થાય નહીં અને કામ ચાલવા દેવાનું.

## પ્યાલા, નોકર તે ફોડતો હશે ?

આ તો આખો દહાડો કઢાપો-અજંપો, કઢાપો-અજંપો; એક પ્યાલો ફૂટી ગયો હોય ને, તોય બૂમાબૂમ ને કકળાટ કરી મૂકે ! આપણે આ બાબાને પૂછીએ કે, 'ભઈ, આ પ્યાલો ભાંગી ગયો તો તું કેમ નથી બોલતો ?' ત્યારે એ કહેશે કે, 'મારે શું ?' ત્યારે એ તો જ્ઞાની કહેવાય, અજ્ઞાની-જ્ઞાની !

શાથી ? આ લોકો નોકરને વઢે છે એવું એ બાબો ના સમજે ? એ જોયા કરે કે આ કેમ વઢતા હશે ? આ નોકર તો સારો છે ને એ બિચારાને આ લોકો વઢે છે ! બાકી, પ્યાલો તો આ નાનું છોકરુંય ના ફોડી આવે. આ નાના છોકરાંને કહીએ કે, 'જા બાબા, આ પ્યાલા બહાર નાખી આવ.' તો ના નાખી આવે. ઘણાફેર હું વડોદરા જઉંને, ત્યારે હું બાબાને કહું કે, 'આ દાદાના બૂટ છે ને, તે બહાર નાખી દે', ત્યારે એ ખભો ચડાવે. એ સમજે છે કે, આ ના નાખી દેવાય. હવે નાના બાબા ભાંગે જ નહીં, તો આવડો મોટો નોકર શી રીતે ભાંગતો હશે ? તેય શેઠાણી વઢ વઢ કરે ને નોકર મનમાં સમજે કે આ બાઈ કર્કશા છે, બીજા એના જોડીવાળાને કહેય ખરો કે મારી શેઠાણી તો કર્કશા છે !

## ... ને પછી નોકરના અભિપ્રાય કેવા

અમારા એક ભાગીદાર હતા, તે બહુ કડક હતા. ત્યારે મેં એમને કહ્યું કે, 'તમારા નોકરને પૂછ તો ખરો કે ભઈ, આજે હું તમને દંડ નહીં કરું, નુકસાન નહીં કરું, પણ તમારા ખરા હૃદયની લાગણીથી મને કહો કે, મને પાછળ શું ઉપનામ આપ્યું છે ?' તે નોકરોએ જુદા જુદા નામો કહી આપ્યા. કોઈકે નંગોડ કહ્યું, કોઈકે લબાડ નામ આપ્યું. બધાએ પોતે નામો કહી બતાવ્યા. ત્યારે મેં કહ્યું કે, 'તારી પાછળ નામો કેવા પડ્યાં છે !' લોક નામ પાડે, તે પાછા એવું નોકરેય શેઠાણી માટે નામ પાડ્યું હોય કે આ કર્કશા છે.

## પર્યાયો દેખીને નીકળેલી વાણી

એટલે આવડો નાનો બાબો હોય ને, તે પણ પ્યાલો જાણીજોઈને ફોડે નહીં. આપણે કહીએ, 'ફોડી નાખ.' તોય ના ફોડે. પણ એના હાથથી ફૂટી જાય તો એ ચિંતા-બિંતા કશું ના કરે, વખતે એના મા-બાપ વાંકા હોય તો એ રડી ઊઠે ખરો કે આ લડશે પાછા !

**પ્રશ્નકર્તા :** તમે જાણો ખરા આ બધું ?

**દાદાશ્રી :** એવું છે, આ જ્ઞાનમાં અમને બધું દેખાય. બધા પર્યાયો

અમને ખબર પડે. દરેક પૌદ્ગલિક પર્યાય જે પણ છે ને, એ બધા અમને સૂક્ષ્મરૂપે દેખાય, એટલે અમે તમને જવાબ આપીએ.

## નોકર તો નિમિત્ત, હિસાબ પોતાનો જ

પ્યાલા ફૂટી ગયા તોય કઢાપો થાય, નોકરને ગાળો ભાંડે કે, 'તારા હાથ ભાંગલા છે, તારા આમ ભાંગલા છે.' તે ઘડીએ એમ વિચારે કે, 'હું એની જગ્યાએ હોઉં તો મારી શી દશા થાય ? આપણને કેટલું દુઃખ થાય ?' એવું કોઈ વિચારે ? નોકરના મનમાં શું થાય કે, 'આ શેઠ મને વગર કામના ટૈડકાવે છે, મારો ગુનો નથી. હું તો નોકર છું ને નોકરી કરું છું, તેથી મને વઢે છે.' એવું બિચારાને થાય. એટલે આ અણસમજણથી ગરીબ માણસોને શ્રીમંત માણસો દુઃખ દે છે, નહીં તો કોઈ નોકર પ્યાલા ફોડી નાખતો હશે ? અને જો એ નોકર પ્યાલા ફોડી નાખતો હોય તો રોજ ના ફોડી નાખે ? જ્યારે એનાથી હાથમાં ના ઝલાય ત્યારે જ ફૂટે ને ? આ વર્લ્ડમાં કોઈ વસ્તુ કોઈ ફોડે જ નહીં, આ તો બધો તમારો જ હિસાબ ચૂકવાય છે. એમાં નોકર તો બિચારો નિમિત્ત બની જાય છે. પણ નોકરના હાથે પ્યાલા ફૂટ્યા કે શેઠાણી બૂમાબૂમ કરી મેલે અને જો શેઠ બેઠા હોયને તો એય અકળાયા કરે. અલ્યા, એક ભાગીદાર અકળાય તો બહુ થઈ ગયું, એકલાને અકળાવા દે ને ! બધા ભાગીદારોએ અકળાવાનું કારણ શું ? કંપનીમાં એક ભાગીદાર અકળાયા કે બહુ થઈ ગયું ! છો ને, એકનું બ્યુગલ વાગે ! પણ બધાનાં બ્યુગલ સાથે વગાડવાનાં ? શાથી બધા વગાડતા હશે ? ઈચ્છા ના હોય તોય વાગી જાય, કારણ કે અજ્ઞાન સાંધો મેળવી દેને ! અને બધી બ્યુગલો વાગે, એટલે પેલો નોકર તો ધ્રુજી જાય ! બધા ફરી વળે ત્યારે પેલી બેબી હોય ને, તેય કચ કચ કરતી આવે કે, 'એને તો મારવા જેવો છે.' ત્યારે પેલાની શી દશા થાય ?

## નોકર જોડે, હવે કઈ રીતે વ્યવહાર કરવો ?

મોક્ષે ના જવું હોય તો અહીં ઠંડક તો હોવી જોઈએ ને ? મહીં અજંપો ના થાય એટલું તો સમજવું પડે ને ? પ્યાલો ફૂટી જાય ને કઢાપો-અજંપો કરીએ તો એ આપણી જ ભૂલ છે ને ? કે પ્યાલાની ભૂલ છે ?

**પ્રશ્નકર્તા :** આપણી જ ભૂલ છે.

**દાદાશ્રી :** એટલે શેઠ એકલા અજંપો ના કરે, પેલાં શેઠાણી હઉ મહીં અજંપો કર્યા કરતાં હોય. પેલા એકલો અજંપો કર્યા કરે છે એમાં તમે શું કામ ભાગીદારી કરો છો ? પણ તેમાંય પાર્ટનરશીપ ! તે બેઉ પાર્ટનરો આમાં પાછા ! તે નોકર એકલો બિચારો ફસાઈ મરે. હવે હું શું કહું છું કે, 'તમે આ નોકરની જગ્યાએ હો તો તમારો ન્યાય કેવો રહે ?' તો નોકરને ભાંડીએ એ ઘોર અન્યાય નથી ? આ ઈન્ડિયન ફિલોસોફી આવી હોતી હશે ? ખરી રીતે તો આપણે એટલા બધા નોબલ રહેવું જોઈએ કે, અમે ત્યાં આગળ શું કરીએ કે, નોકરના હાથમાંથી ટ્રે પડી જાય ને પ્યાલા ફૂટી જાય, તો પહેલાં તો અમે નોકરને પૂછીએ કે, 'ભઈ, તું દઝાયો તો નથી ને ? ભલે, પ્યાલા ફૂટી ગયા એ તો બીજા આવશે, પણ તું દઝાયો નથી ને ?' એવું પહેલાં પૂછવું પડે, કારણ કે ખૂબ દઝાયો હોય અને આપણે કશું બોલીએ એ ખોટું કહેવાય. એટલે ના દઝાયો હોય તો પછી બીજી વાત કરીએ કે, 'ભઈ, જરા ધીમે રહીને આસ્તે આસ્તે આવતો હોય તો આવો વાંધો ના આવે.' એવું પાછું બોલવું પડે. એવું ના બોલીએ તો તે પણ ગુનો કહેવાય, કારણ કે ચેતવવા માટે આમ ટકોર તો મારવી પડે, પણ એવી ટકોર ના મરાય કે, 'તમારા હાથ ભાંગલા છે, તું આવો છે, તેવો છે.' એવી ટકોર નહીં. એને તો ટકોર જ ના કહેવાય, હિંસા કહેવાય. નોકર પણ બિચારાએ 'તારા હાથ ભાંગલા છે' એવું હમણે કહેશે, એવી જ આશા રાખી હોય; તેથી મહીં ફફડતો હોય કે, 'હવે શું કહેશે, શેઠ-શેઠાણી હવે શું કહેશે ?' એ નોકર મનમાં જાણે કે આ શેઠ ને શેઠાણી તો બેઉ દીપડા-દીપડી જેવાં છે, જેમ દીપડા ઘૂરકેને એમ આ ઘૂરકશે, તે મહીં આમ ફફડતો હોય. હવે એ શેઠને હું સમજ પાડું કે, 'શેઠ તમે એની જગ્યાએ હો તો શું થાય ?' એવું વિચારો તો ખરાં. તમે આમ છો પુણ્યશાળી, તે એની જગ્યાએ તમે આવશો નહીં, પણ તું તારા બોસના હાથમાં આવી જ રીતે આવી જઈશ, માટે ચેતતો રહેજે.' જેનો તું બોસ થયેલો છું ત્યાં આગળ એવો પાવર વાપરજે કે તારો બોસ એવો પાવર તારી ઉપર વાપરે, તે વખતે તારી કસોટી ના થાય ! બોસ તો બધાને રહેવાના ને ? મારા જેવો હોય

તેને બોસ ના હોય, પણ બીજા બધાને તો બોસ રહેવાના ને ! જેને અંડરહેન્ડનો શોખ છે કે હાથ નીચે એક તો જોઈએ, તેને બોસ તો હોય જ. અમને અંડરહેન્ડનો શોખ ના હોય, તેથી કોઈ બોસ પણ ના હોય.

કેવો અન્યાય કહેવાય ? ઘોર અન્યાય કર્યો કહેવાય ! આવા તો ભયંકર દોષો કર્યા છે ! પોતાને ખબરેય પડતી નથી પાછી કે આ દોષ મેં કર્યો છે. નોકર જોડે આવું વર્તન કર્યા પછી આવો દોષ થયો છે એવી ખબર નથી પડતી. 'નોકર જ ખોટો છે, એને કાઢી મેલવાનો છે.' એવું કહે છે અને તેથી પોતાને આ બધી અડચણો છે. તેથી જ મોક્ષ મળતો નથી, નહીં તો મોક્ષના ન્યાય સમજેને, તો બધોય મોક્ષ મળે એવો છે. સંસારનો ન્યાય એ ન્યાય નથી. ભગવાનનો ન્યાય એ ન્યાય છે.

ભગવાનનો શો ન્યાય છે ? કે જેટલા દેહધારી જીવ છે, પછી ઝાડ હોય કે ગમે તે હો, પણ જીવતું છે, જીવતું શી રીતે ખબર પડે ? કે આ ઝાડ કાપી નાખે તો એનું લાવણ્ય જતું રહે. એટલે બધા લાવણ્યવાળા જીવો છે, એમની મહીં ભગવાન બેઠા છે. એટલે એમને કિંચિત્‌માત્ર દુઃખ થાય, એ બધો અન્યાય થયો કહેવાય.

## સાધનોનું પ્રમાણ કેટલું હોઈ શકે ?

અમદાવાદનાં શેઠિયાઓને બે મિલો છે, છતાં એમનો બફારો તો અહીં આગળ વર્ણન ના થાય એવો છે. બબ્બે મિલો હોય, છતાં એ ક્યારે ફેઈલ થઈ જાય એ કહેવાય નહીં. આમ સ્કૂલમાં પાસ સારી રીતે થતા હતા, પણ અહીં આગળ ક્યારે ફેઈલ થઈ જાય એ કહેવાય નહીં, કારણ કે એણે 'બેસ્ટ ફૂલિશનેસ' આદરવા માંડી છે. 'ડિસ્‌ઓનેસ્ટી ઈઝ ધી બેસ્ટ ફૂલિશનેસ.' આ ફૂલિશનેસની તો હદ હોય ને ? કે 'બેસ્ટ' સુધી પહોંચવાનું ? તે આજે બેસ્ટ ફૂલિશનેસ સુધી પહોંચ્યા ! અને આપણે ત્યાં મોટા મોટા બંગલા હોય છે ને તે બંગલામાં આપણે સફાઈ જોઈએ છીએ ને ? એવાં આ મોટાં મોટાં મકાનો હોય છે. તે કેટલાય મજલાનાં તે જેમ જેમ ઊંચે ચડ્યા તેમ તેમ સફાઈ વધે અને જેટલી સફાઈ વધે એટલી બળતરા વધે, પછી એ બળતરાના ઉપાયમાં બ્રાંડી ને બીજાં બધા ઉપાયો

કરે ? તો શું સફાઈ એડમીટ ના કરવી ? ના, સફાઈ એડમીટ એટલી કરવી સારી કે જે પછી મેલી થાય તોય આપણને ચિંતા ના થાય. છોકરો એ સફાઈ બગાડે તોય આપણને છોકરાં ઉપર ગુસ્સે ના થવું પડે. આ તો કહેશે કે, 'આ જૂનો સોફાસેટ બદલી નાખીએ ?' ત્યારે મેં કહ્યું કે, 'ના, એને રહેવા દોને !' કારણ કે નાનાં છોકરાં એની પર બ્લેડથી કાપો મૂકે તોય આપણને વાંધો ના આવે. ઊલટું એને કહીએ, 'લે બીજો કાપો મૂક.' એટલે આપણને નિર્ભયપણું રહે. આપણે સાધનો એવાં રાખો કે જે સાધન આપણને ભય ન પમાડે, નહીં તો પછી પેલું કૃપાળુદેવે ગાયું છે એવું થાય કે,

'સહુ સાધન બંધન થયાં રહ્યો ન કોઈ ઉપાય,
સત્ સાધન સમજ્યો નહીં ત્યાં બંધન શું જાય ?'

એટલે આ સાધનો જ બંધન થઈ પડ્યાં છે, તેમ છતાં કેટલાક સાધનો એવાં હોય છે કે આવશ્યક છે. એ સાધનને હલાવવાનાં નથી. કારણ કે એ આવશ્યક હોવાં જ ઘટે. પણ એનું પ્રમાણ આપણે જાણવું જોઈએ. બંગલો કેવડો બાંધવો એની કંઈક લિમિટ તો હોય કે ના હોય ? આપણી પાસે પાંચ અબજ રૂપિયા છે, પણ બંગલો કેવડો બાંધવો એની લિમિટ હોય કે એ અનલિમિટેડ હોય ? કોઈનો બંગલો અનલિમિટેડ જોયો તમે ? ના. હશે, કોઈકનો તો હશે ને ? અનલિમિટેડ કોઈનો હોય નહીં ને ! હોટલેય અનલિમિટેડ ના હોય, એણે લિમિટ કરેલી હોય, પણ બંગલા લિમિટેડ થતા નથી. એટલે મારું કહેવાનું કે આમાં શું કામ અનલિમિટેડ થાવ છો ? કારણ કે એ જ પછી પોતાને ઉપાધિ થાય, છોકરાએ સહેજ બગાડ્યું કે એની પર અકળાયા કરે ને છોકરાને માર માર કરે !

## કઢાપા-અજંપા પ્રત્યે અણગમો, એય જાગૃતિ

મોટા મોટા શેઠિયાઓને હું પૂછું છું કે, 'શેઠ, તમે આ મોંઘા ભાવના નવા પ્યાલા-રકાબી લાવ્યા હો અને એમાં નોકર ચા લઈને આવતો હોય ટ્રેમાં, છ કપ ને છ રકાબી લઈને આવતો હોય અને નોકરના હાથે એ ટ્રે પડી જાય, તો તમને કંઈ અસર થાય ?' ત્યારે કહે છે કે, 'અરે, બહુ થાય,

આમ અજંપો થઈ જાય.' ત્યારે મેં કહ્યું કે, 'શું તમે આ અજંપાની બીજી દવા ચોપડતા નથી ?' ત્યારે કહે કે, 'એની દવા જ ના હોય ને !' મેં કહ્યું કે, 'તો પછી તમે જીવો છો શાના આધારે ? કોઈ આધાર નથી ? જીવનનો પણ આધાર જોઈએ કે ના જોઈએ ?' તમારા પ્યાલા ફૂટી જાય તો શું કરો તમે ?

**પ્રશ્નકર્તા :** કશુંય ના થાય.

**દાદાશ્રી :** શું વાત કરો છો ? આમ પંચ્યાસીનું દેવું તો થયું,' હવે બીજા પંદર વર્ષ આવવાનાં, તે સો પૂરાં થશે પછી ?

**પ્રશ્નકર્તા :** છોને થાય, 'આ' પ્યાલોય પણ ફૂટી જવાનો પછી.

**દાદાશ્રી :** એમ ! દેહને પ્યાલો કહો છો ? ત્યારે ખરું ! આનું નામ જ્ઞાન કહેવાય ! પેલાં શેઠ તો કહે, 'આની દવા જ ના હોય !' તો અલ્યા, તારી દશા શી થશે ? તમને ફરી અજંપો આવે તો ગમે ખરો ?

**પ્રશ્નકર્તા :** ના ગમે.

**દાદાશ્રી :** હવે આપણાં લોક કહે છે, 'તમે જિજ્ઞાસુ કેમ નથી થતા ?' અરે, મારે જિજ્ઞાસુ થઈને શું કામ છે ? આ અજંપો જેને ગમતો નથી એ જ જિજ્ઞાસુ પદ છે. જિજ્ઞાસુ તો થાય લોકો કે જેને અજંપો ગમે છે ! મને અજંપો ગમતો નથી, તો હવે મારે શેને માટે જિજ્ઞાસુ થવાનું ? જેને અજંપો ગમતો નથી એ ઈટસેલ્ફ એને મોક્ષે લઈ જશે. કોઈ કહેશે કે, લોકોનેય અજંપો તો ગમતો નથી ને ?' ના, એ તો એને પૂછીએ ને, તો કહેશે કે, 'એ તો જોઈએ જ ને બધું, આય હોય ને તેય હોય.' આ ખોટું કર્યું છે, એવું એને ના થાય.

**પ્રશ્નકર્તા :** અજંપો કેવી રીતે મોક્ષે લઈ જાય ? અજંપો ના રહેતો હોય તો ?

**દાદાશ્રી :** આ અજંપો ના થાય તો એમાં આવું સુખ છે અને અજંપો થાય તો એમાં આવું દુઃખ છે, એવું એને જ્ઞાન વર્તે છે એટલે એને અજંપો ના થવો જોઈએ. 'આ ખોટું છે' એ જે જાગૃતિ વર્તે છે, એ જાગૃતિ જ

એને મોક્ષે લઈ જશે. માણસને અજંપો કેમ સહન થાય ? આ તો અજંપો ગમતો નથી, છતાં લોક શું કહે છે કે, પણ સંસારમાં તો એ જ હોય ને ! જો એ જ હોય ત્યારે જીવ્યાનો અર્થ જ શું છે ? તો મિનિંગલેસ છે. અને અજંપા સાથે તે શું સુખ ભોગવ્યું ? ઉપર તલવારો હોય અને તે પડશે એવો ભય હોય તો તે ખાધું શી રીતે ? પેલા જનક રાજાએ એક મુનિને જમાડેલા ને, આમ ઉપર પેલો ઘંટ બાંધેલો; પેલા તપસ્વી માણસ ભોળા તે રાજાએ પૂછ્યું કે, 'ભજિયાં કેવાં હતાં ? શીખંડ કેવો હતો ?' ત્યારે પેલા તો ભોળા માણસ, તે કહી દીધું કે, 'રાજા, હું તો ઉપરથી ઘંટ પડશે એવા ભયમાં ને ભયમાં જ રહ્યો. હું ખાતો હતો, પણ મારું ચિત્ત તો પેલામાં હતું, એટલે હું કશું જાણતો નથી કે ટેસ્ટ કેવો હતો !' રાજાએ પૂછ્યું કે, 'તમે ખાધું તો ખરું ને ?' ત્યારે પેલા કહે, 'હા, ખાધું ખરું.' 'તો એ ટેસ્ટેડ ખાધું ?' ત્યારે કહે, 'ના, એ હું જાણતો નથી.' ત્યારે રાજાએ કહ્યું કે, 'આવું ટેસ્ટેડ હતું, છતાં તમને આનો ટેસ્ટ કશો માલૂમ ના પડ્યો, કારણ કે તમારું ચિત્ત ઘંટમાં હતું. તેવું આ રાણીઓ જોડે આમ ગળે હાથ નાખીએ છીએ, છતાં અમારું ચિત્ત ભગવાનમાં રહે છે !'

## 'પારકું' 'જાણે', તો સમતા વર્તે

એટલે વાત બધી સમજે તો ઉકેલ આવે, નહીં તો આનો ઉકેલ આવે નહીં અને કૉઝિઝ એન્ડ ઈફેક્ટ, ઈફેક્ટ એન્ડ કૉઝિઝ, કૉઝિઝ એન્ડ ઈફેક્ટ ચાલ્યા કરે. અને રોજ કંઈ અજંપો થતો નથી. આ તો જોડેની બીજાની રૂમમાંથી અવાજ આવે તે ત્યાં પ્યાલા ફૂટી ગયા હોય, તો કશું ઉપાધિ નહીં; પણ આપણી રૂમમાંથી અંદરથી અવાજ આવે પ્યાલા ફૂટવાનો, તો અજંપો થઈ જાય ને ? શાથી ? શું કારણ હશે ?

**પ્રશ્નકર્તા :** આપણી ચીજ પ્રત્યેનો મોહ છે, પેલું પાડોશીને ત્યાંનું આપણું નથી લાગતું.

**દાદાશ્રી :** એવું છે, આ મોહ નથી, મમતા છે કે આ મને નુકસાન થયું, દસ-પંદર રૂપિયાના પ્યાલા ઉડી ગયા ! અને પાડોશીને ત્યાં એનું ગયું એમાં મારે શું ? અને પોતાનાં ઘેર ફૂટે તો એને અસર થાય. હવે પોતાનાં

ઘેર ફૂટે, પણ એને પાડોશીને ઘેર ફૂટે એવી અસર થાય, તો એ ભગવાન થાય ! પણ આપણા લોક તો બહુ પાકાં ને ! પાડોશીને ઘેર ફૂટે તેની અસર થવા દેતાં નથી અને પોતાને ઘેર ફૂટે તો જ એને અસર થાય, એવાં પાક્કા ને ! પણ ત્યારે એ મૂરખ બને ! આ દુનિયામાં જે પાકા કહેવાયેલા એ જ ભગવાનને ત્યાં મૂરખ બન્યા. આ દુનિયામાં જે ભોળા કહેવાયા એ ભગવાનને ત્યાં ખરા ગણાયા ! અને અહીં જે પાકા થયા એ ભગવાનને ત્યાં માર્યા જ ગયા જાણો ! આવી વાત કહું છું, તો સાંભળવી ગમે છે ને ? કે તમારો વખત બગડે છે ?

## અણસમજણ, બે ખોટ લાવે

**પ્રશ્નકર્તા :** ના, ના. આ તો બધી સમજવા જેવી વાતો છે.

**દાદાશ્રી :** એટલે આ મમતા છે, એ બધી ભાંજગડ કરે છે. પાછો ગણતરી કરે, કેટલા લઈ આવેલો, તે પછી કેટલા ફૂટ્યા, આજે કેટલા ફૂટ્યા ! હવે આનું રીફન્ડ તરત જ મળી જાય એને ? કેમ ચિંતાઓ કરી, અજંપો કર્યો તો એનું ફળ ના મળે ? પ્યાલા ફૂટી ગયા પછી આપણે ચિંતા કરીએ, એ પુરુષાર્થ કર્યો, તો એનું ફળ ના મળે ? એનું ફળ મળે, જાનવર ગતિમાં જવાનું મળે એટલે એક તો પ્યાલા ફોડ્યા અને જાનવરગતિમાં જવાનું ઊભું કર્યું, એક ખોટમાં બે ખોટ ખાય છે. આ દુનિયામાં એક ખોટમાં બે ખોટ કોણ નહીં ખાતો હોય ?

**પ્રશ્નકર્તા :** સમજ ના હોય તો એક ખોટમાં બે ખોટ ખાય જ છે ને !

**દાદાશ્રી :** હા, એટલે પ્યાલા પણ ગયા અને ચિંતા કરીએ પુરુષાર્થ પણ નકામો ગયો !

## પ્યાલા ફૂટ્યા, તોય પુણ્ય બાંધ્યું ?

કોઈ કહેશે કે, 'અમને જ્ઞાન મળ્યું નથી, સમકિત થયું નથી તો મારે શું કરવું ? મારે બીજી ખોટ નથી ખાવી !' તો હું એને કહી દઉં કે, 'એક મંતર શીખી જા, કે પ્યાલા ફૂટી જાય એટલે બોલજે કે, 'ભલું થયું ભાંગી

જંજાળ.' હવે નવા પ્યાલા લાવીશું. તે એનાથી પુણ્ય બંધાય, કારણ કે ચિંતા કરવાની જગ્યાએ એણે આનંદ કર્યો, માટે પુણ્ય બંધાય. આટલું જરા આવડી જાય ને, તોય બહુ થઈ ગયું ! અમને નાનપણથી આવી સમજણ હતી, કોઈ દહાડો ચિંતા જ નથી કરી; કશુંક બને કરે કે તે ઘડીએ આવું કંઈક મહીં આવી જ જાય. આમ શીખવાડીને ના આવડે, પણ તરત જ હાજર જવાબ બધો આવી જ જાય.

## વાત સમજ્યે, સમાધિ વર્તે

એટલે ઉપાધિની મહીં સમાધિ રહે ત્યારે જ્ઞાની પુરુષની વાત સમજ્યો કહેવાય. ઉપાધિ ના હોય તો કૂતરાનેય સમાધિ રહે છે. એ પૂરીઓ ખાઈને સૂઈ ગયો હોય તો આખી રાત સમાધિ જ રહે ને ! ઉપાધિમાં સમાધિ રહે, એનું નામ મનુષ્ય કહેવાય. કઢાપો-અજંપો લોકોને દુઃખદાયી નથી ?

**પ્રશ્નકર્તા :** પણ દુઃખ માનીએ તો દુઃખ રહે.

**દાદાશ્રી :** ના, પણ માને એવું રહે નહીં ને ! દુઃખ માનીએ તો દુઃખ છે એ વાત તો બધા જાણે છે, પણ બધા જગતમાં એવું જ માને તો તો કોઈ દુઃખ માને જ નહીં ને ! ઘણા લોકો દુઃખ માનવા તૈયાર જ નથી હોતા, છતાં દુઃખ મટતાં નથી ને !

❖❖❖❖❖

[૮]

# ચેત જીવડા, અંતિમ પળોમાં

## પરભવની પોટલીઓ સંકોરને

એક એંસી વર્ષના કાકા હતા, દવાખાનામાં એમને દાખલ કર્યા હતા. હું જાણતો હતો કે આ બે-ચાર દહાડામાં જવાના છે અહીંથી, તોય મને કહે છે કે, 'પેલા ચંદુલાલભાઈ તો આપણે ત્યાં જોવાય નથી આવતા.' આપણે કહીએ કે, 'ચંદુલાલ તો આવી ગયા.' તો કહેશે કે, 'પેલા નગીનદાસનું શું ?' એટલે પડ્યો પડ્યો નોંધ કર્યા કરે કે કોણ કોણ જોવા આવ્યું છે. અલ્યા, તારા શરીરની કાળજી રાખને, આ બે-ચાર દહાડામાં તો જવાનું છે. પહેલાં તું તારા પોટલા સંભાળ, તારી અહીંથી લઈ જવાની કંઈ દાબડી તો ભેગી કર. આ નગીનદાસ ના આવે તો એને શું કરવો છે ? પણ પાછા એ કાકા, 'મને કોણ કોણ જોવા આવ્યું ?' એની નોંધ કર્યા કરે. અલ્યા, તને જોવા આવ્યો તે તને શું ફાયદો ? એ જોઈને પાછા બહાર શું બોલે ? કે 'હવે આ કાકા તો હેંડ્યા, હવે બે દહાડાના મહેમાન છે !' આ લોક કેવા આશીર્વાદ આપીને જાય છે કે આ હવે હેંડ્યા ! એટલે જોવા આવનારા આવું બોલે. આ તને જોઈને શું ફાયદો કાઢ્યો ? એના કરતાં ના આવે તો સારું ને, કે આવા આશીર્વાદ તો ના આપે ? જોવા આવનારા બહાર આવીને શું કહેશે કે, 'હવે, દીવામાં તેલ ખલાસ થઈ ગયું છે ને હવે તો દીવેટ સળગી રહી છે.' ત્યારે કાકા શું કહે છે કે, 'પેલા ચંદુલાલભાઈ જોવા ના આવ્યા !' જગતની વાસના કેટલી છે ! હવે આ મમતા છૂટી જાય તો ઉકેલ આવી જાય, પણ મમતા ના છૂટે ત્યાં સુધી તો પ્યાલો ફૂટે કે કાન માંડે, અરે, અરધી ઊંઘમાં હોય તોય કહેશે કે, 'શું ફૂટ્યું મહીં ?' આમ ચાર દહાડા પછી જવાના હોય તોય આજ કકળાટ માંડે ! અલ્યા, જવાનું થયું તે તારા પોટલા

બિસ્તરા બાંધ ! તારે જોડે જવાની વટેસરી ના જોઈએ ? પણ સમજણ હોત તો આ બધું કકળાટ કરત જ નહીં ને ! પણ સમજણ નહીં તેથી આ જંજાળમાં ને જંજાળમાં ફસાયા કરે છે પાછો !

આપણાં લોકો તો માણસ માંદો પડ્યો હોય, ત્યારે લોકો એની ખબર કાઢવા આવે. હવે, આ દેહમાં દર્દ થયું હોય, એની વેદના હોય અને પછી પાછા બીજા જવાબ પૂછવા આવે એની મુશ્કેલી હોય ! કેટલાક માણસોને તો બધા પૂછવા આવે ત્યારે સંતોષ થાય છે. ઊલટા કેટલાક એમ કહેશે કે 'નવનીતભાઈ મને મળવા નહોતા આવ્યા.' બધા મળવા આવે ત્યારે કેટલાકને સંતોષ થાય છે એ માણસો જુદા અને કેટલાકને બોધરેશન થાય છે એ માણસો જુદા. આપણને એમ થાય કે કોઈને તકલીફ ના પડે માટે કોઈને જાણવા જ ના દેવું; અને લોક તો મરણ પથારીએ પડેલા હોય તોય 'પેલા નગીનભાઈ મને જોવા નથી આવ્યા' એમ નોંધ રાખે. કારણ કે અહંકાર છે ને ! આત્મા અને અહંકાર બે વસ્તુ જુદી છે. અહંકાર એ રોંગ બીલિફથી ઉત્પન્ન થયેલી વસ્તુ છે. પોતાના સ્વરૂપનું ભાન નહીં હોવાથી 'હું આ છું, હું આ છું.' એવી ખાલી 'ઈફેક્ટ' જ છે. હવે એ અહંકાર ઊભો થઈ ગયો, પછી શી રીતે છૂટે ? જવાનું થયું તેય કહેશે કે, 'ફલાણા ભાઈ મને જોવા નથી આવ્યા.' એની નોંધ રાખે. હવે આને તે ક્યાં પહોંચી વળીએ ? અને પેલા જોવા આવ્યા હોય તે બહાર નીકળીને શું કહે કે, 'હવે આ એક-બે દહાડાના મહેમાન છે. એના આત્માને જ જોઈ લેવામાં ફાયદો છે. બીજું બધું ગાંડપણ જોવા જેવું નથી. ગાંડપણ શું બોલે એ કહેવાય નહીં, આ તો આ (મહાત્માઓ) પ્રાર્થના કરે. બહારવાળાઓ કંઈ પ્રાર્થના કરે ? બહારવાળા તો 'હવે ઉંમર થઈ છે ને એટલે હવે ઠેકાણું નહીં' એમ બોલે. એ તો આમેય બોલે ને તેમેય બોલે, એમાં એમનો શો દોષ ? જગત વ્યવહાર છે ને ! એ તો ફાવે એવું બોલે.

**પ્રશ્નકર્તા :** માણસ જ્યારે છેલ્લી ઘડીએ હોય છે, ત્યારે એને શું શું વિચાર આવે છે ? શું શું દેખાય છે ?

**દાદાશ્રી :** મરતી વખતે આખી જિંદગીનું સરવૈયું વાંચે છે, ચોપડો ના વાંચે. ચોપડો એટલે ખાતાવહી નહીં અને રોજમેળેય નહીં. એ બેઉ

વાંચવાનાં નહીં. એ બેઉ વાંચવામાં તો બહુ ટાઈમ જાય અને આ તો એક કલાકમાં તો પાર લાવી નાખવાનો હોય. સરવૈયું, આખી જિંદગીનું સરવૈયું છેલ્લા કલાકમાં જોઈ લેવાનું અને એ સરવૈયા પ્રમાણે એનો આગળનો અવતાર થાય.

જો આખી જિંદગીમાં ભક્તિનું સરવૈયું સારું હોય, સત્સંગનું સરવૈયું સારું હોય, એ સરવૈયું મોટું હોય તો છેલ્લા કલાકમાં ચિત્ત એમાં ને એમાં વધારે રહ્યા કરે. વિષયોનું સરવૈયું મોટું હોય તો મરતી વખતે એનું ચિત્ત વિષયમાં જ જાય. કોઈને છોડી-છોકરા પર મોહ હોય તો છેલ્લી ઘડીએ ચિત્ત એમનામાં રહ્યા કરે.

એક શેઠને મરવાનું થયું. તે બધી રીતે શ્રીમંત હતા. છોકરાઓય ચાર-પાંચ, તે કહે, 'પિતાજી હવે નવકાર મંત્ર બોલો.' ત્યારે પિતાજી કહે છે કે, 'આ અક્કલ વગરનો છે. અલ્યા, આ બોલવું એ હું નથી જાણતો ? હું મારી મેળે બોલીશ. તું પાછો મને કહે કહે કરે છે ?' તે છોકરાય સમજી ગયા કે પિતાજીનું ચિત્ત અત્યારે કોઈ જગ્યાએ ભમે છે. પછી બધા છોકરાઓએ સાર કાઢ્યો કે શેમાં ભમે છે ? આપણને પૈસાનું દુઃખ નથી, બીજી કોઈ અડચણ નથી, પણ ત્રણ છોકરીઓ પૈણાવી હતી ને એક નાની છોકરી રહી ગઈ હતી. તે શેઠનું ચિત્ત નાનીમાં રહ્યા કરતું હતું કે મારી આ છોડીને પૈણાવવાની રહી ગઈ, તે હવે આનું શું થશે ? તે છોકરા સમજી ગયા, એટલે નાની બહેનને જાતે મોકલી, એ કહે છે, 'પપ્પાજી, મારી કોઈ ચિંતા કરશો નહીં, તમે હવે નવકાર મંત્ર બોલો.' ત્યારે પપ્પાજી એને કશું બોલ્યા તો નહીં, પણ મનમાં એમ સમજે કે 'આ હજુ છોકરું છે ને, એને શું સમજણ ?' અલ્યા, જવાનો થયો તે પાંસરો રહે ને ! આ હમણાં કલાક- બે કલાક પછી જવાનું છે. તે છોડી કહે છે તે કરને, નવકાર મંત્ર બોલવા માંડને ! પણ શું થાય ? શી રીતે નવકાર બોલે ? કારણ કે એનાં કર્મ એને પાંસરો નથી રહેવા દેતાં, એનાં કર્મ તે ઘડીએ ફરી વળે છે !

એટલે અત્યારે જે કરીએ છીએ, તે મરણ વખતે એક ગુંઠાણું આવીને ઊભું રહે, એની મેળે જ આવીને ઊભું રહે. જે જે આખી જિંદગી કરેલું

તેનું સરવૈયું તે વખતે આવીને ઊભું રહે. અત્યારે જે હાજર તે મરણ વખતે હાજર. અત્યારે સંસાર હાજર તો મરણ વખતે સંસાર હાજર; અત્યારે શુદ્ધાત્મા હાજર તો મરણ વખતે શુદ્ધાત્મા હાજર. એટલે મરણ વખતે આખી જિંદગીનું ફળ આવે છે, કશું કરવું પડતું નથી. આપણે જાતે નહીં યાદ રાખવાનું, એ તો એની મેળે જ પરિણામ આવે. જેમ અત્યારે પરીક્ષા આપીએ ને પછી રીઝલ્ટ આવે ને ? એના જેવું છે.

મનુષ્યપણાની કિંમત ક્યારે આવે છે ? છેલ્લા કલાકમાં. ત્યારે આ રહી જાય છે, તે કરી લઉં, પેલું રહી ગયું, એવું થયા કરે; ત્યારે સમજાય કે મનુષ્યપણાની બહુ કિંમત છે !

## અંત સમયે સ્વજનોની સાવધાની

**પ્રશ્નકર્તા :** કોઈ સ્વજનનો અંતકાળ નજીક આવ્યો હોય તો તેનાં તરફ આજુબાજુનાં સગાંસંબંધીઓનું વર્તન કેવું હોવું જોઈએ ?

**દાદાશ્રી :** જેનો અંતકાળ નજીક આવ્યો હોય એને તો બહુ સાચવવું જોઈએ, એમના બોલે બોલ સાચવવા પડે, એમને બેક ના મરાવવું જોઈએ, બધાએ એમને ખુશ રાખવા અને એ અવળું બોલે તોય તમારે 'એક્સેપ્ટ' કરવું કે, 'તમારું ખરું છે !' એ કહેશે, 'દૂધ લાવો.' તો તરત દૂધ લાવી આપીએ. ત્યારે એ કહેશે, 'આ તો પાણીવાળું છે, બીજું લાવી આપો.' તો તરત બીજું દૂધ ગરમ કરી લઈ આવીએ. પછી કહીએ કે, 'આ ચોખ્ખું સારું છે.' પણ એમને અનુકૂળ આવે એવું કરવું જોઈએ, એવું બધું બોલવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** એટલે એમાં સાચા-ખોટાની ભાંજગડ નથી કરવાની ?

**દાદાશ્રી :** આ ખરું-ખોટું તો દુનિયામાં હોતું જ નથી. એમને ગમ્યું એટલે બસ, એવી રીતે બધું કર્યા કરીએ. એમને અનુકૂળ આવે એવી રીતે વર્તવું. આ નાના બાબા જોડે આપણે કેવી રીતે વર્તીએ છીએ ? બાબો કાચનો પ્યાલો ફોડી નાખે તો આપણે એને વઢીએ ? બે વર્ષનો બાબો હોય તેને કશું કહીએ કે કેમ ફોડી નાખ્યો કે એવું તેવું ? બાબા જોડે વર્તન કરીએ એવી રીતે એમની જોડે વર્તન કરવું.

આ તો મરી ગયા પછી એના ઉપર પાછા ફૂલો ચડાવે. અલ્યા, મરી ગયા પછી શાનાં ફૂલો ચડાવે છે ? અલ્યા, એ જીવતો છે ત્યારે ફૂલો ચડાવોને ! કારણ કે મહીં ભગવાન છે, મહીં આત્મા બેઠેલો છે. પણ જીવતાં તો કોઈ દિવસ ફૂલો નથી ચડાવતા ને ? આનું નામ દુષમકાળ ! હિતાહિતનું ભાન કે પોતાનું હિત શેમાં છે અને અહિત શેમાં છે, એનું ભાન જ મનુષ્યને ખલાસ થઈ જાય, એનું નામ દુષમકાળ !

## ગતિ-પરિણામ કેવાં ?

**પ્રશ્નકર્તા :** હાર્ટ ફેઈલ થાય, તે તો ઉપર પહોંચી જાય છે, પણ કંઈ શાંતિથી ઉપર જાય એવો રસ્તો છે ?

**દાદાશ્રી :** આ બધા પહોંચી જાય છે, તે કોને ઘેર જતા હશે ?

**પ્રશ્નકર્તા :** ક્યાં જતા હશે તે કોને ખબર ? પણ શાંતિ લઈને જવું જોઈએ ?

**દાદાશ્રી :** એવું છે, કે અહીં મરતી વખતે દુઃખ હોય તો ત્યાં તો જન્મતાંની સાથે જ, એક કલાકેય દુઃખ રહિત ના થાય. એ મરતી વખતે દુઃખી હતો, તે પછી મરી ગયો એટલે દુઃખ એનું ગયું નથી, દુઃખ તો એની જોડે લઈ ગયો. દુઃખ તો દેહનું ગયું કે દેહ છૂટ્યો, પણ એટલે કંઈ છૂટકારો લાવે નહીં, તો ભટક ભટક કર્યા કરવું પડે.

## અરે ! મરણાં જ થઈ રહ્યાં છે

લોકો તો બૂમાબૂમ કરે. અલ્યા, કર્મ ફરે છે, તું શું કરવા બૂમાબૂમ કરે છે ? ફરવાનું કોણ ? કર્મ ફરે. દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ બધું ફર્યા જ કરે; તેમાં પોતે બૂમો પાડે કે, 'મારે આ હતું ને મારે આ જતું રહ્યું, મારે આ રહી ગયું,' વગર કામનાં બૂમો પાડે ! આ જગત નિરંતર ફેરફાર થયા કરે. આ શરીરમાં, બહાર બધે, વેપારમાં બીજે બધે નિરંતર ફેરફાર થયા જ કરવાનું. આ શરીર પણ ક્ષણે ક્ષણે મરી રહ્યું છે, પણ લોકોને કંઈ કશી ખબર છે ? પણ આપણા લોકો તો લાકડાના બે ટુકડા થઈ જાય ને નીચે પડી જાય, ત્યારે કહેશે કે, 'કપાઈ ગયું.' અલ્યા, આ કપાતું જ હતું. આ

કરવતી ફરતી જ હતી. કરવતી મૂકી ત્યારથી આપણે ના કહીએ કે આ બે લાકડા કપાયા કરે છે ? એવી આ જન્મથી જ કરવતી ફર્યા જ કરે છે. જન્મ્યો ત્યારથી તે મરણ થાય ત્યારે બે ટુકડા જુદા થઈ જાય છે. ગર્ભમાં કરવતી ફરતી નથી, પણ જન્મ્યા ત્યારથી કરવતી શરૂ થઈ જાય છે. પછી ડૉક્ટર કહેશે કે, 'ભઈ ચાલ્યા ગયા છે.' એટલે આપણે બે ટુકડા છૂટા થઈ ગયા એવું કહેવાનું. જ્યાં સુધી એ ટુકડા ના પડે ત્યાં સુધી તો કશુંય નહીં. ને વહેરાઈને બે ટુકડા થઈ ગયા તો કહેશે, 'વહેરાઈ ગયું.' ત્યારે અલ્યા, આ તો વહેરાતું જ હતું ! એવું આ માણસોને આ બધું વહેરાયાં જ કરે છે. છતાં છે કોઈને બીક કશી ? પણ છૂટું થશે તે દહાડે બીક લાગશે !

## સ્મશાન સુધીના સંગાથ

આ ઓશીકું હોય છે, તે એનું ખોળિયું બદલાયા કરે, પણ ઓશીકું તેનું તે જ. ખોળિયું ફાટી જાય ને બદલાયા કરે, એવું આ ખોળિયું પણ બદલાયા કરવાનું.

**પ્રશ્નકર્તા :** તો પછી લાંબું જીવવાની અપેક્ષા શું કરવા રાખતા હશે ?

**દાદાશ્રી :** એનું નામ જ ભ્રાંતિ ને !

**પ્રશ્નકર્તા :** તો પછી ઘરનાં લોકો આપની પાસે કહે છે ને કે, એ ભઈ, બહુ 'સીરિયસ' છે, જરા વિધિ કરશો, એ પણ ભ્રાંતિ જ ને ?

**દાદાશ્રી :** એ ભ્રાંતિ જ કહેવાય પણ એવું છે ને, કેટલુંક તો વ્યવહારથી કરવાનું હોય છે અને એવું કહે નહીં તો પેલા ભાઈ શું કહેશે ઘરના બધાને કે, 'તમે કશું કર્યું નહીં, તમને મારી પડેલી નથી.' ને આમ તેમ કહે. એટલે આવું, વિધિ કરાવવી પડે.

બાકી આ જગત બધું પોલમ્પોલ છે. છતાં વ્યવહારથી ના બોલે તો પેલાના મનમાં દુઃખ થાય, પણ સ્મશાનમાં જોડે જઈને ત્યાં ચિતામાં કોઈ પડ્યું નહીં. ઘરનાં બધાંય પાછાં આવે. બધાં ડાહ્યાં ડમરાં જેવાં છે, એની મા હોય તો એય રડતી રડતી પાછી આવે.

**પ્રશ્નકર્તા :** પાછું એના નામનું કૂટે કે કશું મૂકી ના ગયા અને બે લાખ રૂપિયા મૂકી ગયા હોય તો કશું બોલે નહીં.

**દાદાશ્રી :** હા એવું. આ તો નથી મૂકી ગયો તેનું રડે છે કે, 'મરતો ગયો અને મારતો ગયો' એવું હઉ અંદર અંદર બોલે ! 'કશું મેલ્યું નહીં ને અમને મારતો ગયો !' હવે પેલાએ ના મૂક્યું, એમાં પેલી બઈનું નસીબ કાચું એટલે ના મૂક્યું, પણ પેલાને ગાળો ખાવાની લખેલી તે ગાળોય ખાધીને ! આવડી આવડી ચોપડે ! વળી પાછાં લોક પણ આવીને પૂછે કે, 'તમારા ધણી કશું મૂકી ગયા નથી ?' ત્યારે પાછું એવું બોલે કે, 'ના, ના, બધુંય મૂકી ગયા છે, એમ તો ખાવા-પીવાનું બધું જ છે.' હવે બધા આગળ બહાર આવું બોલે ને મનમાં પેલું બોલે ! એટલે શું છે હકીકત આની પાછળ ?

અને આપણા લોકો સ્મશાનમાં જતા હશે તે પાછા નથી આવતા ને ? કે બધાય પાછા આવે ? એટલે આ તો એક જાતનો ફજેતો છે ! અને ના રડે તોય દુઃખ ને રડે તોય દુઃખ ! બહુ રડે ત્યારે લોક કહેશે કે, 'લોકોને ત્યાં નથી મરી જતાં, તે આવું તમે રડ રડ કર્યા કરો છો ? કેવા, મગજના ચક્કર છો કે શું ?' અને ના રડે તો કહેશે કે, 'તમે પથરા જેવા છો, હૃદય પથ્થર જેવું છે તમારું !' એટલે કઈ બાજુ ચાલવું તે જ મુશ્કેલી ! બધું રીતસરનું હોય, એવું કહેશે.

ત્યાં આગળ સ્મશાનમાં બાળશેય ખરા અને બાજુમાં હોટલમાં બેઠા બેઠા ચા-નાસ્તા કરશે, એવું નાસ્તા કરે છે કે લોકો ?

**પ્રશ્નકર્તા :** અરે, નાસ્તો લઈને જ જાય છે ને !

**દાદાશ્રી :** એમ ! શું વાત કરો છો ? એટલે આવું છે આ જગત તો બધું ! આવા જગતમાં શી રીતે મેળ પડે ?

## ...એવું કંઈક કર

પેલા કબીર સાહેબ તો એવું કહે છે કે, 'તારો જન્મ થયો ત્યારે તું રડતો હતો અને લોક હસતું હતું.' બધાને આનંદ થાય, પેંડા લઈ આવે

ને લોકોને પેંડા વહેંચે, તે લોક પેંડા ખાય ! ખરું કહે છે ને, કબીર સાહેબ ? કારણ કે તું રડતો હતો તોય કોઈ એમ ના કહે કે, 'આ ભાઈ બિચારાં રડે છે, હમણાં થોડો વખત રહેવા દો.' પછી કબીર સાહેબ શું કહે છે કે, 'હવે દુનિયામાં આવીને એવું કંઈક કર કે મરતી વખતે તું હસે અને લોક રડે !' શી રીતે બને એવું ?

**પ્રશ્નકર્તા :** સારાં કર્મો કર્યાં હોય તો એવું બને.

**દાદાશ્રી :** હા, લોકોની જોડે બહુ સારાં કર્મો કરેલાં હોય તો લોકોનાં મનમાં એમ થાય કે, 'અરેરે ! આમના આધારે તો આપણે જીવતા હતાં, આનંદ ભોગવતાં હતાં.' એથી લોક પછી રડે. જેમનો આધાર ગયો એ બધાં રડે અને જનાર જાણે કે મારું જીવન સંતોષપૂર્વક ગયેલું છે, એમને સંતોષનો પાર નહીં એટલે હસતા હસતા જાય !

## કલ્પાંતની જોખમદારી કેટલી ?

**પ્રશ્નકર્તા :** 'વ્યવસ્થિત'ની વાત કરી, તો એ 'વ્યવસ્થિત' કઈ શક્તિ છે ?

**દાદાશ્રી :** એ 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ' છે. એને આપણે ગુજરાતીમાં 'વ્યવસ્થિત શક્તિ' કહીએ છીએ અને એ નિરંતર જગતને વ્યવસ્થિત જ રાખે છે, અવ્યવસ્થિત થવા જ નથી દેતું. એકનો એક છોકરો મરી જાય તોય એ વ્યવસ્થિત જ થાય છે, પણ આ તો એ એના લોભને લઈને, એના સ્વાર્થને લઈને રડે છે. એટલે એ અવ્યવસ્થિત માને છે. આ ગજવું કપાય છે તેય 'વ્યવસ્થિત' જ છે; પણ પાછો સ્વાર્થને લઈને, લોભને લઈને બૂમાબૂમ કરે છે, નહીં તો રડારડ કરવાથી કંઈ પાછું આવે ખરું ? બહુ રડે તો છોકરો પાછો આવે ? કેમ ? છ મહિના સુધી રડ રડ કરે તો ?

**પ્રશ્નકર્તા :** તોય ના આવે.

**દાદાશ્રી :** છતાં લોકોને કલ્પાંત કરેલા જોયેલા ને ? શાથી કલ્પાંત કહેતા હશે ? 'કલ્પ'ના અંત સુધી ભટકશે. આ એક ફેરો કલ્પાંત કર્યું તો

'કલ્પ'ના અંત સુધી ભટકવાનું થઈ ગયું, એક આખા 'કલ્પ'ના અંત સુધી ભટકવાનું થયું આ !

## લૌકિક, 'શોર્ટ'માં પતાવો

ઘૈડા કાકા માંદા હોય ને તમે ડૉક્ટરને બોલાવો, બધી દવાઓ કરી, પણ તોય છતાં ખલાસ થઈ ગયા. પછી બેસવા આવનારા હોયને, પાછા એ આશ્વાસન આપવા આવે. પછી પૂછે કે, 'શું થઈ ગયું હતું કાકાને ?' ત્યારે તમે કહો કે, 'મૂળ તો મલેરિયા તાવ જેવું લાગતું હતું; પણ પછી ડૉક્ટર કહે કે આ તો જરા ફલૂ જેવું છે.' પેલા પૂછશે પછી કે, 'કયા ડૉક્ટરને બોલાવ્યો હતો ?' ત્યારે તમે કહો. 'ફલાણાને.' ત્યારે કહેશે, 'તમે અક્કલ વગરના છો, પેલા ડૉક્ટરને બોલાવવાની જરૂર હતી.' પાછો બીજો આવીને એ તમને ટૈડકાવશે, 'આમ કરવું જોઈએ ને ! આવી અક્કલ વગરની વાત કરો છો ? એટલે આખો દહાડો લોક ટૈડકાવ ટૈડકાવ કરે ! એટલે આ લોક તો ઊલટાં ચઢી બેસે; તમારી સરળતાનો લાભ ઉઠાવે. તે હું તો તમને શું સમજણ પાડું કે લોક બીજે દહાડે પૂછવા આવે તો તમારે શું કહેવું કે, 'ભઈ, કાકાને જરા તાવ આવ્યો ને ટપ થઈ ગયા; બીજું કશું થયું જ નથી.' તે લોક આગળ પૂછવાનું જ પછી બંધ કરી દે. આપણે કંઈક સમજણવાળું બોલીએ તો પાંસરું પડે, નહીં તો તમે આમ વિગતવાર કહેવા જાવ તો લોક ગૂંચવ ગૂંચવ કર્યા કરે ને તમને કોચી ખાય. એના કરતાં, 'તાવ આવ્યો અને ટપ' કહ્યું કે બધો ઉકેલ આવી ગયો !

## ... ખુદાની એવી ઈચ્છા

**પ્રશ્નકર્તા :** કોઈ બાળક જન્મીને તરત મરી જાય છે, તો તે એનું એટલું જ લેણ-દેણ ?

**દાદાશ્રી :** જેનો જેટલો હિસાબ હોય છે માબાપ જોડે રાગદ્વેષનો એટલો પૂરો થઈ ગયો, તે માબાપને રડાવીને જાય, ખૂબ રડાવે, માથા હઉં ફોડાવે; પછી ડૉક્ટર પાસે દવાના પૈસા ખર્ચાવડાવે, બધું કરાવીને છોકરો જતો રહે !

આ આપણા વડોદરામાં શુક્કરવારી છે, તેવું તમે જાણોને ? તે આ શુક્કરવારીમાં ભેંસો લોક લાવે. તે ત્યાંથી આજે ભેંસ ચોગરદમથી જોઈ કરીને ખરીદી લાવે. બધા દલાલોને પૂછે કે, 'કેવી લાગે છે ?' ત્યારે બધા દલાલ કહે કે, 'બહુ સરસ છે.' તે ભેંસ ઘેર લઈ જાય ને બાંધે. ત્રણ દહાડા પછી તે મરી જાય. અલ્યા, આ તે શું હતું ? આ તો પેલાને પૈસા અપાવીને ગઈ, નહીં તો એને ત્યાં જ ના મરી જાત ? આવું બને ખરું ? આ બધા હિસાબ ચૂકવવાના છે. છોકરું જન્મીને તરત મરી જાય, એ બધાને રડાવીને જાય. એના કરતાં ના આવે તો સારું, એવું બધાને પછી થાય.

વધારે જે કંઈ પૂછવું હોય તે પૂછો. અલ્લાને ત્યાં પહોંચવા માટે જે કંઈ અડચણ આવે તે અમને પૂછો, તે અમે તમને દૂર કરી આપીએ.

**પ્રશ્નકર્તા :** મારા દીકરાનું અકસ્માતથી મરણ થયું, તો તે અકસ્માતનું કારણ શું ?

**દાદાશ્રી :** આ જગતમાં જે બધું આંખથી જોવામાં આવે છે, કાનથી સાંભળવામાં આવે છે, એ બધું 'રિલેટિવ કરેક્ટ' છે, તદ્દન સાચી નથી એ વાત ! આ દેહ પણ આપણો નથી, તો છોકરો આપણે કેમ કરીને થાય ? આ તો વ્યવહારથી, લોકવ્યવહારથી આપણો છોકરો ગણાય છે, ખરેખર એ આપણો છોકરો હોતો નથી. ખરેખર તો આ દેહ પણ આપણો નથી. એટલે જે આપણી પાસે રહે એટલું જ આપણું અને બીજું બધું જ પારકું છે. એટલે છોકરાને પોતાનો છોકરો માન માન કરીએ તો ઉપાધિ થાય અને અશાંતિ થાય ! એ છોકરો હવે ગયો, ખુદાની એવી જ ઈચ્છા છે તો તેને હવે 'લેટ ગો' કરવાનું.

**પ્રશ્નકર્તા :** એ તો બરોબર છે, અલ્લાની અમાનત આપણી પાસે હતી તે લઈ લીધી !

**દાદાશ્રી :** હા, બસ. આ બધી વાડી જ અલ્લાની છે.

**પ્રશ્નકર્તા :** આ પ્રમાણેનું એનું મૃત્યુ થયું તે આપણાં કુકર્મ હશે ?

**દાદાશ્રી :** હા, છોકરાનાંય કુકર્મ ને તમારાંય કુકર્મ, સારાં કર્મો હોય તો તેનો બદલો સારો મળે.

**પ્રશ્નકર્તા :** આપણે આપણો દોષ શોધી શકીએ કે આ બાબતથી આપણું કુકર્મ થવું હતું ?

**દાદાશ્રી :** હા, એ બધું જડે, એને માટે સત્સંગમાં બેસવું પડે.

આ અલ્લાની વાડી છે. તમેય અલ્લાની વાડીમાં છો ને એ છોકરોય અલ્લાની વાડીમાં છે. અલ્લાની મરજી પ્રમાણે બધું ચાલ્યા કરે છે, એમાં સંતોષ લેવાનો છે. અલ્લા જેમાં રાજી, તેમાં આપણેય રાજી ! બસ, ખુશ થઈ જવાનું છે !

**પ્રશ્નકર્તા :** તો તો પછી કશો પ્રશ્ન રહેતો જ નથી.

**દાદાશ્રી :** અલ્લાએ શું કહ્યું છે કે તમે ચલાવનાર હો તો તમે ચિંતા કરો, પણ ચલાવવાનું મારે છે તો તમે શેને માટે ચિંતા કરો છો ? એટલે ચિંતા કરો છો એ અલ્લાનો ગુનો કરો છો.

**પ્રશ્નકર્તા :** એટલે અલ્લા છે, એની અલ્લાહીમાં આપણે ડખલ નહીં કરવાની એમ ?

**દાદાશ્રી :** ડખલ તો નહીં, પણ ચિંતાય નહીં કરવી જોઈએ. આપણે ચિંતા કરીએ તો અલ્લા નાખુશ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** જે સવાલો પેદા થાય, એના જવાબો તો જોઈએ ને ?

**દાદાશ્રી :** સવાલ ઊભો થાય છે, એનો જવાબ એટલો જ છે કે અલ્લા કહે છે કે, 'છે મારું, ને તું શું કામ ચિંતા કરે છે ?' ચિંતા નહીં કરવાની. આપણે એની સેવા કરવાની, દવા કરવાની, ઠેઠ સુધી એના પ્રયત્ન કરવાના. આપણે પ્રયત્ન કરવાના અધિકારી, આપણને ચિંતા કરવાનો અધિકાર નથી.

## મૃતસ્વજનોનો સાધો અંતર-તાર

છોકરાં મરી ગયા પછી એની પાછળ એની ચિંતા કરવાથી એને દુઃખ પડે છે. આપણા લોકો અજ્ઞાનતાથી આવું બધું કરે છે, એટલે તમારે જેમ છે તેમ જાણીને શાંતિપૂર્વક રહેવું જોઈએ. ખોટી માથાકૂટ કરીએ એનો

અર્થ શો છે તે ? બધે જ, છોકરાં મર્યા વગર કોઈ ઘર હોય જ નહીં ! આ તો સંસારના ઋણાનુબંધ છે, હિસાબ લેવા-દેવાના છે. અમારેય બાબા-બેબી હતા, પણ તે મરી ગયા. મહેમાન આવ્યા હતા તે મહેમાન ગયા, એ આપણો સામાન જ ક્યાં છે ? આપણે હઉ નથી જવાનું ? આપણે પણ જવાનું ત્યાં, આ શું તોફાન તે ? એટલે જીવતાં હોય એને શાંતિ આપો, ગયું એ તો ગયું, એને સંભારવાનુંય છોડી દો. અહીં જીવતાં હોય, જેટલાં આશ્રિત હોય એને શાંતિ આપીએ, એટલી આપણી ફરજ. આ તો ગયેલાંને સંભારીએ અને આમને શાંતિ ના અપાય, એ કેવું ? એટલે ફરજો ચૂકો છો બધી. તમને એવું લાગે છે ખરું ? ગયું એ તો ગયું. ગજવામાંથી લાખ રૂપિયા પડી ગયા ને પછી ના જડે એટલે આપણે શું કરવાનું ? માથું ફોડવાનું ?

**પ્રશ્નકર્તા :** ભૂલી જવાનું.

**દાદાશ્રી :** હા, એટલે આ બધી અણસમજ છે. આપણે બાપ-દીકરા કોઈ રીતે હોતા જ નથી. દીકરો મરે તો ચિંતા કરવા જેવું છે જ નહીં. ખરી રીતે જો ચિંતા કરવા જેવી હોય જગતમાં તો માબાપ મરે તો જ મનમાં ચિંતા થવી જોઈએ. છોકરો મરી જાય, તો છોકરાને અને આપણને શું લેવા-દેવા ? માબાપે તો આપણી ઉપર ઉપકાર કર્યો હતો, માએ તો આપણને પેટમાં નવ મહિના રાખ્યા પછી મોટા કર્યા. બાપાએ ભણવા માટે ફીઓ આપી છે, બીજું બધું આપ્યું છે. કંઈક ગુણ માનવા જેવા હોય તો માબાપના હોય, છોકરાને શું લેવાદેવા ? છોકરો તો મિલકત લઈને ગાળો ભાંડે. માટે છોકરા જોડે સંબંધ રાખવાનો, પણ મરી જાય તો આવી રીતે મનમાં દુઃખ નહીં રાખવાનું. તમને કેમ લાગે છે મારી વાત ?

આપણા હાથના ખેલ નથી આ અને એને બિચારાને ત્યાં દુઃખ થાય છે. આપણે અહીં દુઃખી થઈએ એની અસર એને ત્યાં પહોંચે છે. તે એનેય સુખી ના થવા દઈએ ને આપણેય સુખી ન થઈએ. એટલે શાસ્ત્રકારોએ કહ્યું કે, 'ગયા પછી ઉપાધિ ના કરશો.' તેથી આપણા લોકોએ શું કર્યું કે ગરુડ પુરાણ બેસાડો, ફલાણું બેસાડો, પૂજા કરો ને મનમાંથી ભૂલી જાવ. તમે એવું કશું બેસાડ્યું હતું ? તોય ભૂલી ગયા નહીં ?

**પ્રશ્નકર્તા :** પણ એ ભૂલાતું નથી. બાપ અને દીકરા વચ્ચે વ્યવહાર એવો હતો કે વ્યવસ્થિત ચાલતો હતો, એટલે એ ભૂલાય એવું નથી.

**દાદાશ્રી :** હા, ભૂલાય એવું નથી, પણ આપણે ન ભૂલીએ તો એનું આપણને દુઃખ થાય અને એને ત્યાં દુઃખ થાય. એવું આપણા મનમાં એને માટે દુઃખ કરવું એ આપણને બાપ તરીકે કામનું નહીં.

**પ્રશ્નકર્તા :** એને કઈ રીતે દુઃખ થાય ?

**દાદાશ્રી :** આપણે અહીં દુઃખ કરીએ એની અસર ત્યાં પહોંચ્યા વગર રહે નહીં. આ જગતમાં તો બધું ફોનની પેઠ છે, ટેલિવિઝન જેવું છે આ જગત ! અને આપણે અહીં ઉપાધિ કરીએ તો એ પાછો આવવાનો છે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** કોઈ રસ્તે આવવાનો નથી ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તો ઉપાધિ કરીએ તો એને પહોંચે છે અને એના નામ ઉપર આપણે ધર્મ ભક્તિ કરી તોય એને પહોંચે છે ને એને શાંતિ થાય છે. એને શાંતિ કરવાની વાત તમને કેમ લાગે છે ? અને એને શાંતિ કરીએ એ તમારી ફરજ છે ને ? માટે એવું કંઈક કરો ને, કે એને સારું લાગે. એક દહાડો સ્કૂલનાં છોકરાંઓને જરા પેંડા ખવડાવીએ એવું કંઈક કરીએ.

**પ્રશ્નકર્તા :** એ બધું કર્યું !

**દાદાશ્રી :** હા, પણ એવું ફરી ફરી કરીએ. જ્યારે કંઈક સગવડ થાય ને પાંચ-પચાસનું એવું કંઈક કામ કરો કે જેથી એને પહોંચે.

**પ્રશ્નકર્તા :** આ ભાઈને દીકરો મરી ગયાનું જે દુઃખ થાય છે ને, પણ મારે પોતાને એવો અનુભવ થયેલો કે માબાપ ગુજરી ગયા પછી મને કોઈ દિવસ યાદ જ નથી આવ્યાં. મરી ગયા ને પાંચ-સાત દહાડા પછી મેમરી પણ નથી આવી, એ શાથી ?

**દાદાશ્રી :** તમારે એ સારું કહેવાય, માબાપ એટલાં પુણ્યશાળી. જો તમને મેમરી હોત તો એમને દુઃખ થાત.

તમને મારી વાત સમજાય છે ને ? માટે જ્યારે યાદ આવે ને, ત્યારે એટલું બોલજો ને કે, 'હે ભગવાન, આ છોકરો તમને સોંપ્યો !' એટલે તેનો ઉકેલ આવશે.

માટે તમારા દીકરાનું સંભારીને એમના આત્માનું કલ્યાણ થાય એવું મનમાં બોલ્યા કરજો, આંખમાં પાણી ના આવવા દેશો. તમે તો જૈન થીઅરીવાળા માણસો છો. તમે તો જાણો કે આત્મા ગયા પછી એવી ભાવના ભાવવી જોઈએ કે, 'એમના આત્માનું કલ્યાણ હો. હે કૃપાળુદેવ, એમના આત્માનું કલ્યાણ કરો !' તેને બદલે આપણે મનમાં ઢીલા થઈએ તે પોષાય નહીં. આપણા જ પોતાનાં સ્વજનને દુઃખમાં મૂકીએ તે આપણું કામ નહીં. તમે તો ડહાપણવાળા, વિચારશીલ, સંસ્કારી લોકો, એટલે જ્યારે જ્યારે યાદ આવે ત્યારે આવું બોલવું કે, 'એમના આત્માનું કલ્યાણ થાવ ! હે વીતરાગ ભગવાન, એમના આત્માનું કલ્યાણ કરો !' એટલું બોલ્યા કરવું.

એટલે જ્યારે તમારા દીકરાની યાદ આવે ત્યારે એમના આત્માનું કલ્યાણ થાય એવું બોલજો. 'કૃપાળુદેવ'નું નામ લેશો. 'દાદા ભગવાન' કહેશો તોય કામ થશે, કારણ કે 'દાદા ભગવાન' અને 'કૃપાળુદેવ' આત્મારૂપે એક જ છે. દેહથી જુદું દેખાય છે, આંખોમાં જુદા દેખાય પણ વસ્તુ તરીકે એક જ છે. એટલે મહાવીર ભગવાનનું નામ દેશો તોય એકનું એક જ છે. એમના આત્માનું કલ્યાણ થાવ એટલી જ આપણે નિરંતર ભાવના કરવાની. આપણે જેના જોડે નિરંતર રહ્યા, જોડે ખાધું-પીધું, તો આપણે એમનું કેમ કલ્યાણ થાય એવી ભાવના ભાવીએ. આપણે પારકાં માટે સારી ભાવના ભાવીએ, તો આ તો આપણા પોતાના માણસને માટે તો શું ના કરીએ ?

આપણે ત્યાં એક ભાઈ આવેલા, એનો એકનો એક દીકરો હતો તે મરી ગયો. મેં એને પૂછ્યું, 'છોકરાને ઘેર છોકરો છે કે નહીં ?' ત્યારે

કહે છે, 'છે ને, હજુ નાનો છે, પણ આ મારો છોકરો તો મરી ગયો ને !' ત્યારે મેં કહ્યું, 'તમે અહીંથી બીજે ભવમાં જશો તો ત્યાં શું આવશે ?' ત્યારે કહે, 'ત્યાં તો બધું ભૂલી જવાય.' એટલે છોકરો ગયો એની ચિંતા નથી, આ તો નહીં ભૂલવાથી જ ભાંજગડ છે ! પછી મેં કહ્યું કે, 'હું તમને ભૂલાવી દેવડાવું ?' ત્યારે કહે, 'હા, ભૂલાડી દો.' એટલે પછી મેં એને જ્ઞાન આપ્યું, પછી એ ભૂલી ગયા. પછી એને કહ્યું કે, 'હવે યાદ કરો જોઈએ.' તોય યાદ ના આવે.

એટલે 'દાદા ભગવાન તમને સોંપ્યું એવું બોલજો. તમને ખાતરી છે કે નથી ? સોએ સો ટકા ખાતરી છે કે થોડી કાચી છે ? દાદાને સોંપજો ને, બધો ઉકેલ આવી જશે !

## વ્યવહાર એટલે જ લૌકિક

છોકરો મરી ગયો હોય તો બાપ રડવા લાગે. છોકરાના મામાને, એના કાકાને, એ બધાને આપણે પૂછીએ કે, 'તમે કેમ રડતા નથી ?' ત્યાર કહેશે, 'એમ રડે કંઈ પાલવે ખરું ? જે જન્મે એ મરવાનું જ છે ને !' જુઓને, આ લોકો કંઈ 'વ્યવસ્થિત' નથી જાણતા ? પણ આપને તો પેલો સ્વાર્થ છે કે મારો છોકરો મોટો થયો હોત તો મને લાભ થાય, એ બધો સ્વાર્થ છે. બીજા કોઈ રડવા નથી લાગતાને ?

**પ્રશ્નકર્તા :** હવે ના રડે તો સમાજમાં લોકો પાછા એમ કહેશે કે આને તો કંઈ લાગતુંય નથી.

**દાદાશ્રી :** હા. એવુંય બોલે. સમાજનાં લોકો તો બે બાજુનું બોલે. સૂઈ રહ્યો હોય ત્યારે કહેશે કે, 'ઢોંગરાની પેઠ સૂઈ રહ્યો છે' અને દોડધામ કરતો હોય ત્યારે કહેશે કે, 'આખો દહાડો દોડધામ કર્યા કરે છે, કૂતરાની પેઠ ભટક ભટક કર્યા કરે છે.' ત્યારે આપણે ક્યાં રહેવું ? એટલે સમાજની વાત કદી એટલી બધી ધ્યાન પર ના લેવાય, વ્યવહારિક રીતે ધ્યાન પર લેવાય. આપણને હિતકારી હોય એટલી વાત ધ્યાન પર લઈએ, બીજી બધી વાતો ધ્યાન પર ના લેવાય. એવું ધ્યાન પર લઈએ તો તો પાર જ ના આવે ને ?

સમાજના મનમાં એમ થાય કે આ પથ્થર જેવું હૃદય છે, તો આપણે બાથરૂમમાં જઈને આંખમાં પાણી ચોપડીને આવીએ, કારણ કે આ તો લૌકિક છે. લોકોય નથી કહેતા કે, 'લૌકિકમાં આવજો' ? લૌકિક એટલે બનાવટી. લૌકિકનો અર્થ જ બનાવટી, જૂઠું ! પેલા છાતી કૂટે એવી રીતે આય છાતી કૂટે, પણ છાતી તોડી ના નાખે. આમ હાથ પર હાથ ઠોકે. જો ખરેખરું લૌકિક કરે છેને ? અને સહુસહુનું સંભારીને રડે. મારો નાનો ભાઈ મરી ગયો તેને સંભારે, પેલી એના ધણીને સંભારે ને પછી રડે ! હવે આ અણસમજણનો ક્યારે પાર આવે ?

આ ગાયો-ભેંસો કોઈ રડતી નથી. એમનેય બાબા મરી જાય છે, બેબીઓ મરી જાય છે પણ રડતી નથીને ! પણ આ તો સુધર્યા તે વધારે રડે ! ગાયો-ભેંસોને કોઈ દહાડો બૂમબરાડો છે કે, 'મારી બેબી મરી ગઈ કે મારો બાબો મરી ગયો ?'

અને મારું કહેવાનું કે કોઈના મરણ પાછળ આજે તમે રડવાના હો, તો શરત કરો કે, 'ભાઈ, ત્રણ વર્ષ સુધી હું રડ્યા જ કરીશ; પછી રડવાનું બંધ કરીશ' એવી કંઈ શરત કરો, 'એગ્રીમેન્ટ' કરો. આ તો બહેનો પણ રડવા આવે તો તેમને કહીએ કે, 'શરત કરીને પછી રડો કે ત્રણ વર્ષ સુધી આપણે રડીશું.' પણ આ તો પંદર દહાડા પછી કશુંય નહીં ! ને પછી સારી સાડી પહેરીને હસી હસીને ઊલટી લગનમાં હઉ જાય ! આનું કારણ શું છે ? બેભાનપણું છે. હવે એવા બેભાન જોડે આપણે ક્યાં રડવા બેસીએ ? આપણે તો ત્યાં આગળ અમથું નાટક કરવું પડે. ત્યાં આગળ કંઈ આપણાથી હસાય નહીં. હસીએ તો મૂરખ કહેવાઈએ, પણ દેખાવ તો કરવો પડે ને ? નાટકમાં જેમ અભિનય કરે છે, એવો અભિનય કરવો પડે. આંખમાંથી પાણી ના આવતું હોય તો બાથરૂમમાં જઈને જરા પાણીવાળી આંખો કરી આવવાની; પણ તમે તો ભાઈ સુંવાળા માણસ તે ભારે કરી, સહેજ કહેતાંની સાથે જ આંખમાંથી પાણી નીકળવા માંડ્યાં !

આ જગતનું પોલ બધું હું જોઈ આવેલો, કારણ કે હું સાચો પુરુષ હતો. મને આવું લૌકિક ના ફાવે. આવું લૌકિક તે ફાવતું હશે ? રડવું એટલે રડવાનું જ આવે, પણ પછી મેં જોયું કે આ પોલું જગત છે. આ કંઈ સાચો

વેપાર છે ? તમને કેવો લાગે છે ? ત્યારે આ ખોટોય નથી. આ તો લૌકિક છે. આપણે એવું લૌકિક કરવાનું. લૌકિક એટલે જેવો વ્યવહાર આપણી જોડે લોકો કરે, એવો આપણેય કરવાનો. તમને એ લૌકિક ગમે ?

અમે થબોકા પાડીએ તો પોલા પાડીએ, નહીં તો વાગેને ?

પણ લોક કહેશે કે આપણે થબોકો પાડ્યો. એટલે આવો આ વ્યવહાર છે. આ લોક કાંણ કરે છે, કૂટે છે, તે ઘડીએ આપણે જોવા જઈએ એને, તો આમ કૂટે. તે આપણે જાણીએ કે હમણે આ છાતી ભાંગી નાખશે, પણ ના ભાંગી નાખે, બહુ પાકાં લોક છે ! એને લૌકિક કહે છે ને ? એમાં કોઈ કાચા હોય તો માર્યો જ જાય, પણ લૌકિકમાં તો એને બીજે દહાડે કોઈક ગુરુ શીખવાડનાર મળી આવે કે, 'આવી રીતે થતું હશે ? જો આવી રીતે કરાય !' એટલે પેલો ફરી એવી ભૂલ ના કરે. એટલે આમ છાતીએ મારે ખરા, આપણેને એવું દેખાય, પણ વાગે નહીં એને ! લૌકિક એટલે વ્યવહાર. સબ રોતા હૈ તો આપણે પણ રોવાનું, પણ રડ્યા વગર રોવાનું, રડવાનું નહીં. આ લૌકિકમાં બધી સમજ પડે છે, પણ આમાં સમજ પડતી નથી. આમાં સાચે સાચું રડે છે !

આમાંય વ્યવહાર વ્યવહારમાં છે ને કેવળ કેવળમાં છે. સબસબકી બાંટ લીયા. પછી ઝઘડો જ નહીંને ! આ તો બાંટ્યું નથી તેના ઝઘડા છેને ! જ્યાં આપણું નથી ત્યાં લોકો ઝાલી પડ્યા છે, પણ બિચારાને સમજણ પડતી નથી ને ઝાલી પડે છે, એનો માર ખાય છે. પાછો ભાર ઊંચકે છે અને માર ખાય છે તે જુદો. અલ્યા, તારે માથે બોજો નથી, આ ભાર બધો ઘોડા પર જ જાય છે ! પણ તોય માથે લઈને ફર્યા કરે છે, એવું આ જગત છે.

એવું છેને, કે વ્યવહાર બધો ઉપલક છે અને નિશ્ચય સાચો છે. હવે ઉપલક રકમો કંઈ ઓગાળી દેવાય આપણાથી ? આમ ઉપલક રકમો ઓગાળી દેતા નથીને ? પણ આમાં તો ઉપલકને ઓગાળી ગયા, એ ઉપલકને જ સાચો માન્યો છે જ્યાં ! એટલે વાતને સમજવાની જરૂર છે.

અમારા મોટાભાઈ ગુજરી ગયા, તે વખતે અમારાં ભાભી ઉંમરમાં નાનાં, તે જે કોઈ આવે એ એમને રડાવે, જે કોઈ આવે તે એમને રડાવે !

ત્યારે મને થયું કે આ ભાભી ‘સેન્સિટિવ’ વધારે છે, તે આ લોકો આમને બિચારાંને મારી નાખશે ! એટલે પછી મેં બાને કહ્યું કે, ‘લોકોને તમે એમ કહેજો કે ભાઈ સંબંધી તમારે વહુ જોડે કશી વાતચીત કરવી નહીં.’ અલ્યા, આ શું તોફાન ? અલ્યા, માણસ થઈને વાંદર ઘા જેવું કરો છો ? તમારા કરતા તો વાંદરા સારા ! વાંદરો તો ઘાને પહોળો કરી કરીને મારી નાખે ! એવું તમે કહી કહીને કરો છો ? તો તમારામાં ને વાંદરામાં ફેર શો ? લોકોને રડાવા માટે આવો છો કે હસાવા માટે આવો છો ? આ તો આશ્વાસન આપવા જવાનું, એને બદલે બિચારાને મારી જ નાખે ! પણ જગતનો કાયદો એવો છે કે આશ્વાસન આપનારો માણસ પોતે જ દુઃખી હોય તો શું આશ્વાસન આપે ? એ તો એની પાસે જે છે તે જ આપે, એટલે આજે લોકો દુઃખી છે ને ! એટલે આપણે સામાને એમ કહેવાનું કે કોઈ માણસ સુખી હોય, અંતરના સુખવાળો હોય તો અહીં પધારજો, નહીં તો અહીં પધારશો નહીં અને ઘેર બેઠા આશ્વાસન પત્ર લખી નાખજો. આ ભૂતાંને અહીં નકામાં શું કરવાનાં ? ભૂતાં તો આવીને બિચારાને ઊલટાં રડાવે.

આપણે ત્યાં ‘કાંણ કાઢો, લૌકિક કરો’ કહે છે. ‘કાંણ કરો, મોંકાણ કરો.’ તે શાથી ? કે એમ કરીને બધું ઠંડું પાડી દો. આ રડે એટલે એની ભાવના બધી નીકળી જવા દો, કહેશે. આંસુ ના નીકળી જાય તો માણસ ગાંડો થઈ જાય, એટલે રડવા દેવો પડે. રડવાનુંય ‘ઓબસ્ટ્રક્ટ’ ના કરાય ને હસવાનુંય ‘ઓબસ્ટ્રક્ટ’ ના કરાય, નહીં તો માણસ ‘મેડ’ થઈ જાય. એટલે આપણે ત્યાં જે થાય છે એ બરાબર થાય છે, છતાં હવે આપણે ત્યાં કાંણ ને એ બધું નીકળી ગયું. આપણાં લોક સમજી ગયાં કે આમાં સાર વગરની વાતો છે. અને બાઈસાહેબેય સમજી ગયાં કે, ‘મેલોને છાલ, ગયા તે ઓછા આવવાના છે ? પણ બેંકમાં ત્રીસ હજાર મેલતા ગયા છે ને !’ એટલે આ બધી સ્વાર્થની સગાઈ છે. આમાં કો’ક જગ્યાએ મહીં સારી ભાવનાઓ હશે, પણ બહુ જૂજ જગ્યાએ. મૂળ સંસ્કારો બહુ જૂજ જગ્યાએ રહ્યા હશે; બાકી બધું સ્વાર્થમાં, ઘાટમાં ને ઘાટમાં પેસી ગયું છે.

## મૃત્યુ અનિવાર્ય છતાં...

**પ્રશ્નકર્તા :** ઘરમાં કોઈ મરી જાય એની પાછળ માથું મુંડાવે, તે કંઈ

કારણ હશે ને ?

**દાદાશ્રી :** ગામવાળાને એના બાપા મરી ગયા છે એની શી રીતે ખબર પડે ? એટલે આ માથું મુંડાવી નાખે, મૂછો કઢાવી નાખે એટલે લોક જાણે કે આ ભાઈને ઘેર કશુંક મરણું થયું છે. એટલે પછી 'હેંડ મારી જોડે લગનમાં' એવી તેવી વાતચીત ના કરે. આ તો હિન્દુસ્તાનના રિવાજ, કંઈ ને કંઈ આશય વગર તો હોય જ નહીંને ! એણે માથે બોડાવેલું હોય, પછી કોઈ પૂછે કે, 'તારા ફાધરની તબિયત કેમની છે ?' ના, કારણ કે માથું બોડાવેલું એટલે પછી સમજી જાય. કંઈક ઓળખવાનું સાધન તો જોઈએ કે ના જોઈએ ?

**પ્રશ્નકર્તા :** એ હિસાબે જૈન ધર્મમાં એવાં કંઈ લફરાં નથી.

**દાદાશ્રી :** ધર્મને અને એને શું લેવાદેવા ? આ મૂછો ફ્રેંચ કટ રાખવી કે આખી કઢાવી નાખવી, એને અને ધર્મ ને કશી લેવાદેવા નથી.

**પ્રશ્નકર્તા :** નનામી કાઢે પછી રામનું નામ ને જય જીનેન્દ્ર કેમ બોલે છે ?

**દાદાશ્રી :** ત્યારે શું બોલે ? નામ તો જતું રહ્યું. કંઈક એનું સારું થાય એટલે જય જીનેન્દ્ર બોલે કે રામનું નામ બોલે કે 'રામ બોલો ભાઈ રામ !' આપણા લોકોનો રિવાજ તો એવો કે જીવતો ના હોય ત્યારે પૂજા કરે, એવાં આપણાં લોક ! એ જ્યારે જીવતો હોય ત્યારે ખીચડીમાં ઘી માંગે તો કહેશે, 'ઘી માંગો છો ? અત્યારે ઘૈડે ઘૈડપણે ?' અને મરી ગયા પછી 'ફર્સ્ટ કલાસ' બારમું કરે ! આ જીવતો હોય ત્યારે રામનું નામ લેતા હોય ત્યારે ઘરના હેરાન કરે, કહેશે કે, 'જાવ ઊઠીને, છાનામાના ખાંડ લઈ આવો, અહીં શું રામ-રામ કર્યા કરો છો ?' એટલે રામને ભજવા ના દે, અને મરવાનું થયું ને છેલ્લો કલાક, છેલ્લું ગુઠાણું હોય, ને આખા કષાય ફરી વળ્યા હોય ત્યારે લોકો કાનમાં બૂમો પાડે કે, 'બોલો, રામ બોલો,' અલ્યા હવે ક્યાં એ બોલવાનો છે ? અલ્યા, વગર કામનાં એને પજવો છો શું કામ ? એને બિચારાને તે ઘડીએ બહુ ખરાબ લાગે, અંદર બહુ પાર વગરનું દુઃખ થાય, આમ 'લાઉડ સ્પીકર' જેવું અંદર લાગે ને જીવ ભડકે !

અલ્યા, ના બોલશો, મરવા તો દો એને પાંસરી રીતે, પણ આ લોકો એને પાંસરી રીતે મરવાય ના દે. ગાડીમાંથી ઊતરતી વખતે આપણે તેમને કહીએ કે, 'કેમ છો ? મઝામાં છો ? તબિયત સારી છે ?' તે ઊલટું પોટલું મારે. અલ્યા, ઊતરવા દેને !

અમારા ફાધરની તબિયત સારી નહીં, એટલે અમારા મોટાભાઈ મણિભાઈ મને કહે, 'તું કામ પર રહે, હું ફાધરની ખબર કાઢી આવું.' પછી એ ભાદરણ ગયા-થોડી વાર પછી મને સહજ વિચાર આવ્યો કે મેં તો બધાને કામ સોંપી દીધું છે, લાવને હુંય ખબર કાઢી આવું. તે પછી હું તો ઊપડ્યો ને ગાડીમાં બેસી ગયો. રસ્તામાં મણિભાઈ બોરસદથી આવતા હતા, તે સામા ભેગા થયા. તેમણે મને પૂછ્યું કે, 'તું આવ્યો કે ? મેં કહ્યું, 'હા, મને મહીંથી વિચાર આવ્યો કે જઉં, તે હું બધાને કામ સોંપીને આવ્યો છું.' ત્યારે એમણે મને કહ્યું, 'તો હવે તું ત્યાં ઘેર જા અને હવે હું કામ પર પાછો જાઉં છું.' હું 'ફાધર' પાસે આવ્યો એટલે એમણે રાત્રે ને રાત્રે જવાની તૈયારી કરી દીધી, ત્યાં સુધી એ જતા ના હતા. એટલે જેના ખભે ચઢવાનું હોય તેના જ ખભે ચડાય.

## તોય કુદરત છોડાવી જ દે

એટલું સારું છે કે હિન્દુસ્તાન દેશમાં મરનારને ઊંચકનારનો ભો નથી. એટલું સારું છે, નહીં તો એમને ઊંચકે કોણ ? આ એવાં એવાં કાર્ય કરનાર, તે એમને ઊંચકેય કોણ ? પણ ના, એમનેય ઊંચકનારા મળી આવે છે. મરનારને ભો નથી હોતો કે કોણ ઊંચકશે, કારણ કે મરનાર જાણે કે તમે નહીં ઊંચકો તો તમારી જ હવા બગડશે અને તમને જ નુકસાન થશે. એટલે તમારી મેળે જ તમે ચોખ્ખું કરો, અમે તો 'આ' મિલકત છોડીને જવાના. આ તો મિલકત છોડે એવા નથી, કુદરત છોડાવી દે છે.

**પ્રશ્નકર્તા :** જીવને શરીરની માયા ખરીને ?

**દાદાશ્રી :** શરીરની માયા નથી, એને આ બીજી માયા છે. આ આંખે બધું દેખાય છે. આ મારો છોકરો, આ મારા છોકરાનો છોકરો, તેની બહુ માયા છે, અને છોકરાનો છોકરો દેખાય તો એને, 'બાબા અહીં આવ, અહીં

આવ,' કરે. એને આંખે દેખાય છે ત્યાં સુધી આ બધું બહુ ગમે. આપણે કહીએ કે, 'કાકા, હવે માયા જતી નથી ?' ત્યારે કહેશે કે, 'ના, બા, હજુ આંખે દેખાય છે ત્યાં સુધી સારું છે ' આપણે કહીએ, 'કાકા, આ પગ ભાંગી ગયા છે, હાથ ભાંગી ગયા છે, ખવાતું નથી, તોયે ?' ત્યારે કાકા કહે, 'ના હજુ આંખે દેખાય છે ત્યાં સુધી સારું છે !' જવાની કોઈનેય ઇચ્છા નથી હોતી.

પણ કુદરતનો નિયમ એવો છે કે કોઈ પણ માણસને અહીંથી લઈ જવાય નહીં, મરનારની સહી વગર એને અહીંથી લઈ જવાય નહીં. લોકો સહી કરતા હશે કે ? એવું કહે છે ને કે, 'ભગવાન, અહીંથી જવાય તો સારું.' હવે આ શાથી બોલે છે, તે તમે જાણો છો ? કો'ક એવું મહીં દુઃખ થાય, તે પછી દુઃખનો માર્યો બોલે કે, 'આ દેહ છૂટે તો સારું હવે.' તે ઘડીએ સહી કરાવી લે ને પાછો સવારમાં સાજો થાય. પછી આપણે કહીએ કે, 'કાકા, રાતના તો તમે કહેતા હતા ને' કે, 'અહીંથી જવાય તો સારું.' ત્યારે એ કહે કે, 'ના, પણ હવે સારું છે.' જો રાતે સહી કરી આપી ને સવારે ફરી ગયાને કાકા ? સહી કરી આપી ત્યારથી હું જાણું કે હવે, આમને દસ દહાડાનો કે પંદર દહાડાનો જ મુકામ છે. સહી કર્યા વગર તો કોઈને લેવાય જ નહીં. આ જેટલા જીવ મરે છે ને તે બધા સહીપૂર્વક મરે છે, નહીં તો આ લોક તો દાવો માંડે કે, 'અમારી સહી વગર તમે કેમ લઈ લીધા ?' આ લોકો પાછળથી અરજી નથી કરતા ? અને આ સરકારેય કહેશે, 'સહી કર્યા વગર કોઈને કશું વેચશો કરશો નહીં, જો વેચશો તો તમારે માથે આવી પડશે.' સહી કરી એટલે કશું બોલાય નહીં, નહીં તો સહી કર્યા વગર તો આ લોક આડું બોલે, કારણ કે મૂળથી સ્વભાવ તો આડોને !

જગત બધું સ્વતંત્ર છે, કોઈ માણસ પરતંત્ર નથી. આ પરતંત્રતા એ પોતાની ભૂલોનું પરિણામ છે. 'બ્લન્ડર્સ એન્ડ મિસ્ટેક્સ' એ બેથી જ બંધાયેલા છો, નહીં તો બીજો કોઈ બાંધે એવો નથી, કારણ કે કોઈ કોઈનો ઉપરી જ નથી એવું આ સ્વતંત્ર જગત છે ! મારોય કોઈ ઉપરી નથીને ! ને મને તો અનુભવમાં વર્તે છે કે મારો કોઈ ઉપરી નથી અને તમારેય કોઈ ઉપરી નથી. તમારો ઉપરી કોણ ? તમારા 'બ્લન્ડર્સ' અને તમારી ભૂલો.

## આપઘાત કંઈ છુટકારો ના આપે

**પ્રશ્નકર્તા :** મને આપઘાત કરવાના ખૂબ વિચારો આવે છે, તો શું કરું ?

**દાદાશ્રી :** આપણે શું કરવા આપઘાત કરીએ ?

**પ્રશ્નકર્તા :** શ્રદ્ધા બેસતી નથી.

**દાદાશ્રી :** શેની ઉપર ?

**પ્રશ્નકર્તા :** કોઈ સજ્જન કે આપના જેવા રસ્તો બતાવે તો શ્રદ્ધા બેસતી નથી.

**દાદાશ્રી :** એમ ! રોજ શું ખાય છે ?

**પ્રશ્નકર્તા :** રોટલા ને શાક.

**દાદાશ્રી :** એ ફાવે છે કે જલેબી-લાડવા જોઈએ છે ? તું પૈણેલો છે ? તો બૈરી તને વઢતી નથી ? તો પછી તને શું દુઃખ આવી પડ્યું છે તે આપઘાત કરવો છે ?

**પ્રશ્નકર્તા :** સામાજિક ને આર્થિક બે જ દુઃખ છે, તબિયત સારી રહેતી નથી.

**દાદાશ્રી :** છોકરાં છે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** છોકરાં છે.

**દાદાશ્રી :** એ છોકરાં મોટાં થશે ત્યારે તારી ચાકરી કરશે, જીવતો રહે ને છાનોમાનો ! ત્યાં તો કશો સ્વાદ કાઢવાનો નથી, ત્યાં તો એ પ્રેતો બિચારાં બહુ દુઃખી થઈ ગયાં છે ! મને ભેગાં થાય છે કેટલાંક પ્રેતો, જેમણે આપઘાત કરેલા, બિચારાંને આ શરીર હોય નહીં, ભૂખ લાગે ત્યારે તેમને કો'કના શરીરમાં પેસી જવું પડે. આ તો નિરાંતે ખાજે, પીજે ને વહુ જોડે ફરને !

**પ્રશ્નકર્તા :** પણ ખાવા-પીવા માટે આર્થિક પરિસ્થિતિ પણ જોઈએ ને ?

**દાદાશ્રી :** અરે, જરા મહેનત કરીએ. આજે તને બધો રસ્તો દેખાડીએ. પછી બધું તારું ધીમે ધીમે સુધરશે, એકદમ ના સુધરે, પણ સુધરશે.

**પ્રશ્નકર્તા :** દાદા, એવું સાંભળ્યું છે કે આપઘાત પછી આવી રીતે સાત ભવ થાય, એ વાત સાચી છે ?

**દાદાશ્રી :** જે સંસ્કાર પડે તે સાત આઠ ભવ પછી જાય છે, એટલે આ કોઈ ખોટા સંસ્કાર પડવા ના દેશો. ખોટા સંસ્કારથી દૂર ભાગજો. હા, અહીં ગમે એટલું દુઃખ હોય તો તે સહન કરજો, પણ ગોળી ના મારશો, આપઘાત ના કરશો. એટલે વડોદરા શહેરમાં આજથી થોડાં વરસ ઉપર બધાને કહી દીધેલું કે આપઘાત કરવાનું થાય ત્યારે મને યાદ કરજે ને મારી પાસે આવજે. એવા માણસ હોય ને, જોખમવાળા માણસ, એમને કહી રાખું. તે પછી મારી પાસે આવે, તેને સમજ પાડી દઉં, બીજે દહાડે આપઘાત કરતો બંધ થઈ જાય. ૧૯૫૧ પછીયે બધાને ખબર આપેલી કે જે કોઈને આપઘાત કરવો હોય તો મને ભેગો થાય ને પછી કરે. કોઈ આવે કે મારે આપઘાત કરવો છે તો એને હું સમજાવું, આજુબાજુનાં 'કૉઝિઝ', 'સર્કલ' આપઘાત કરવા જેવો છે કે નથી કરવા જેવો, બધું એને સમજાવી દઉં ને એને પાછો વાળી લઉં.

આ તો વગર કામના, શું કરવા આપઘાત કરે છે ? આપઘાત કરીને શું કામ છે ? તું પોતે જ ભગવાન છે. વગર કામનો તારે આપઘાત કરવાની જરૂર જ શી છે ? પણ જો કોઈએ આવું કહ્યું જ નથી ને ! આ હું જેવું કહું છું એવું કોઈએ એને કહ્યું જ નથી, પણ ખરેખર હકીકત એમ જ છે ને !

**પ્રશ્નકર્તા :** કોઈ માણસ આપઘાત કરે તો એની કઈ ગતિ થાય ? ભૂતપ્રેત થાય ?

**દાદાશ્રી :** આપઘાત કરવાથી તો પ્રેત થવાય અને પ્રેત થઈને રખડવું પડે, એટલે આપઘાત કરીને ઊલટી ઉપાધિઓ વહોરે છે. એક વખત આપઘાત કરે એના પછી કેટલાય અવતાર સુધી પડઘા પડ્યા કરે ! અને

આ જે આપઘાત કરે છે એ કંઈ નવા કરતા નથી, પાછલા આપઘાત કરેલા તેના પડઘાથી કરે છે. આજે આપઘાત કરે છે એ તો પાછલા કરેલા આપઘાત કર્મનું ફળ આવે છે. એટલે પોતાની જાતે જ આપઘાત કરે છે. એ એવા પડઘા પડેલા હોય છે કે એ એવું ને એવું જ કરતો આવ્યો હોય છે, એટલે પોતાની જાતે આપઘાત કરે છે અને આપઘાત થયા પછી અવગતિયોય થઈ જાય. અવગતિયો એટલે દેહ વગર રખડતો હોય. ભૂત થવાનું કંઈ સહેલું નથી. ભૂત તો દેવગતિનો અવતાર છે, એ સહેલી વસ્તુ નથી. ભૂત તો અહીં આગળ કઠોર તપ કર્યાં હોય, અજ્ઞાન તપ કર્યા હોય ત્યારે ભૂત થાય; જ્યારે પ્રેત એ જુદી વસ્તુ છે.

દરેકને વધારેમાં વધારે શું વહાલું છે ? પોતાનો જીવ વહાલો છે, માન કરતાંય જીવ વહાલો છે. માનનીય પડેલી નથી, ક્રોધનીય પડેલી નથી, લોભનીય પડેલી નથી. પોતાનો જીવ વહાલો છે, છતાંય જુઓને, લોકો આપઘાત કરે છે ને ! જીવ વહાલો છે તોય લોકો આપઘાત નથી કરતાં ? શાથી આપઘાત કરતા હશે ? એમને જીવ વહાલો નહીં હોય ? ઘરનાં બધા લોકોએ કહ્યું હોય કે, 'આપઘાતમાં પડશો નહીં, બહેન શાંતિ રાખો, જાવ સૂઈ જાવ નિરાંતે,' તોય પાછલી બારીએથી ઊઠીને બહેન નાઠી, એને સમજણ પાડ પાડ કરી તોય ! અને જઈને સૂરસાગરમાં પડી; ત્યાર પછી બૂમો પાડવા માંડી કે, 'મને બચાવો, મને બચાવો.' ત્યારે તને ના કહી હતી ને પહેલેથી, તે શું લેવા પડી ? અને પાછી, હવે 'બચાવો' કરીને બૂમ મારે છે. મહીં પડવાનું પૈણ ચડ્યું હતું, તે પડી એટલે ઊતરી ગયું. આ બોલ બોલ કરે કે, 'મારે મરી જવું છે, મરી જવું છે,' તેથી 'સાયકોલોજિકલ ઈફેક્ટ' થઈ જાય, તે 'ઈફેક્ટ' પછી ના ઊતરે એ તો સૂરસાગરમાં પડ્યા પછી ભાન થાય, ત્યારે કહેશે, 'બચાવો, બચાવો.'

## વિકલ્પોનીય જરૂર છે

**પ્રશ્નકર્તા :** આપઘાતના વિચારો કેમ આવતા હશે ?

**દાદાશ્રી :** એ તો અંદર વિકલ્પ ખલાસ થઈ જાય છે તેથી. આ તો વિકલ્પના આધારે જીવાય છે. વિકલ્પ ખલાસ થઈ જાય પછી હવે શું

કરવું તેનું કશું દર્શન દેખાતું નથી, તેથી પછી આપઘાત કરવાનું વિચારે છે. એટલે આ વિકલ્પોયે કામના જ છે.

સહજ વિચાર બંધ થઈ જાય ત્યારે આ બધા ઊંધા વિચાર આવે. વિકલ્પ બંધ થાય એટલે જે સહજ વિચાર આવતા હોય તે પણ બંધ થઈ જાય, અંધારું ઘોર થઈ જાય, પછી કશું દેખાતું નથી ! સંકલ્પ એટલે 'મારું' ને વિકલ્પ એટલે 'હું', એ બેઉ બંધ થઈ જાય ત્યારે મરી જવાના વિચાર આવે.

આપણા અહીં એક વાણિયા હતા, તેમને ચિંતા બહુ થયા કરતી હતી. તેથી કો'કે શીખવાડ્યું કે તમે નક્કી કરો કે, 'આ મારું નહોય, આ મારું નહોય,' એટલે બધું છૂટી જશે ! તે વાણિયો બિચારો 'નહોય મારું, નહોય મારું' કરતાં કરતાં ગાંડા જેવો થઈ ગયો ! અલ્યા, તારું શું છે તે જાણ્યા સિવાય તું ઊભો ક્યાં રહીશ ? એટલે તારું જાણ એક વાર. બાકી, આમ તો કંઈ મમતા છૂટતી હશે ? હવે આ રોજ કહે કે, 'આ ડૉક્ટર મારા ધણી નહીં, આ છોકરો મારો નહોય, આ બંગલો મારો નહોય.' હવે આને જ્ઞાન તો મળ્યું ના હોય અને ત્યાર પહેલાં, 'મારા નહોય, મારા નહોય' કહે તો મગજ ગાંડુ થઈ જાય તો 'મારું' શું છે ને 'હું આત્મા છું' એવું બધું જેને ખબર પડી છે, ત્યાર પછી 'આ મારું નહોય' બોલે તો ચાલે. આ તો પહેલું પોતાનું ઠેકાણું નહીં ને બોલ્યા કરે, તેથી આ લોકો મરી જાય છેને ! 'હું' ને 'મારું' બે દેખાય નહીં એટલે આપઘાત કરીને મરી જાય પછી ! 'અમે' એને માથે હાથ મૂકીને, આશીર્વાદ આપીને મશીન ચાલુ કરી આપીએ, બોલ કે, 'હું' ચોર છું, હું ચોર છું ને ચોરી કરવી એ મારો ધંધો છે, ચોરી કરવી એ મારો ધંધો છે,' તે પછી એનું ચાલુ થઈ જાય, તે પછી જીવતો રહે. કંઈપણ કર ને જીવતો રહેને, અહીંથી ! જ્યારે પોલીસ પકડશે ત્યારે બીજા વિચાર તને આવશે કે, 'ફરી હવે ચોરી કરવી નથી,' પણ ફૂટબોલ સામો ફેંક્યો તો પછી સામેવાળો પાછો ફેંકશે ને ! પણ આપણે ફૂટબોલ જ ફેંકીએ નહીં, એટલે સામેય પછી કોણ ફેંકે ?

❖❖❖❖❖

## [૯]
# નિષ્કલુષિતતા એ જ સમાધિ

### સમજણ શમાવે ક્લેશ પરિણામ

લોકોને ઘેર ક્લેશ ના થાય, ક્લેશિત જીવન ના રહે એવો ધર્મ જ બતાવવાનો છે. અત્યારે આ ધર્મ તો અપસેટ થઈ ગયો છે, એટલે આ લોકો ક્લેશિત જીવન જીવે છે. નહીં તો આ જૈનો, વૈષ્ણવો કંઈ ગુનેગાર છે ? એવું નથી. છતાંય કેમ ચિંતાઓ આટલી બધી છે ? કારણ કે આખું જીવન જ ક્લેશિત છે. આખો ધર્મ જ આમ હતો, તે અત્યારે આમ ઊંધો થઈ ગયો છે. એટલે જે આમ ઊંધું થયેલું છે, તેને ફરી પાછું આમ ઊંધું કરી આપીશું. બહુ જ સહેજમાં જ ક્લેશ વગરનું જીવન થાય એવું છે ! અને આ લોકોને વગર મહેનતનો ધર્મ આપીશું. આમના મોઢા ઉપર તો દિવેલ ફરી વળેલું છે, આમની પાસે શું મહેનત કરાવડાવીએ ? મોઢા ઉપર દિવેલ નથી દેખાતા બહાર લોકોને ? મોઢા ઉપર દિવેલ ચોપડીને ફરતા હશે ? એનું શું કારણ ? આ લોકોને મહેનત આપવા જેવી નથી, તપ-ત્યાગ કરાવવા જેવું નથી, દુઃખી જ છે બિચારા. પાછું કહેશે, 'ફલાણું ખાવાનું છોડી દો.' અલ્યા, એ એકલું જ તો ભાવે છે બિચારાને, એ શું કરવા છોડાવી દે છે ? એને ત્યાગ કરાવવા જેવો જ નથી. એને સુખ જ નથી કોઈ જાતનું ! કરુણા આવે એવું થઈ ગયું છે ! અમને આમ દેખાય બધું, તે અમને કરુણા આવે કે આમાંથી, આ દુઃખોથી આ લોકોને મુક્તિ થાય.

### ક્લેશ થયો, પણ કાઢે શી રીતે ?

આ સંસારમાં મનુષ્યો, હિન્દુસ્તાનની સ્ત્રીઓ-પુરુષો દિવસો કેવી રીતે કાઢે છે, એય અજાયબી છે ને ! કેટલી બધી મુશ્કેલીઓમાંથી પસાર

થઈ જાય છે, તોય પણ સાંજે બધાને શાંત કરીને આટલા ઝઘડાનો નિકાલ કરીને પછી મા સૂઈ જાય, પણ જ્યાં સુધી ઘરમાંથી ક્લેશ ના જાય ત્યાં સુધી ભગવાનનો વાસ ના હોય. ઘરમાં ક્લેશ હોય ત્યાં સુધી ભગવાન ના હોય. હવે ક્લેશ તો દરેકને ના કરવો હોય, પણ થઈ જાય છે. એને શું કરવાનો ? ક્લેશ તો દરેકને ના જ કરવો હોય ને ? પણ એની મેળે ક્લેશ થઈ જાય, તે શું કરે ? ક્લેશ તમે સમજ્યા ? તમે એકલા સ્વતંત્ર રહો છો કે ફેમિલી સાથે છો ?

**પ્રશ્નકર્તા :** ભાઈ-બહેન, મધર-ફાધર બધા સાથે જ રહું છું.

**દાદાશ્રી :** ઘરમાં, એ વાતાવરણમાં કોઈક દહાડો ક્લેશ થઈ જતો હશે ને ?

**પ્રશ્નકર્તા :** કોઈક વાર થાય.

**દાદાશ્રી :** પછી કોણ કાઢી મેલે એ વાતાવરણને ? એ ક્લેશનું વાતાવરણ ઘરમાં આખી રાત એમને એમ રહે છે કે કાઢી મેલો છો ?

**પ્રશ્નકર્તા :** કાઢી મૂકીએ છીએ.

**દાદાશ્રી :** શી રીતે કાઢી મેલો ? લાકડી મારીને ? આ લોકોને ક્લેશનું વાતાવરણ કાઢી મૂકવાની ઇચ્છા છે, પણ શેનાથી કાઢે ?

**પ્રશ્નકર્તા :** ક્લેશ ભૂલી જવાનો ને આનંદનું વાતાવરણ કરવાનું.

**દાદાશ્રી :** એવું છે, આ બધી લાઈફો ફ્રેક્ચર થઈ ગયેલી છે, માઈન્ડ ફ્રેક્ચર થઈ ગયાં છે, બુદ્ધિ ફ્રેક્ચર થઈ ગઈ છે, એવા જમાનામાં માણસો શું ખોળે છે ? એટલે હવે ફરી માઈન્ડની મજબૂતી થવી જોઈએ. માઈન્ડની મજબૂતી ક્યારે થાય ? જ્ઞાની પુરુષનાં દર્શન કરે, ખાલી દર્શનથી જ માઈન્ડની મજબૂતી થઈ જાય.

આ કંઈ એક જાતનાં તૂંબડાં છે ? કેટલા પ્રકારનાં તૂંબડાં છે ? જેટલાં તૂંબડાં એટલી મતિ. તૂંડે, તૂંડે મતિર્ભિન્ના ! તે તૂંડ તો ક્યાં સુધી કહેવાતું હતું કે જ્યાં સુધી ઘરમાં ક્લેશને પેસવા નહોતા દેતા, એટલી તો ચોકસાઈ હતી, ત્યાં સુધી એ તૂંડ કહેવાતા હતા ! અત્યારે તો ક્લેશને પેસવા દે છે

એટલા ભોળા છે માટે તૂંબડાં કહેવાય. અત્યારે તો ક્લેશ પેસી ગયો હોય છે કે નહીં ? ઘણી વાડ કરે તોય પેસી જાય છે ને ? છેવટે મોરી વાટે રહીનેય ક્લેશ પેસી જાય. બારણાં વાસેલાં રાખે, પાછા ચાંપ રાખે કે ઘંટડી વાગે તો જ બારણું ઊઘડે, પણ તોય મોરી વાટે પણ ક્લેશ પેસી જાય. શાથી તૂંબડાં કહ્યાં કે ઘરનું ખાય છે, ઘરનાં લૂગડાં પહેરે છે, કંઈ બધા ચોરીઓ કરતા નથી અને પછી ક્લેશ કરે છે. ઘરમાં ઉત્પાદન થાય ને ઘરમાં જ વાપરે, આવું લોક થઈ ગયું છે !

હવે ક્લેશમાં ઘવાયેલા માણસો, તે મન ઘવાઈ ગયેલા હોય. મનમાં ઘાયલ થયેલા છે, ચિત્તનાં ઘાયલ થયેલાં છે, અહંકારનાં ઘાયલ થયેલા છે ! આમના અહંકાર જ ઘાયલ થયેલા છે, એમને શું વઢવાનું ? આમને વઢો તો તમારા બોલ નકામા જાય. કેટલાક ચિત્તનાં ઘાયલ થયેલા હોય છે તે બેચિત્ત જેવા જ ફર્યા કરતા હોય. કેટલાકનું મન ઘાયલ થયું હોય તે આખો દહાડો અકળાયેલો ને અકળાયેલો ફર્યા કરે, જાણે આખી દુનિયાની અગ્નિ એને ભરખી જવા ના આવી હોય ?

## સમજણ સજાવે સંસાર વ્યવહાર

ખરેખર તો આ દુનિયામાં ક્લેશ જેવી વસ્તુ જ ક્યાં છે ? ક્લેશ એટલે અણસમજણ. જ્યાં જ્યાં સમજણ નથી ત્યાં ક્લેશ છે અને જ્યાં જ્યાં સમજણ નથી ત્યાં દુઃખ છે. આ દુઃખેય વસ્તુ છે જ નહીં, દુઃખ એ તો સમજણના અભાવનું દુઃખ છે.

**પ્રશ્નકર્તા :** એ ક્લેશને કારણે માણસને થોડી વૈરાગ્ય તરફ વૃત્તિ જાય છે.

**દાદાશ્રી :** ક્લેશને કારણે જે વૈરાગ્ય ઉત્પન્ન થયેલો હોયને, એ વૈરાગ્ય તો માણસને સંસારમાં વધારે ઊંડો ઉતારે, એના કરતાં એ વૈરાગ્ય ના આવે તો સારું. વૈરાગ્ય તો સમજણપૂર્વકનો હોવો જોઈએ. સમજણપૂર્વકનો વૈરાગ્ય કામનો છે, બાકી આ બીજા બધા વૈરાગ્ય તો કામના જ નહીં. આ 'સાઈનાઈડ' શા હારુ લોક પીતાં હશે ? વૈરાગ્ય આવે છે તેથી ને ? પોતાની જાત ઉપરનો વિશ્વાસ ખલાસ થઈ ગયો, ત્યારે પછી

પોઈઝન ખોળે ને ? કોઈ જાનવરને પોતાની જાત ઉપર વિશ્વાસ ખલાસ નથી થતો. આ મનુષ્ય સિવાય બધી જાતિ છે, તેમને પોતાની જાત પરનો વિશ્વાસ ખલાસ નથી થતો. આ એકલાં મનુષ્યો જ બિલકુલ પામર જીવો છે, બુદ્ધિ વાપરે છે એટલે પામર થયેલાં છે. આને ભગવાને નિરાશ્રિત કહેલાં છે, બીજાં બધાં આશ્રિત છે. આશ્રિતને ભો ના હોય. કાગડા, બધાં પંખીઓ એ બધાંને છે કશુંય દુઃખ ? જે જંગલમાં ફરનાર છે, શિયાળ, એ બધાનેય કશાં દુઃખ નથી. ફક્ત આ મનુષ્યોનો સંગ કર્યો, એ કૂતરાં, ગાયો એ બધાં દુઃખી હોય છે. બાકી, આ મનુષ્ય એ મૂળ તો દુઃખી છે અને એમના સંગમાં આવે છે તે બધાંય દુઃખી થાય છે.

મનુષ્યો અણસમજણથી દુઃખી છે, સમજણ લેવા ગયો તેથી દુઃખી છે. જો સમજણ લેવા ના ગયો હોત તો આ અણસમજણ ઊભી ના થાત. દુઃખ એ બધું અણસમજણનું પરિણામ છે. પોતે મનમાં એમ માને કે, 'મેં આ જાણ્યું, આ જાણ્યું.' અલ્યા, શું શકોરું જાણ્યું તે ? જાણ્યું છતાંય વહુ જોડે તો વઢવાડ મટતી નથી. કોઈ દહાડો વહુ જોડે વઢવાડ થાય છે તેનો નિકાલ કરતાંય તને આવડતું નથી, પંદર દહાડા તો મોઢાં ચડેલાં હોય છે. કહેશે, 'શી રીતે નિકાલ કરું ?' જેને વહુ જોડે વઢવાડ થયેલી નિકાલ કરતાં ના આવડે ત્યાં સુધી એ ધર્મમાંય શું સમજવાનો છે ? પાડોશી જોડે વઢવાડ થયેલી હોય તો નિકાલ કરતાં ના આવડે, તે કામનું શું ? વઢવાડનો નિકાલ કરતાં તો આવડવું જોઈએ ને ?

આવા મોટા મોટા જજો હોય છે તે સાત વર્ષની સજા મારે છે ને પાછા એ જજ મને ભેગા થયેલા, તે ઘેર એને વહુ જોડે ભાંજગડ પડી હોય તે કેસ હજી પેન્ડિંગ પડેલા હોય. મેં કહ્યું કે, 'એ કેસનો પહેલો ઉકેલ લાવોને ! આ સરકારી કેસનો તો વાંધો નથી.' પણ આમાં શી રીતે ઉકેલ લાવે ? આની સમજણ જ નથી ને ! વહુ જોડે વઢવાડ થાય તો શી રીતે ઉકેલ લાવવો, તેની સમજણ નથી ને ! મનુષ્યમાં આનો નિકાલ કેમ કરવો એની સમજણ નથી, ત્યારે ટાઈમ એને નિકાલ કરી આપે છે. બાકી પોતાની જાતે, હમણે ને હમણે, તરત ને તરત 'એડજસ્ટ' કરી લેવું, એવી સમજણ તો આ લોકોમાં નથી.

**પ્રશ્નકર્તા :** વાળી લેતાંય નથી આવડતું.

**દાદાશ્રી :** ના, પણ સમજણ જ પડતી નથી ત્યાં વાળી શી રીતે લે ? પછી ટાઈમ એનો નિકાલ કરી આપે. છેવટે ટાઈમ તો દરેક વસ્તુને ખલાસ કરી નાખે.

સમજણ તો એવી હોવી જોઈએ ને, કે આ ડખો થઈ ગયો એનો શો ઉકેલ આવે ? આવું કેમ હોવું જોઈએ ? આ જાનવરો બધાંય સંસાર ચલાવી રહ્યાં છે. શું એમને બૈરી-છોકરાં નથી ? એમનેય બૈરી છે, છોકરાં છે, બધું જ છે. ઈંડાંનું સેવન એવું સુંદર કરે છે અને ઈંડાં મૂકતાં પહેલાં માળો તૈયાર કરે છે. આ શું સમજણ નથી એમનામાં ? અને આ સમજણના કોથળા ! અક્કલના કોથળા ! આમને ઈંડાં મૂકવાના હોય ત્યારે દવાખાનાં ખોળ ખોળ કરે. અલ્યા, માળો બાંધને ! પણ આ અક્કલના કોથળા દવાખાના ખોળે અને જાનવર બિચારાં ઈંડાં મૂકતાં પહેલાં જાણી જાય કે આપણે ઈંડાં મૂકવાનાં છે, માટે આપણે માળો રચો. ઈંડાંમાંથી બચ્ચાં થાય છે, પછી માળો તોડી નાખે તો એમને વાંધો નથી, પણ એ ઈંડાંની તરત સમજણ પડી જાય છે. ત્યારે આ દુષમકાળના અક્કલના કોથળા થઈ પડ્યા છે ! અક્કલનો કોથળો તે કોને કહેવાય ? કે મહીં ભર્યો છે કમઅક્કલથી અને ઉપર લખ્યું છે અક્કલ, માલ કાઢીએ ત્યારે બધું કમઅક્કલ નીકળે. નહીં તો દુનિયામાં મનુષ્યને દુઃખ તો હોતું હશે ? જો તું મનુષ્ય થયો ને મનુષ્યમાં પણ દુઃખ મળે છે, તો તું મનુષ્ય જ કેમ કહેવાય ? જો જાનવરોને દુઃખ નથી, તો મનુષ્યને કેમ કરીને દુઃખ થાય ? તું તારી બાઉન્ડ્રી સમજતો નથી, તારી લાયકાત શું છે એ સમજતો નથી ને લોકોના કહ્યા પ્રમાણે જોઈ જોઈને ચાલ ચાલ કરે છે અને સામસામી નકલો કરે છે. નકલ તો વાંદરાં કરે. મનુષ્ય નકલ ના કરે, અસલ કરે. પોતાની સમજણથી અસલ કરે કે મારું ગજું કેટલું ? મારો પગાર ચારસો રૂપિયા મળે છે, ત્યારે પાડોશીનું ગજું કેટલું છે ? તો કહે, 'મહિને દશ હજાર કમાય છે.' એટલે આપણે એની વાતને અહીં પેસવા જ ના દઈએ. આપણે ના સમજીએ કે અહીં જો આપણી દૃષ્ટિ બદલાશે તો રોગ પેસી જશે ? એટલે ઘરમાં સ્ત્રીને, છોકરાંને કહી દઈએ કે, 'ભાઈ, આપણું આ આવક પ્રમાણે છે. માટે આ લોકોની

દૃષ્ટિ તરફ આપણું લેવલ બાંધવું નહીં.' એટલે બધું સમજવું પડે ને ?

આ તો પોતાના અહિતમાં ચાલે કે પાડોશી સોફો લાવ્યો એટલે ઘરમાં બઈ શું કહેશે કે 'આપણે પણ સોફો લાવો.' અલ્યા, વહુ તો કહેશે સોફો લાવો, પણ વહુને પૂછીએ નહીં કે, 'તારે મારી નનામી કાઢવી છે કે શું ?' પણ વહુને સમજાવતાં નથી આવડતું બિચારાને, કે વહુને કેમ કરીને સમજાવવી ને પછી વહુને ફટવે છે. કારણ કે ધણી થતાં જ આવડ્યું નહીં. એટલે વહુને પછી ફટવે છે અને એમના પોતાનાં મનને પણ આ લોકોએ ફટવ્યું છે. પોતે જ મનને ફટવે ને પછી કહેશે કે, 'મારું મન મને ગાંઠતું નથી.' આ તો તેં ફટવ્યું છે, પોતાની જાતે ફટવ્યું છે. આ તો એવું કેવું કે તારું મન તારા કાબૂમાં જ નહીં ? એ શું કંઈ કારણ હશે ને ? એને ફટવ્યું કોણે ? છોકરાંને તો માનોને કે પાડોશીઓ ફટવે ! પાડોશીઓ છોકરાંને બોલાવીને કહેશે કે, 'તારા બાપા મૂળથી આવા છે.' બાપાનું અવળું બોલે એટલે છોકરાંને પાડોશીઓ સારાં લાગે. એ જાણે કે આ કાકા બહુ સારા છે, પણ કાકો છોકરાંને ફટવતો હોય. એટલે છોકરાંને કો'ક બીજો માણસ ફટવે, પણ આપણાં મનને કોણ ફટવે છે ? આ તો એવું ભાન જ નથી કે આવું કરીશ તો મન ફટવી જશે કે સીધું ચાલશે ! આ તો શું કહેશે મફતિયું મળે છે ને, હેવમોરનો આઈસ્ક્રીમ મફત મળે છે ને ? હેંડો ! અલ્યા, મફત મળે છે, પણ આમાં તારું મન ફટવાઈ જાય છે. એ મફતનું જતું રહેશે, પછી તારી શી દશા થશે ? કેટલાક લોકો તો મફત મળે છે ને, તે બ્રાંડીને ચસકે ચડે છે. મફતિયામાં પહેલાં ચડે ને પછી કટેવે ચડી જાય. એટલે પહેલાં તો આપણાં લોકોએ જાણવું કે મફતિયું આ જગતમાં કશું લેવા જેવું જ નથી. બહુ મોંઘામાં મોંઘી વસ્તુ આ દુનિયામાં કોઈ હોય તો તે મફત છે. માટે મફત કંઈ અડશો નહીં. મોંઘામાં મોંઘી, બહુ જ જોખમકારક આવી મોંઘી વસ્તુને આપણે ત્યાં પેસવા ના દેવાય. મફત એ તો બહુ મોટી જોખમદારી અને આ લોકો મફતને તો સોદા માની બેઠું છે અને પછી પોતાની જાતને અક્કલવાળા કહે છે. બધાને કહેતો ફરશે કે, 'આપણે કંઈ પૈસા-બૈસા ખર્ચ્યા નથી, એ તો મારા ભાઈબંધો જ ખર્ચે છે !' અલ્યા, તું મરી રહ્યો છે. પણ એનું ભાન જ નથી ને ! આજ કોઈ પણ પ્રકારનું મનુષ્યોને ભાન રહ્યું નથી. મોક્ષનું ભાન ના રહ્યું તેનો તો વાંધો

નથી. મોક્ષનું ભાન તો નથી હોતું, પહેલેથી જ નથી હોતું; પણ સંસારનાં હિતાહિતનું ભાન જોઈએ કે ના જોઈએ ? સંસારમાં મારું શી રીતે હિત થાય ને શી રીતે અહિત થાય, એટલું ભાન તો જોઈએ કે ના જોઈએ ?

પહેલાં બઈને રોજ, 'ચાલ સિનેમા જોવા, ચાલ સિનેમા જોવા.' તે સિનેમામાં જાય. પછી બઈ થોડો ટેસ્ટ કરે ને કહેશે કે, 'આ બાબાને મારાથી નથી ઊંચકાતો.' ત્યારે પેલો કહેશે, 'લાવ હું ઊંચકી લઉં.' પછી એક-બે ભાઈબંધ મશ્કરી કરનાર મળે, તે કહેશે કે, 'અલ્યા, તારી જોડે આ વહુ છે તે એમ ને એમ ફરે છે ને બાબાને તું ઊંચકીને ફરે છે ?' ત્યારે પાછું મનમાં શરમ આવે. પછી વહુને કહેશે, 'એય તું ઊંચકી લે, હવે.' અલ્યા, તારે એને સિનેમા દેખાડવાની શું કામ જરૂર હતી ? ને બઈ બહુ કહેતી હોય તો, એ તો કહે. પણ આપણે જાણીએ કે આપણે ફસાઈ ગયા છીએ, તો હવે આનો ઉકેલ લાવો. એ બહુ કહેને, તો આપણે ઉકેલ લાવવો. પણ એને એવું ના કહેવાય, 'ચાલ સિનેમા જોવા.' 'ચાલ, ચાલ' ના કરાય. આ તો પૈણતી વખતેય સોદાબાજી કરે છે ને !

એના કરતાં એ દુકાન કાઢીએ જ નહીં તે શું ખોટું ? દુકાન વગર પડી રહેવું તે સારું. આવી દુકાન કાઢવી ને પછી ફસામણ થઈ જાય ! આને મનુષ્યપણું કેમ કહેવાય ? મનુષ્યપણું તો એને કહેવાય કે બાર મહિનામાં દિવાળી જેમ એક જ ફેરો આવે છે, પણ લાભપાંચમ સુધી એના પડઘા રહે છે, એવું આખા વર્ષમાં પાંચ દહાડા બહુ ત્યારે આફત આવે અને બીજા સામાન્ય રીતે સારા દિવસો જાય. પણ આ તો રોજ આફત, આફત વગર તો દિવસો જ કોઈ નહીં !

## શી ભૂલ રહી જાય છે ?

કાળજી રાખવાના ગુણાકારથી તો આખું જગત રઝળપાટ કરે છે. કાળજી રાખવાની તો જરૂર જ નથી ને ! કાળજી નહીં રાખવાની. નિષ્કાળજી રાખવાની. કાળજીના ગુણાકાર કરવાની જરૂર નથી અને નિષ્કાળજીના ભાગાકાર કરવાની પણ જરૂર નથી. આ તો આખો દહાડો કાળજીમાં ને કાળજીમાં, કાળજીમાં ને કાળજીમાં ! છતાં કશું ધોળતા નથી

ને નથી કશું કોઈ બરકત આજે આવતી ! આટઆટલું ખાતાં-પીતાં, આટલી કમાણી હોવા છતાં કોઈ સુખી નહીં ? આ કઈ જાતનું ? વ્યવહારમાં એવું નિષ્ક્લેશ તો હોવું જોઈએ ને ? વ્યવહાર કંઈ ક્લેશવાળો ઓછો હશે ? વ્યવહાર તો નિષ્ક્લેશ જ છે, ફક્ત એને જીવન જીવતાં નથી આવડતું. એટલે એને ક્લેશ ઊભો થઈ જાય છે.

ક્લેશવાળું જીવન એ મનુષ્યજીવન કહેવાય જ નહીં એને ! કારણ કે કોઈ જાનવરોય ક્લેશ નથી કરતાં. આ જાનવરો મહીં દુઃખ પડે ને વેદના થાય ત્યારે આંખમાંથી પાણી પડી જાય, રડે ખરાં. પણ મનુષ્ય સિવાય કોઈ ક્લેશ કરે જ નહીં. મનુષ્યમાં તો ક્લેશ હોતો હશે ? છતાંય કોઈ એવી ભૂલ રહી જાય છે કે જેથી ક્લેશ ઉત્પન્ન થાય છે, કંઈક ભૂલ રહી જાય છે ને ! ભગવાને કહ્યું હતું કે ક્લેશ કાઢી નાખવા માટે જ્ઞાનની કંઈ જરૂર નથી, બુદ્ધિની જરૂર છે. બુદ્ધિ તો સારી રીતે પ્રકાશમાન થઈ શકે એવી છે, તેનાથી ક્લેશ બધો નિર્મૂલન થઈ શકે એમ છે. પણ જુઓને, ક્લેશનાં તો આખાં કારખાનાં કાઢ્યાં છે ! હવે એક્સ્પોર્ટેય ક્યાં કરે ? ફોરેનવાળાને પૂછાવે તો કહેશે, 'અમારે ત્યાં બધું બહુ છે, પણ તોય ઊંઘવા માટે ગોળીઓ ખાવી પડે છે, વીસ-વીસ ગોળીઓ ખઈએ છીએ ત્યારે તો ઊંઘ આવે છે.' આખા વર્લ્ડનું સોનું, વર્લ્ડની લક્ષ્મી એમની પાસે છે, છતાં ગોળી ખાવી પડે છે ! છતાં એને ઊંઘ ના કહેવાય. ઊંઘ તો કોને કહેવાય કે જે સહજ સ્વભાવી હોય. આ તો જડ બનાવી દીધાં છે. જેમ દવા ચોપડીને બહેરું કરી નાખે છે ને ? એવું બહેરું કરી નાખે છે. અલ્યા, બહેરું કરવા કરતાં એમને એમ ઊઘાડી આંખે પડી રહે ને ! બહુ ત્યારે જાગરણ થશે ને ? તો બહેરા થવા કરતાં આ શું ખોટું છે ? બહેરું તો થવાતું હશે ?

## અરે, એને પૂછો તો ખરા

જે હાથમાં આવ્યું તે પેટમાં નાખી દેવાનું. એવું તે હોતું હશે ? એક જણ તો શેર આઈસ્ક્રીમ ખાઈ ગયો હતો. અલ્યા, મહીં પૂછ તો ખરો ! મહીં પૂછવું ના જોઈએ કે, 'ભાઈ, તમે કેમ પચાવશો ? પચાવતા હોય તો મહીં નાખું.' આ તો પૂછતા-ગાછતા નથી ને ! હવે એ આજે મરી ના ગયો એટલે લોક શું જાણે છે કે 'કશોય વાંધો નહીં, જુઓને, પચી ગયું

ને !' અલ્યા, મહીં રોગ પેસી ગયો ! એ રોગ અંદર જામ્યા વગર રહે નહીં. આજે મરી ના ગયો, પણ સો ટકા રોગ થઈ ગયો હોત તો તે મરી જાત. થોડાક ટકા ઓછા રહ્યા ને મહીં રહી ગયું. પછી આ પેલી કેન્સરની ગાંઠો નીકળે છે ને ? આ કેન્સરનાં બધાં દર્દ છે ને ? તે એનાં છે. પૂછયા કર્યા વગર મહીં રોજ નાખ, નાખ, નાખ, નાખ કરે ! જાણે કે આ તો કારખાનું ના હોય !

હું અગાસથી બોરસદ જતો હતો, તે એક ઘોડાગાડીમાં હું બેઠો. ત્રણ જણ બેઠેલા હતા ને હું ચોથો બેઠો. મેં ઘોડાગાડીવાળાને કહ્યું, 'હવે ચાર પેંસેજર થયાં, ગાંડી હાંક તું !' તેણે કહ્યું, 'હા કાકા, હાંકું છું.' વચ્ચે રસ્તામાં બે પેસેન્જરો હાથ આમ આમ કર્યા કરે, તે એણે તો ગાડી ઊભી રાખી. બીજા બે જણને બેસાડ્યા, તોય હું કશું ના બોલ્યો. થોડેક છેટે ગયા ત્યારે બીજા બે જણ આમ આમ હાથ કર્યા કરે. ત્યારે આણે ગાડી ઊભી રાખી ને પેસેન્જરને 'બેસવું હોય તો બેસો' એમ કહ્યું. અલ્યા, ઘોડાને પૂછ તો ખરો કે તું ખેંચીશ ? એને પૂછતો-ગાછતો નથી અને પેસેન્જર બેસાડ બેસાડ કરે છે ! તું તો કઈ જાતનો માણસ છે ? ત્યારે એ કહે કે, 'કાકા, ઘોડાને સારી રીતે ખવડાવીશ !' પણ ઘોડાને બિચારાને પૂછે નહીં ને ઘોડાનો ખેંચી ખેંચીને દમ નીકળી જાય, એવું આ લોકોય મહીં પૂછયા કર્યા વગર ખાવાનું નાખે છે. આ તો કશું પૂછતાં નથી ને ઠોકાઠોક નાખ્યા કરે. ઘોડાને ના પૂછવું જોઈએ કે, 'બે જણ વધારે છે, મહીં બેસાડું કે નહીં ?' આ તો વધારે લોકોને બેસાડે અને ઘોડાને અમથો વગર કામનો હાંક હાંક કરે ને પાછો ઉપરથી ચાબૂક મારે ! ત્યારે ઘોડોય પાછલા પગ પેલા પાટિયામાં મારે, ધડાક દઈને ! શાથી ઘોડો મારે ? કારણ કે મહીં કંટાળે કે 'આ કેવો નાલાયક શેઠ છે ? કઈ જાતનો છે ?' એ ઘોડો શું કહે છે કે, 'તારે ત્યાં ફસાઈ ગયો, તારા જેવો ધણી મળ્યો તે હું ફસાયો છું !' એને સારો ઘોડાગાડીવાળો મળવો જોઈએ ને ! બિચારા ઘોડાનેય મહાદુઃખને ! તેથી જ આ સંસાર પરવશને !

## દુઃખ ખસેડવા આવો તે શોખ ?

એક માણસને મેં પૂછ્યું કે, 'આ શેઠિયાઓ ડ્રાઈવરને પાછળ કેમ

બેસાડે છે ? ડ્રાઈવરને પગાર આપે છે. અને શેઠની જગ્યાએ ડ્રાઈવરને બેસાડે છે ?' ત્યારે કહે છે કે, 'શેઠિયાઓને શોખ હોય છે !' મેં કહ્યું કે, 'ડ્રાઈવર થવાનો શોખ હોય ? કંઈ શેઠિયાને શોખ હોતો હશે ? આનો તો શોખ હોતો હશે ?' આ મજૂર જેવો આગળ કોઈ વટાઈ ગયો તેની જોખમદારી ગાડી ચલાવનારાની, એવો શોખ તો હોતો હશે ? તે પછી મેં શોધખોળ કરેલી કે શેઠને શું થાય છે ? આખો દહાડો આ મશીનરી બંધ થતી નથી ને મોટર ચલાવવા બેઠો કે ચલાવતી વખતે આગળ આગળ જોવાનું ને ? એટલે એકાગ્રતા રાખવી પડે, એટલે બીજું બધું બંધ થઈ જાય. ગાડી ચલાવવા બેઠો કે એટલો વખત મશીનરી બંધ રહે, નહીં તો આ મશીનરી ઘડીવાર બંધ પડતી નથી. મહીં ઠંડક નથી રહેતી, એટલા માટે આ લોકો ડ્રાઈવિંગ કરે છે ! શું થાય તે હવે ! પાછું લપટું પડી ગયેલું, તે ફરી પાછું મશીન ચાલુ થઈ જાય.

લપટું એટલે આપણે શીશાને મહીં તેલ પૂરીને ઉપર બૂચ મારીએ તો શીશો જરા આડો થાય કે તે પહેલાં બૂચ બહાર નીકળી જાય, એની મેળે બહાર નીકળી જાય; એવું આમનું લપટું પડી ગયેલું હોય. આ બૈરી-ભાયડાના સંબંધમાંય કેટલાકને લપટું પડી જાય છે ને ? પછી એ બૈરીનો દબાઈ ગયો, એટલે પછી અમારે શું કહેવું પડે કે, 'બૂચને ફરી જરા વેલ્ડિંગ કરાવીને જાડો કર ને ?' એટલે પછી એની મેળે નીકળી ના જાય !

## ...આમ શક્તિઓ વેડફાઈ ગઈ

**પ્રશ્નકર્તા :** પણ આપણા લોકોને તો બૈરી જોડે જ્યાં સુધી અબોલા ના થાય ત્યાં સુધી જિંદગીની મઝા ના આવે.

**દાદાશ્રી :** હા ! એ અબોલા થાય પછી એને મઝા આવે ! કારણ કે આ કૂતરું છે, તે હાડકું ચૂસે છે. હવે જોવા જાય તો હાડકાને આપણે ધોઈએ તો જરાય લોહી નીકળે નહીં, પણ પેલો કૂતરો એને જેમ જેમ વધારે દબાવે તેમ તેમ લોહી એમાંથી નીકળ્યા કરે. હવે લોહી પોતાનાં જડબાંમાંથી નીકળે છે, પણ એ જાણે છે કે હાડકામાંથી નીકળ્યું. એવી રીતે સંસાર ચાલ્યા કરે છે !

આંધળો વણે અને વાછડો ચાવે, એનું નામ સંસાર. આંધળો આમ દોરડું વણ્યા કરતો હોય, આગળ આગળ વણ્યા કરતો હોય અને પાછળ દોરડું પડ્યું હોય તે પેલો વાછડો ચાવ્યા કરે, તેમ અજ્ઞાનીની ક્રિયા બધી નકામી જાય છે અને પાછો મરીને આવતો ભવ બગાડે તે મનુષ્યપણું પણ ના મળે ! આંધળો જાણે કે ઓહોહો ! પચાસ ફૂટ દોરડું થયું છે ને લેવા જાય ત્યારે કહેશે, 'આ શું થઈ ગયું ?' અલ્યા, પેલો વાછડો બધું ચાવી ગયો !

એવું નાનપણથી લોકો પૈસા કમા કમા કરે છે, પણ બેંકમાં જોવા જાય તો કહેશે, 'બે હજાર જ પડ્યા છે.' અને આખો દહાડો હાયવોય હાયવોય, આખો દહાડો કકળાટ, ક્લેશ ને કંકાસ ! હવે અનંત શક્તિ છે ને તમે મહીં વિચાર કરો ને તેવું બહાર થઈ જાય એટલી બધી શક્તિ છે; પણ આ તો વિચાર તો શું, પણ મહેનત કરીને કરવા જાય તોય બહાર થતું નથી. ત્યારે બોલો, મનુષ્યોએ કેટલી બધી નાદારી ખેંચી છે !

## અહો ! ક્લેશ કરવો એ જ સુખમાન્યતા ?

આ બંગલામાંય સુખ ના આવ્યાં ! આવડા આવડા મોટા બંગલા ! જુઓ, બંગલામાં અજવાળું કેટલું ! લાલ-લીલા અજવાળાં છે, સ્ટેનલેસ સ્ટીલની થાળીઓ કેટલી, પણ સુખ ના આવ્યું. આખો દહાડો ધમાચકડી, ધમાચકડી...! આ કાગડાઓ, ચકલીઓ બધાં માળામાં જઈને સંપથી બેસી રહ્યાં હોય અને આ મનુષ્યો જ કોઈ દહાડો સંપથી બેસે નહીં ! હમણાં પણ ટેબલ ઉપર લડતાં હશે, કારણ કે આ જાત પાંસરી પહેલેથી જ નથી. સતયુગમાંય પાંસરી નહોતી, તો કળિયુગમાં, અત્યારે દુષમકાળમાં ક્યાંથી પાંસરી હોય ? આ જાત જ અહંકારીને ! આ ગાયો-ભેંસો બધા 'રેગ્યુલર', એમને કશો ડખો ના હોય. કારણ કે એ બધાં આશ્રિત છે. મનુષ્યો એકલાં જ નિરાશ્રિત છે, તેથી આ મનુષ્યો બધાં ચિંતા કરે છે. બાકી વર્લ્ડમાં બીજાં આ જાનવરો કે કોઈ દેવલોકો ચિંતા નથી કરતાં, આ એકલાં મનુષ્યો જ ચિંતા કરવાનાં. આવા સરસ બંગલામાં રહે તોય ચિંતા પાર વગરની. અત્યારે ખાતી વખતેય દુકાન સાંભર્યા કરે કે, 'દુકાનની બારી ઉઘાડી રહી ગઈ, પેલાની ઉઘરાણી રહી ગઈ !' તે અહીં ખાતો ખાતો ચિંતા કર્યા કરે કે જાણે હમણાં જઈને પહોંચી ના જવાનો હોય ? અરે, મેલને પૂળો ! ખાઈ

તો લે છાનોમાનો ! પણ પાંસરી રીતે ખાવાનુંય ના ખાય. બારી ઉઘાડી રહી ગઈ તેથી મહી ચિડાયેલો હોય, તેથી પછી વહુ જોડે બહાનું કાઢીને વઢવાડ માંડે. અલ્યા, તું ચિડાયેલો છે ને કો'કની ઉપર અને વહુ ઉપર રીસ શું કરવા કાઢે છે ? તેથી આપણા કવિઓ ગાતા કે 'નબળા ધણી બાઈડી પર શૂરા.' બીજે ક્યાં શૂરો થાય ? બહાર શૂરો થવા જાય તો કો'ક મારે ! એટલે ઘેર શૂરો ! આપણને આ બધું શોભે ? આપણે હિન્દુસ્તાનમાં મનુષ્યો, એક એક મનુષ્યોમાં જબરજસ્ત શક્તિ ! પણ કેવું ઊંધું વપરાઈ રહ્યું છે ! આમાં એમનોય દોષ નથી. એમને જ્ઞાન છે, તે ઊંધું મળ્યું છે તેથી ઊંધું ચાલે છે. જો છતું જ્ઞાન આપવામાં આવે તો છતાં ચાલે એવાં છે. આ તમને છતું જ્ઞાન મળ્યા પછી તમારી કેટલી બધી શક્તિ વધી ગઈ ! દર્શન-સૂઝ બહુ વધી જાય !

## ...એને માનવધર્મ કહેવાય

**પ્રશ્નકર્તા :** આમાં માનવધર્મ શું છે ?

**દાદાશ્રી :** કોઈ મનુષ્યને આપણા નિમિત્તે દુઃખ ના થાય, બીજાં જાનવરની વાત જવા દો પણ મનુષ્યો એકલાનું સાચવે કે એને મારા નિમિત્તે દુઃખ ન જ થવું જોઈએ, એટલો જ માનવધર્મ છે.

બાકી, ખરી રીતે તો માનવધર્મ કોને કહેવાય છે ? તમે શેઠ હો અને નોકરને તમે ખૂબ ટૈડકાવતા હો, તે ઘડીએ તમને વિચાર આવવો જોઈએ કે હું નોકર હોઉં તો શું થાય ? આટલો વિચાર આવે તો તમે એને ટૈડકાવવાનું પદ્ધતિસરનું કહેશો, વધારે નહીં કહો ! તમે કોઈનું નુકસાન કરતા હો, તો તે ઘડીએ તમને એમ વિચાર આવે કે હું સામાને નુકસાન કરું છું તો કોઈ મારું નુકસાન કરે તો શું થાય ?

પછી કો'કના પંદર હજાર રૂપિયા, સો-સો રૂપિયાવાળી નોટોનું એક બંડલ, આપણને રસ્તામાંથી જડ્યું તો આપણા મનમાં એમ થાય કે મારા આટલા રૂપિયા પડી જાય તો મને કેટલું દુઃખ થાય, તો આને કેટલું દુઃખ થયું હશે ? એટલે આપણે જઈને પેપરમાં જાહેરખબર આપવી જોઈએ કે, 'ભાઈ, જાહેરખબરના પૈસા આપી, માલસામાનનો પુરાવો આપીને તમારી

વસ્તુ લઈ જાવ.' બસ, આટલી જ રીતે માનવતા સમજવાની છે. કારણ કે જેવું આપણને દુઃખ થાય એવું સામાને દુઃખ થતું હશે, એવું આપણે સમજી શકીએ ને ! આવી રીતે તમને હરેક બાબતમાં આવા વિચાર આવવા જોઈએ. પણ અત્યારે આ માનવતા તો વિસારે પડી ગઈ છે ને, ઊડી ગઈ છે ને ! તેનાં દુઃખ છે ને આ બધાં ! લોક તો એકલા પોતાના સ્વાર્થમાં જ પડ્યા છે, એ માનવતા ના કહેવાય.

પછી માનવતાથી ઉપર 'સુપર હ્યુમન' કોને કહેવાય ? તમે દસ વખત આ ભાઈનું નુકસાન કરો તોય એ ભાઈ તમારું કામ હોય તે ઘડીએ તમને 'હેલ્પ' કરે ! તમે ફરી એમને નુકસાન કરો તોય તમારે કામ હોય તે ઘડીએ એ તમને હેલ્પ કરે, એમનો સ્વભાવ જ હેલ્પ કરવાનો છે. એટલે આપણે જાણવું કે આ ભાઈ, એ 'સુપર હ્યુમન' છે. એવા તો કો'ક જ માણસ હોય. અત્યારે તો એવા માણસ મળે નહીં ને ! કારણ કે લાખ માણસમાં એકાદ હોય એવું પ્રમાણ થઈ ગયું છે !

**પ્રશ્નકર્તા :** આપણે જાણીએ છીએ કે કોઈને દિલ ના દુખાવું જોઈએ એવી રીતે જીવવું, એ બધા માનવતાના ધર્મ જાણીએ છીએ.

**દાદાશ્રી :** એ તો માનવતાના ધર્મો છે, પણ સ્વાભાવિક ધર્મ જાણીએ ને તો પછી કાયમનું સુખ વર્તે. આ માનવધર્મમાં તો કેવું છે ? આપણે સામાને સુખ આપીએ એટલે આપણને સુખ મળ્યા કરે. વ્યવહાર જો આપણે સુખ આપવાનો રાખીએ તો વ્યવહારમાં આપણને સુખ પ્રાપ્ત થાય ને વ્યવહારમાં દુઃખ આપવાનો વ્યવહાર રાખીએ તો દુઃખ પ્રાપ્ત થાય. માટે આપણને જો સુખ જોઈતું હોય તો વ્યવહારમાં બધાંને સુખ આપો અને દુઃખ જોઈતું હોય તો દુઃખ આપો.

**પ્રશ્નકર્તા :** બધાંયને સુખ આપવાની શક્તિ મળે, એવી પ્રાર્થના કરવાની ને ?

**દાદાશ્રી :** હા, એવી પ્રાર્થના કરાય ને !

❖❖❖❖❖

# [૧૦]
# ફ્રેક્ચર, ત્યાંથી જ આદિ સંધાવાની

## હિસાબ ચૂકવતાં, સ્વપરિણતિ ન ચૂકે

જ્ઞાની પુરુષ એકલાને જ કોઈ ઉપરી ના જોઈએ. એનું શું કારણ ? એમને સ્વચ્છંદ જ ના હોય. નિરંતર સ્વપરિણતિમાં રહેતા હોય, એટલે એમને ઉપરી કોઈ જોઈએ નહીં. માણસને ઉપરી ક્યાં સુધી જોઈએ ? કે જ્યાં સુધી માણસની ભૂલ થાય છે ત્યાં સુધી ઉપરી જોઈએ. ભૂલ ના થાય ત્યાર પછી ઉપરી નહીં રહે. આ 'અંબાલાલ'ની ભૂલ થયેલી હશે, પણ જ્ઞાની તરીકે અમારી ભૂલ ના થાય.

આ જે પગ ભાંગી ગયો છે, તે અંબાલાલની ભૂલનું પરિણામ છે, અમારા આ જ્ઞાનના પરિણામે નથી. ત્યારે લોકો એમ કહે છે કે, 'તમને કેમ થાય ?' મેં કહ્યું કે, 'બધું જ થાય. પણ આ અંબાલાલનું પરિણામ છે, ભગવાનનું પરિણામ ન હોય આ અને ભગવાનને આવું થાય પણ નહીં.'

કૃષ્ણ ભગવાનનેય આમ સૂતા હતા, તે પગે બાણ વાગ્યું હતું. કૃષ્ણ ભગવાન વાસુદેવ ભગવાન છે એ પરિણામ જુદું છે અને આ વાગ્યું એ પરિણામ જુદું છે, બંને પરિણામ જુદાં છે. લોકો એના પરથી પરિણામ માનવાની ભૂલ ખાય છે. કૃષ્ણ ભગવાન એ ભગવાન જ છે, ભલેને તીર વાગ્યું કે ગમે તે થયું હશે, પણ એ ભગવાન જ છે. કારણ કે એ સ્વપરિણતિમાં હતા અને નૈષ્ઠિક બ્રહ્મચારી હતા !

એટલે આ જગત, આ કુદરત એક મિનિટેય ન્યાયની બહાર ગઈ નથી. એટલે અમે તો કંઈ બને કે તરત જ જાણીએ કે આ બન્યું એ ન્યાય સ્વરૂપ છે, માટે કોઈને આરોપણ કરવા જેવું છે નહીં. ધક્કો મારનારને જોયો

હોય તોય આરોપણ કરવા જેવું છે નહીં. મારનાર તો બિચારો નિમિત્ત છે, આમાં કુદરત ન્યાય જ કરે છે.

અમારે પગ ભાંગ્યો ત્યારે મેં જોયું કે આ નથી ચકરી આવી, નથી કશું મને થયું ને આ પાડ્યો કોણે ? તે આમ જોયું ત્યારે તો દેખાયું કે ઓહોહો ! સમજી ગયો, આ તો હિસાબ ચૂકતે કર્યો. કોઈ હિસાબ છોડે નહીં ને !

**પ્રશ્નકર્તા :** કોઈનાથી ધક્કો વાગી ગયો, એને પૂર્વનો હિસાબ હશે બોલવું એ એક જાતનો દિલાસો નથી ?

**દાદાશ્રી :** ના, એ હકીકતમાં છે. છતાં લોકો આનો લાભ દિલાસા તરીકે લે છે.

**પ્રશ્નકર્તા :** તો આ વસ્તુ હકીકત છે ?

**દાદાશ્રી :** હા, હકીકતમાં છે ! તમને હું સાદી ભાષામાં સમજણ પાડું. તમે જેમ કોઈને ધોલ મારોને, એવું આ મેંય ધોલો મારેલી છે. ફક્ત તમે ઠોક્યે જ રાખો છો; જ્યારે મેં મારી રીતે પોલી મારી છે. પૂર્વભવમાં જે ધોલો મારી છે તે પોલી મારી છે, એટલે અમને એ ધોલનું ફળ આવે ખરું, પણ એ પોલું હોય એટલે સરળ રીતે મટી જાય. એને મટવા માટે ઊંચાં નિમિત્ત મળી આવે, આને ગૂંચવે એવાં નિમિત્ત ના મળે. એટલે જવાબ ઉપરથી રકમ ખોળી કાઢે, તેની તો વાત જ જુદીને !

## દેહોપાધિ, છતાં અંતઃકરણની સમતા

અમારું મન અનંત અવતારથી કેળવાયેલું છે. બહાર ગમે તે થાવ, પણ અમારું મન કેળવાયેલું હોય. હવે, અત્યારે આ પગ ભાંગ્યો અને એના ઉપચારમાં જો કંઈ મનને દુઃખ થઈ જાય તો એ મનનાં ડેવલપમેન્ટને તોડે. એટલે પછી અમે બીજા ઉપચારો ના પાડેલા અને એ પણ કહેલું કે આ શીશી અમને સુંઘાડશો નહીં. કારણ કે અમારું જે મન છે, એણે તો કોઈ દહાડોય ડીપ્રેશન દીઠું નથી એક સેકન્ડેય, છેલ્લાં આ વીસ વર્ષમાં અને એલીવેટ પણ કશું નહીં અને આ પડી ગયો તોય પણ આનંદ કોઈ દહાડોય એક ક્ષણવાર ગયો નથી.

**પ્રશ્નકર્તા :** આ તો શરીર છે અને પેલું તો મન છે.

**દાદાશ્રી :** ના. આ શરીર છે છતાં આ પગ ભાંગ્યો ને મહીં વેદના થવી જોઈએ, એ વેદનાથી જે તકલીફ થાય, બેસવાની પ્રક્રિયા, એમાં જો કંઈક દુઃખ આવવું જોઈએ, પણ એ દુઃખ પડ્યું નથી. અત્યારે સંડાસ જવું પડે, એ બધું ક્રિયા થાય, તોય શરીરને કશી અસર નથી થતી. બેઠા હોય પછી ઊઠું છું તોય અસર થતી નથી, એક મિનિટેય અસર થતી નથી. તમને આ શરીર જુદું છે, પણ જુદાપણાનો હજી એવો 'એક્ઝેક્ટ' અનુભવ નથી થયો ને ! જુદા છે, પ્રત્યક્ષ જુદા દેખાય છે, એ બધી વાતેય ખરી છે, પણ જ્યાં સુધી શરીર વળગેલું છે ત્યાં સુધી વેદના ઉત્પન્ન કર્યા વગર રહે નહીં. મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર એટલું બધું ડેવલપ સુંદર થયેલું કે એ વીસ વર્ષથી આઘુંપાછું થયું નથી, ડીપ્રેસ નથી થયું કે એલીવેટ થયું નથી. આપને સમજમાં આવ્યું ને ? એટલે અમારે આ મન કેટલું બધું ડેવલપ થયેલું, ચિત્ત કેવું સુંદર ડેવલપ થયેલું, અહંકાર કેટલો બધો આમ ડેવલપ થયેલો ! હવે આવું સુંદર ડેવલપ થયેલું હોય ત્યાં આ પગને સાંધવા માટે પેલી શીશી સુંઘાડવાનો વખત આવે, તે આવા સ્થૂળ આના માટે મારે મહીં મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર કેવાં ડેવલપ થયેલાં, તે બગડી જાયને ! અને આ પગ ટૂંકો થાય તોય મારે વાંધો નથી, મારે ચાલવાની બહુ જરૂર હોતી નથી. એવું છે ને, અમારે કંઈ આને જીવાડવાની ઇચ્છાય નથી. અમારે તો આ દેહ રહે કે ના રહે, એની પણ કંઈ પડી નથી. મરવું એવુંય નથી, જીવવું એવુંય નથી, એની મેળે દેહ જ્યારે છૂટી જાય તો છૂટી જાય અહીંથી ! લોક તો શાના હારુ આ બધું કરે છે ? કે વધુ જીવવા હારુ બધા ઘાટ પ્રપંચ કરે છે કે 'ડૉક્ટર સાહેબ મને આમ કરો, મને સારો કરો, મને બચાવો.' અમારે તો જે સહજાસહજ થઈ જાય ને, તે સારું, આ બધા ડૉક્ટરો અહીં આવીને આ બધું કરી જાય છે. ડૉક્ટરોની ઇચ્છા એવી ખરી કે આમને અહીંથી 'છૂટવા' નથી દેવા, હજી પાંચ-દસ વર્ષ વધુ રહે તો સારું, હજુ જગતને કામ લાગશે. એટલે આ ડૉક્ટરો બધા ટેકો આપવા માંગે છે. બાકી, હવે ચુમ્મોતેર વર્ષ તો થઈ ગયાં !

## પગ ભાંગ્યો કે સંધાઈ રહ્યો છે ?

મારે આ પગ ભાંગ્યો ત્યારે જગતના લોકો આને 'પગ ભાંગી ગયો'

એમ કહે છે. ત્યારે હું શું કહું છું કે, 'ના, આ તો પગ સંધાઈ રહ્યો છે.' પગ ભાંગ્યો હતો, તે તો બહુ પહેલાં ભાંગ્યો'તો ! એટલે આ કંઈ નવું નથી. લોક મને કહે છે, 'તમારે પગે ફ્રેક્ચર થઈ ગયું ?' ના, અલ્યા, ભાંગ્યો હતો એ તો તે દહાડે ભાંગ્યો હતો, હવે આ તો અત્યારે સંધાય છે. અત્યારે આ રૂપકમાં આવ્યું એ તો સંધાવાની શરૂઆત થઈ છે અને આ 'ફ્રેક્ચર' થવું એ તો સાંધો છે. શાનો સાંધો ? સંધાવાનો સાંધો છે. ફ્રેક્ચર થયું તે મિનિટથી મહીં સંધાવાનું શરૂ થઈ ગયું. રૂપકમાં ભાંગ્યું ત્યારથી જ સંધાવાની શરૂઆત થાય છે અને ખરેખર ફ્રેક્ચર કઈ મિનિટથી થવા માંડ્યું તેય અમે જાણીએ. આ વાતમાં જગત ઊંડું ઊતરી શકે નહીંને ! 'સંધાવાની શરૂઆત'ને જ આપણાં લોક કહે છે કે, 'આ ફ્રેક્ચર થયું.' ત્યારે અમે કહીએ છીએ કે અલ્યા, આ તો સંધાવા બેઠું છે, તેને શું કરવા 'ફ્રેક્ચર' થયું કહે છે ? હવે તો સંધાવાની બીગિનિંગ થઈ, હવે આ તો કન્સ્ટ્રક્ટિવ છે.

## તાવ આવ્યો ? ના, જઈ રહ્યો છે !

તાવ જ્યારથી પ્રગટ થાય છે, ત્યારથી જવાની શરૂઆત થાય છે. ત્યારે આપણાં લોક કહે છે કે તાવ આવ્યો છે, પણ કયે દહાડે તાવ આવે છે, તેની લોકોને ખબર જ પડતી નથી. આ તો તાવ આવવાની ક્રિયા તો થઈ ગયેલી છે. જ્યારથી તમે ખોટું ખાવા માંડ્યુંને, ત્યારથી જ એ ક્રિયા શરૂ થઈ ગઈ છે. હવે તાવ નીકળવાની વ્યવસ્થા થઈ છે અને એ તાવ જાય છે તે ખબર પડે છે. આ તાવ ખરેખર તો જઈ રહ્યો છે. જ્યારથી જવાની શરૂઆત થાય ત્યારથી નિર્જરા થાય છે. એટલે ડિસ્ચાર્જ થવાની શરૂઆત થાય ત્યારે આપણા લોકો એને 'તાવ આવ્યો' કહે છે. પછી કહેશે કે, 'સાહેબ, મારો તાવ બંધ કરી દો.' અલ્યા, આ તો તાવ નીકળવાની શરૂઆત થઈ ગઈ છે, પણ લોકોને આ વાત સમજાય નહીં ને ! કારણ કે લોક બધું કર્તાભાવમાં પડેલું છે.

એટલે બગડ્યું તે તો કે' દહાડાનું બગડતું હતું, પણ આ તો હવે સુધરવા માંડ્યું. સુધરવા માંડ્યું ત્યારથી ડૉક્ટર ભેગો થાય, હથિયાર ભેગાં થાય, દવાઓ ભેગી થાય, એ સુધરવાની શરૂઆત થઈ ગઈ.

## ફ્રેક્ચર પછી, ભાંગે કે સંધાય ?

તે દહાડે જે કાર્ય કરેલાં, તે ભાવના કરી હતી, તેનું ફળ છે આ તો. એ ડિસ્ચાર્જ થાય છે.

**પ્રશ્નકર્તા :** 'આ પગ પહેલાંથી ભાંગ્યો'તો, અત્યારે નવો નથી ભાંગ્યો' એ સમજાવો.

**દાદાશ્રી :** કેવી રીતે ફ્રેક્ચર થયો તે, આવી રીતે સંધાયો, બંધાયો, નિમિત્તો કોણ, એ બધું એનું એ જ છે. એટલે નવું નથી કશું. આપણા લોકો ફ્રેક્ચર થયું, તેને શું કહે છે ? પડી ગયો ને વાગ્યું. ડૉક્ટરોય શું કહે છે ?

**પ્રશ્નકર્તા :** ફ્રેક્ચર થઈ ગયું.

**દાદાશ્રી :** હા, અને ભગવાનની ભાષામાં શું હશે ? સંધાવાની શરૂઆત થઈ. હવે આને આપણા લોકો 'ફ્રેક્ચર થયું' એવું કહે. હવે ફ્રેક્ચર મટવાની શરૂઆતને આપણાં લોકો 'ફ્રેક્ચર થયું' એમ કહે છે. ફ્રેક્ચર તો થઈ ગયું હતું પહેલાં. આ તો ફ્રેક્ચર થાય તે મિનિટથી લાંબો ગાળો નહીં, પણ એ સેકન્ડથી જ સંધાવાની શરૂઆત થઈ જાય. આપને સમજાયું ? સંધાવાની શરૂઆત થઈ જતી હશેને ?

**પ્રશ્નકર્તા :** સમજણ નથી પડી.

**દાદાશ્રી :** ફ્રેક્ચર થયા પછી ફરી ફ્રેક્ચર થતું નહીં હોય ને ?

**પ્રશ્નકર્તા :** ના, ફ્રેક્ચર તો એક વખત જ થાયને !

**દાદાશ્રી :** પછી સંધાતું હશે કે ફરી ફ્રેક્ચર થતું હશે ?

**પ્રશ્નકર્તા :** ફરી ફ્રેક્ચર ના થાય, એ પછી સંધાય જ.

**દાદાશ્રી :** ત્યારથી જ, એ મિનિટથી જ સંધાવા માંડે. તમને એ સમજાયું ?

## ફેર, પરિણામમાં કે ભોગવટામાં ?

**પ્રશ્નકર્તા :** આ વાત તો બરાબર સમજાઈ, પણ આ ભાંગવાનાં જે

કારણો છે, કૉઝિઝ છે, તે કોઈપણ રીતે નિર્મૂળ થઈ શકે ખરાં ?

**દાદાશ્રી :** એ કારણો ભાંગી ના શકે, પણ એ કારણોની આપણને અસર ઓછી થાય એવું કરી શકીએ.

**પ્રશ્નકર્તા :** કારણો સારાં કે ખોટાં, જે કંઈ ભૂતકાળમાં આપણે પાડ્યાં કે વીંટયાં હોય, એ રૂપકમાં આવતાં પહેલાં નિર્મૂળ થઈ શકે ખરાં ?

**દાદાશ્રી :** ના, એ તો એવા ને એવા જ ભાવે રહે. હા, ફક્ત આપણે એટલું કરી શકીએ કે હોળીની પાસે જઈએ તો આપણને ગરમી બહુ લાગે, નહીં તોય હોળી તો એના એ જ ભાવે રહેવાની. આપણે કશું ચોપડીને ગયા હોય તો બહુ ગરમી ના લાગે, બાકી હોળી તેના તે જ ભાવે રહેવાની. એટલે હોળી એના ભાવ છોડે નહીં.

**પ્રશ્નકર્તા :** હોળી એના ભાવ છોડી દે તો હોળી જ ના કહેવાય.

**દાદાશ્રી :** એ પછી હોળી કહેવાય જ નહીં અને જગતને પછી અસર જ ના કરે. તો તો લોકો જાણે કે રસ્તો જડી ગયો, ભગવાનની જરૂર જ શું છે ? પણ એ કીમિયો ઉઘાડો થાય એવું નથી. એટલે આપણે મહીં એવું કશું કરીને ત્યાં હોળી પાસે ગયા હોય તો અસર ના થાય, એવું બને કે ના બને ? આ વરસાદ ધોધમાર પડતો હોય, પણ આપણે એક એવી છત્રી લઈ ગયા, તો મહીં આપણને એક છાંટોય પાણી અડે નહીં. એટલે વરસાદ બંધ નહીં થાય. આપણાં લોક એવિડન્સ બંધ કરવા જાય છે, એ નહીં બંધ થાય. એવું જો થાય તો તો પછી લોકો જગત જ બધું તોડી નાખેને ! એવી બે ઈંટ નીકળી શકે એટલે પછી લોકો બધું જ તોડી નાખે. પણ આમાંથી એક ઈંટ પણ ચસકે નહીં. નહીં તો આ વાણિયાઓ એ બધા કંઈ જેવા તેવા છે કે ? બધી ઈંટો કાઢીને વેચી ખાય, પણ એક એવિડન્સ આઘુંપાછું થાય નહીં. એટલે આ બધા સંજોગો આપણા આવા છે, માટે ત્યાં આગળ અમે તો આવી રીતે કશુંક પહેરીને જઈએ, આમથી આમ થઈને જઈએ, ટાઈમ પસાર કરીએ, જેથી બફારો બહુ ના રહે.

## ભાંગે-સંધાય, એમાં 'પોતે' કોણ ?

આપણા લોકો તો મહીં ગરમી લાગે છે ત્યારે શું કહે છે ? કે 'મને

તાવ ચડ્યો.' ઘરમાં માણસોને કહેશે કે, 'થર્મોમીટર લાવો.' પછી માપે ને કહેશે, 'આ તો ૧૦૧ ડિગ્રી તાવ ચડ્યો છે.' ડૉક્ટર આવે, એ હઉ કહેશે કે, 'તાવ ચડ્યો છે' અને ભગવાનની ભાષામાં તાવ ઊતરે છે. તાવની શરૂઆત નથી થઈ, તાવ વિનાશ થઈ રહ્યો છે. હવે આ વાત લોકોને ના સમજાયને ! વિકૃત આહાર શરૂ કર્યો ને, ત્યારથી આપણે ના જાણીએ કે આ તાવનાં જ કારણો સેવી રહ્યો છે ! ત્યારથી જ તાવ ચડ્યો કહેવાય. પછી જે તાવ ચડે ત્યારે તો એ તાવ ઉતરવાનાં કારણો છે, એ તો મહીં તાવ ઉતારે છે.

**પ્રશ્નકર્તા :** હવે તાવ જ્યારે એની મેળે જઈ રહ્યો હોય, ત્યારે પેલા કાઢવા માટે મહેનત કરે. એનું પરિણામ શું આવે ?

**દાદાશ્રી :** ના, એ મહેનતેય એક નિમિત્ત છે.

**પ્રશ્નકર્તા :** જે સ્વાભાવિક થઈ રહ્યું છે, તેમાં ડખોડખલ કરે છે ને ?

**દાદાશ્રી :** નહીં, એ તો ડખોડખલ નથી કરતા, એ પણ સ્વભાવિક જ થઈ રહ્યું છે. તેની મહીં જરૂરિયાત હોય તો હેલ્પ કરે, પણ આપણા લોકો વધારે પડતું કરી નાખે છે.

હું જે બોલું છું ને, એવું હું પહેલેથી જ માનતો હતો. તાવ અત્યારે ચડ્યો હોય એ તો આવેલો જ છે, એ તાવ પહેલેથી જ આવેલો છે. એમાં નવું શું કહ્યું ? અને આ તો હવે ઊતરે છે !

આ દુઃખ એવી વસ્તુ છે કે તું જ્યાં જઈશ ત્યાં જોડે આવશે, માટે અહીંયાં જ દુઃખથી પરવારી જા. અમને અહીંયાં સોંપી દેજે ને ઉકેલ લાવી નાખ, નહીં તો દુઃખથી ભાગ્યો તો તું જ્યાં જઈશ ત્યાં પાછળ દુઃખ જોડે આવશે. હા, એટલે અહીં જ હિસાબ ચૂકવી દેવો પડે અને જે છો તે તમે જ છો. માટે ખોળી કાઢોને ! તમે જે છો તે થઈ ગયા પછી કશું રહ્યું જ નહીં ને ! છો ને, પછી પગ ભાંગી જાય તોય તે વખતે પણ તમે છો જ ! પગ ભાંગ્યો ને તો અહીં ડિસ્ચાર્જ કર્મના હિસાબ ચૂકવવાના છે.

❖❖❖❖❖

## [૧૧]
# પાપ-પુણ્યની પરિભાષા

## સાચું નાણું તો સુખ આપે

આ તો પૂરણ-ગલન છે, એમાં પૂરણ થાય ત્યારે હસવા જેવું નથી અને ગલન થાય ત્યારે રડવા જેવું નથી. જો પૂરણ થશે ને હસવાની ટેવ પડી હશે તો કોઈક મૂરખ બનાવી દેશે. જ્યારે દુઃખનું પૂરણ થાય ત્યારે કેમ રડે છે ? પૂરણમાં જો તારે હસવું હોય તો હસ. પૂરણ એટલે, સુખનું પૂરણ થાય તોય હસ અને દુઃખનું પૂરણ થાય તોય હસ. પણ આમની ભાષા જ જુદી છે ને ! ગમતી ને ના ગમતી બે રાખે છે ને ? સવારે ના ગમતી હોય, તેને સાંજે ગમતી કરે પાછો. સવારમાં કહેશે, 'તું અહીંથી જતી રહે.' અને સાંજે એને કહેશે કે, 'તારા વગર મને ગમશે નહીં.' એટલે ભાષા જ અનાડી લાગે છે ને !

જગતનો નિયમ જ એવો છે કે પૂરણ થાય એનું ગલન થયા વગર રહે નહીં. જો બધા જ પૈસા ભેગા કર કર કરતા હોય તો મુંબઈમાં કોઈ પણ માણસ બૂમ પાડી શકે કે, 'હું સહુથી શ્રીમંતમાં શ્રીમંત છું.' પણ એવું કોઈ ધરાયેલો બોલતો નથી. કારણ કે નિયમ જ નથી એવો !

કુદરત શું કહે છે ? 'એણે કેટલા રૂપિયા વાપર્યા એ અમારે ત્યાં જોવાતું નથી. એ તો વેદનીય શું ભોગવી ? શાતા કે અશાતા, એટલું જ અમારે અહીં આગળ જોવાય છે. રૂપિયા નહીં હોય તોય શાતા ભોગવશે ને રૂપિયા હશે તોય અશાતા ભોગવશે.' એટલે શાતા કે અશાતા વેદનીય ભોગવે છે, તેનો રૂપિયા પર આધાર નથી રહેતો. અત્યારે આપણને થોડીક આવક હોય, બિલકુલ શાંતિ હોય, કશી ભાંજગડ નથી, તે આપણે કહીએ

કે, 'હેંડો, ભગવાનનાં દર્શન કરી આવીએ !' અને આ પૈસા કમાણી કરવા રહેલા, તે તો આ અગિયાર લાખ રૂપિયા કમાયા તેનો વાંધો નથી, પણ પચાસ હજાર હમણાં ખોટ જવાની થાય કે અશાતા વેદનીય ઊભી થાય ! 'અલ્યા, અગિયાર લાખમાંથી પચાસ હજાર બાદ કરી નાખને !' ત્યારે એ કહેશે કે, 'ના, એ તો મહીં રકમ ઓછી થાય ને !' ત્યારે અલ્યા, રકમ તું કોને કહે છે ? ક્યાંથી આ રકમ આવી ? એ તો જવાબદારીવાળી રકમ હતી, એટલે ઓછું થાય ત્યારે બૂમ ના પાડીશ. આ તો રકમ વધે ત્યારે તું રાજી થાય છે અને ઓછી થાય ત્યારે ? અરે, મૂડી તો 'મહીં' બેઠી છે, એને શું કરવા હાર્ટ ફેઈલ કરીને મૂડી આખી ખોઈ નાખવા ફરે છે ? હાર્ટ ફેઈલ કરે તો મૂડી આખી ખલાસ થાય કે નહીં ?

**પ્રશ્નકર્તા :** થઈ જાય.

**દાદાશ્રી :** ત્યારે આ બધું શેના હારુ ? ત્યારે પેલો કહે કે, 'પણ મારે તો પેલી પૈસાની મૂડી કીંમતી છે !' અલ્યા, તમારે મહીંલી મૂડીની જરૂર નહીં ?

દસ લાખ રૂપિયા બાપે છોકરાને આપ્યા હોય અને બાપો કહેશે કે, 'હવે હું આધ્યાત્મિક જીવન જીવું !' ત્યારે હવે એ છોકરો કાયમ દારૂમાં, માંસાહારમાં, શેરબજારમાં, બધામાં એ પૈસા ખોઈ નાખે. કારણ કે જે પૈસા ખોટે રસ્તે ભેગા થયા છે, તે પોતાની પાસે રહે નહીં. આજે તો સાચું જ નાણું, સાચી મહેનતનું જ નાણું રહેતું નથી, તો ખોટું નાણું શી રીતે રહે ? એટલે પુણ્યૈનું નાણું જોઈશે. જેમાં અપ્રમાણિકતા ના હોય, દાનત ચોખ્ખી હોય, એવું નાણું હોય તો તે સુખ આપશે. નહીં તો અત્યારે દુષમકાળનું નાણું, એય પુણ્યૈનું જ કહેવાય છે, પણ પાપાનુબંધી પુણ્યનું, તે નર્યાં પાપ જ બંધાવે ! એના કરતાં એ લક્ષ્મીને કહીએ કે, 'તું આવીશ જ નહીં, એટલેથી જ છેટી રહેજે, એમાં અમારી શોભા સારી છે ને તારીય શોભા વધશે.' આ બંગલા બંધાય છે એ બધુંય પાપાનુબંધી પુણ્ય ઊઘાડું દેખાય છે. આમાં અહીં કો'ક હશે, હજારે એકાદ માણસ કે જેની પુણ્યાનુબંધી પુણ્યૈ હોય. બધી આ બાકી પાપાનુબંધી પુણ્યૈ છે. આટલી લક્ષ્મી તો હોતી હશે કોઈ દહાડોય ? નર્યું પાપ જ બાંધે છે, કશું ભોગવતા કરતા નથી ને પાપ

જ બાંધે છે. આ તો તિર્યંચની રીટર્ન ટિકિટ લઈને આવેલા છે !

એક મિનિટ પણ રહેવાય નહીં એવો આ સંસાર ! જબરદસ્ત પુણ્યૈ હોય છે તો પણ મહીં અંતરદાહ શમતો નથી; અંતરદાહ નિરંતર બળ્યા જ કરતો હોય છે ! ચોગરદમથી બધા ફર્સ્ટ કલાસ સંયોગો હોય તો પણ અંતરદાહ ચાલુ હોય, તે હવે કેમ મટે ? પુણ્યૈ પણ છેવટે ખલાસ થઈ જાય. દુનિયાનો નિયમ છે કે પુણ્યૈ ખલાસ થાય, એટલે શું થાય ? પાપનો ઉદય થાય. આ તો અંતરદાહ છે. પાપના ઉદય વખતે બહારનો દાહ ઊભો થશે તે ઘડીએ તારી શી દશા થશે ? માટે ચેતો, એમ ભગવાન કહે છે.

## પાપ-પુણ્યની યથાર્થ સમજ

**પ્રશ્નકર્તા :** પાપ અને પુણ્ય એ વળી શું છે ?

**દાદાશ્રી :** એવું છે, આ દુનિયાને કોઈ ચલાવનાર નથી, જો કોઈ ચલાવનાર હોત તો પાપ-પુણ્યની જરૂર નથી. પાપ અને પુણ્યનો અર્થ શું ? શું કરીએ તો પુણ્ય થાય ? આ જગતનાં લોકો, જીવમાત્ર, એ ભગવાન સ્વરૂપ જ છે. આ ઝાડ છે એમાંય જીવ છે. હવે આય લોકો મોઢે બોલે ખરા, પણ એની ખરેખર એવી શ્રદ્ધામાં નથી. એટલે ઝાડને કાપે, તોડે, બધુંય કરે. એમને એમ અમથા તોડ તોડ કરે, એટલે બધું નુકસાન કરે છે. જીવમાત્રને કંઈ પણ નુકસાન દેવું એનાથી પાપ બંધાય છે અને કોઈ પણ જીવને કંઈ પણ સુખ આપવું એનાથી પુણ્ય બંધાય છે. તમે બગીચામાં પાણી છાંટો છો તો જીવોને સુખ પડે કે દુઃખ ? એ સુખ આપો એનાથી પુણ્ય બંધાય છે. કોઈ પણ જીવને સહેજ પણ ત્રાસ આપો, એનાથી પાપ બંધાય છે. બસ, આટલું જ સમજવાનું છે.

આખું જગત ભગવાન સ્વરૂપ જ છે. હવે આ બધું દુશ્મન દેખાય છે અને મિત્ર દેખાય છે એ બધી ભ્રાંતિ છે. એ ભ્રાંતિજ્ઞાન દૂર થઈ જાય એટલે બધે શુદ્ધાત્મા જ છે. બાય રિલેટિવ વ્યુ પોઈન્ટ એ ગધેડો છે અને બાય રિયલ વ્યુ પોઈન્ટ એ શુદ્ધાત્મા છે. એટલે કોઈ પણ જીવને કિંચિત્‌માત્ર સુખ કે દુઃખ પહોંચાડ્યું તો એનાથી આપણને પુણ્ય કે પાપની અસર થાય છે અને એ અસર પછી આપણે ભોગવવાની.

**પ્રશ્નકર્તા :** પણ મેં પાપ કર્યું કે પુણ્ય કર્યું એવું જ્ઞાન ના હોત તો પાપ-પુણ્ય થાય ? એને જ્ઞાન જ ના હોય કે આ મેં પાપ કર્યું અને આ મેં પુણ્ય કર્યું, તો એની બિલકુલ અસર એને ન જ થાય ને ?

**દાદાશ્રી :** કુદરતનો નિયમ એવો છે કે તમને જ્ઞાન હોય અગર જ્ઞાન ના હોય, તોય એવી અસર તો થયા વગર રહે નહીં. આ ઝાડને કાપો એટલે તમે આમાં કંઈ પાપ કે પુણ્ય સમજતા ના હો, પણ તેથી કરીને ઝાડને દુઃખ તો થયું જ ને ? માટે તમને પાપ લાગ્યું. તમે ખાંડની થેલી લઈને જતા હોય અને થેલીમાં કાણું હોય તો એમાંથી ખાંડ વેરાતી હોય તો એ ખાંડ કોઈકને કામ લાગે કે ના લાગે ? નીચે કીડીઓ હોય એ ખાંડને લઈ જાય. હવે આને તમે દાન કર્યું કહેવાય. ભલે અણસમજણથી, પણ દાન થાય છે ને ? આપણી જાણમાં નથી, છતાં દાન થયા કરે છે ને ? અને કીડીને સુખ પડે ને ? એનાથી તમને પુણ્ય બંધાય.

એટલે આ પુણ્ય ને પાપ, એ બેની અસરો થયા કરે છે. પુણ્ય હોય તો પુણ્યની અસર શું કહેવાય ? એનાથી આપણી ઈચ્છા પ્રમાણે થયા કરે. પુણ્યની અસર શું ? કે આપણા ધારેલા પ્રમાણે બધું થયા કરે અને પાપની અસર શું ? કે ધારેલું હોય તેનાથી અવળું જ થયા કરે. એવાં અવળાં કોઈ સોગઠાં પડેલાં ? હવે એમાં નાખનારની ભૂલ છે ? નાખનારની ભૂલ નથી. એનાં એ જ સોગઠાં નાખનારો હતો, પણ જ્યારે પુણ્યની અસર હતી ત્યારે સોગઠાં સાચાં પડતાં હતાં ને પાપની અસર આવી ત્યારે સોગઠાં બધાં ઊંધાં પડે. જ્યારે પુણ્યની અસર થાય ત્યારે લોકો 'આવો, આવો, આવો ચંદુભાઈ, આવો ચંદુભાઈ શેઠ' કહે અને પાપની અસર થાય ત્યારે જવા દો ને એમની વાત !' એવું કહે. હવે એ ને એ જ ચંદુભાઈ છે, પણ એમનાં પાપ-પુણ્યની અસર લોકોના ઉપર પડે છે !

## પાપ-પુણ્યથી મુક્તિ કઈ રીતે ?

**પ્રશ્નકર્તા :** પાપ ધોતાં આવડતું હોય તો ?

**દાદાશ્રી :** એવું ધોતાં ના આવડે. જ્ઞાની પુરુષ જ્યાં સુધી રસ્તો ના દેખાડે ત્યાં સુધી પાપ ધોતાં આવડે નહીં. પાપ ધોવું એટલે શું ? કે

પ્રતિક્રમણ કરવું. અતિક્રમણ એટલે પાપ કહેવાય. વ્યવહારની બહાર કંઈ પણ ક્રિયા કરી એ પાપ કહેવાય, અતિક્રમણ કહેવાય; એટલે તેનું પ્રતિક્રમણ કરવું પડે. એટલે પછી પેલાં બધાં પાપ ધોવાય; નહીં તો પાપ ધોવાય નહીં.

## પાપના ઉદય વખતે ઉપાય શો ?

**પ્રશ્નકર્તા :** પ્રતિક્રમણ કરવાથી કદાચ નવાં પાપ બંધાય નહીં, પણ જૂનાં પાપ ભોગવવાં તો પડેને ?

**દાદાશ્રી :** પ્રતિક્રમણથી નવાં પાપ થાય નહીં એ તમારું કહેવું બરોબર છે અને જૂનાં પાપ તો ભોગવ્યે જ છૂટકો છે. હવે ભોગવટો એ ઘટે ખરો, એ માટે મેં પાછો રસ્તો કહ્યો છે કે ત્રણ મંત્રો ભેગા બોલજો. તોય ભોગવટાનું ફળ હલકું કરી આપશે. કોઈ માણસને દોઢ મણનું વજન માથે હોય અને બિચારો આમ કંટાળી ગયો હોય, પણ એને કોઈ વસ્તુ આમ એકદમ જોવાની આવી ગઈ અને દૃષ્ટિ ત્યાં ગઈ તો પેલો એનું દુઃખ ભૂલી જાય, વજન છે છતાં એને દુઃખ ઓછું લાગે. એવું આ ત્રિમંત્રો છે ને, એ બોલવાથી પેલું વજન જ લાગે નહીં. એટલે આ મંત્રો એ હેલ્પિંગ વસ્તુ છે. તમે કોઈ દહાડો ત્રિમંત્ર બોલ્યા હતા ? એક જ દહાડો ત્રિમંત્ર બોલ્યા હતા ? તે જરા વધારે બોલોને એટલે બધું હલકું થઈ જાય અને તમને ભય લાગતો હોય તેય બંધ થઈ જાય.

પુણ્યનો ઉદય શું કામ કરે ? પોતાનું ધાર્યું બધું જ થવા દે. પાપનો ઉદય શું થવા દે ? આપણું ધારેલું બધું ઊંધું નાખે.

## ત્યાં બાદબાકી થતી નથી

**પ્રશ્નકર્તા :** પુણ્યને રસ્તે માણસ જો જાય તો પછી પાપ શું કરવા આવે ?

**દાદાશ્રી :** એ તો હંમેશાંય કાયદો એવો છે ને, કે કોઈ પણ કાર્ય તમે કરો, તો પુણ્યનું કાર્ય હોય તો તમારા સો રૂપિયા જમે થાય અને પાપનું કાર્ય હોય તો ભલે થોડુંક જ, એક જ રૂપિયાનું હોય તો પણ એ તમારા ખાતે ઉધરી જાય છે અને એ સોમાંથી એક બાદ નથી થતું. એવું જો બાદ

થતું હોત તો કોઈ પાપ લાગત જ નહીં. એટલે બંને જુદે જુદું રહે છે અને બંનેનાં ફળ પણ જુદે જુદાં આવે છે. પાપનું ફળ આવે ત્યારે કડવું લાગે.

## એમાં કોઈને દોષ કેમ અપાય ?

કોઈ ચીજ એવી નથી કે જે આ પુણ્યશાળીને ના મળે, પણ પુણ્યૈ એવી પૂરી લાવ્યા નથી તેથી. નહીં તો હરેક ચીજ જેવી જોઈએ એવી મળે એવું છે, પણ લોકો લૌકિક જ્ઞાનમાં પડ્યા છે અને ત્યાં સુધી કોઈ દહાડો કશી વસ્તુ પ્રાપ્ત થાય નહીં. એક તો મગજનો જરા આકરો હોય, એમાં પછી એને આવું જ્ઞાન મળે કે બૂધે નાર પાંસરી. એટલે એને જોઈતું હતું તે મળ્યું ! આ જ્ઞાન મળ્યું એ જ્ઞાન એને ફળ આપે કે ના આપે ? પછી શું થાય ? જે સ્ત્રીના પેટે તીર્થંકરો જન્મ્યા એ સ્ત્રીની દશા તો જુઓ તમે કેવી કરી ? કેટલો અન્યાય છે ? કારણ કે જે સ્ત્રીને પેટે ચોવીસ તીર્થંકરો જન્મે, બાર ચક્રવર્તીઓ જન્મે, વાસુદેવ જન્મે ત્યાંય પણ આવું કર્યું ? ભલે, તમને કડવો અનુભવ થયો, તેમાં સ્ત્રી જાતિને શા માટે વગોવી ? તમે બાર રૂપિયા ડઝનના ભાવની કેરી લાવો પણ એ ખાટી નીકળે અને ત્રણ રૂપિયા ડઝનના ભાવની કેરી બહુ મીઠી નીકળે. એટલે ઘણી વખત વસ્તુ ભાવ ઉપર આધાર નથી રાખતી, તમારી પુણ્યૈ ઉપર આધાર રાખે છે. તમારી પુણ્યૈ જો જોર કરેને, તો કેરી એવી મીઠી નીકળે ! ને આ ખાટી નીકળી એમાં તારી પુણ્યૈએ જોર ના કર્યું, તેમાં કોઈને દોષ કેમ અપાય ?

એટલે આ તો પુણ્યૈ કાચી પડે છે, બીજું શું છે તે આ ? મોટો ભાઈ મિલકત આપતો ના હોય તો કંઈ મોટાભાઈનો દોષ છે ? આપણી પુણ્યૈ કાચી પડી ગઈ, એમાં દોષ કોઈનો છે નહીં. આ તો પુણ્યૈને એ સુધારતો નથી અને મોટાભાઈ જોડે નર્યાં પાપ બાંધે છે ! પછી પાપના દડિયા ભેગા થાય છે.

## અને આવી રીતે પુણ્ય બંધાય

**પ્રશ્નકર્તા :** પુણ્યૈ કેવી રીતે સુધરે ?

**દાદાશ્રી :** જે આવે તેને 'આવ ભઈ, બેસ.' તેની આસના-વાસના (મહેમાનગીરી) કરીએ. આપણી પાસે ચા હોય તો ચા ને નહીં તો જે હોય

તે, ઢેબરું કકડો હોય તો તે આપીએ. પૂછીએ કે, 'ભઈ, ઢેબરું થોડું લેશો ?' આવો પ્રેમથી વ્યવહાર કરીએ એટલે પુણ્યૈ બધી ભેગી થાય. પારકા હારુ કરવું, એનું નામ પુણ્યૈ ! ઘરનાં છોકરાં માટે તો સહુ કોઈ કરે.

## પુણ્ય જ, મોક્ષ સુધી સથવારે

**પ્રશ્નકર્તા :** પુણ્યના ભાવો આત્માર્થે હિતાર્થ ખરા ?

**દાદાશ્રી :** આત્માર્થે હિતાર્થ તે એટલા માટે ખરું કે એ પુણ્યૈ હોય ને, તો અહીં સત્સંગમાં જ્ઞાની પુરુષ પાસે અવાય છે ને ? નહીં તો આ મજૂરોને પાપ છે તેથી તે બિચારાને અહીં અવાય શી રીતે ? આખો દહાડો મહેનત કરે ત્યારે તો સાંજે ખાવાના પૈસા મળે. આ પુણ્યૈના આધારે તો તમને ઘેર બેઠાં ખાવાનું મળે અને થોડો ઘણો અવકાશ મળે. એટલે પુણ્યૈ તો આત્માર્થે હિતકારી છે. પુણ્યૈ હોય તો નવરાશ મળે, આપણને આવા સંયોગ ભેગા થાય, થોડી મહેનતે પૈસો મળે ને પુણ્યૈ હોય તો બીજા પુણ્યશાળી માણસો મળી આવે, નહીં તો નંગોડો ભેગા થાય.

**પ્રશ્નકર્તા :** આત્મા માટે એ વધુ હિતકારી ખરું ?

**દાદાશ્રી :** વધારે હિતકારી નહીં, પણ એ જરૂરિયાત તો ખરીને ? કોઈક ફેરો 'એક્સેપ્શનલ કેસ'માં પાપ હોય તો બહુ હિતકારી થઈ પડે, પણ પુણ્યાનુબંધી પાપ હોવું જોઈએ. પુણ્યાનુબંધી પાપ હોયને, તો વધારે હિતકારી થઈ પડે. બાકી અત્યારે છે એ તો બધું પાપાનુબંધી પુણ્ય છે. આ બંગલો છે, મોટરો છે, બધુંય છે, તોય આખો દહાડો 'કોઈકનું લઈ લેવું, કોઈનું ઉડાડી દઉં, કોઈનું લૂંટાવી લઉં' એવું થયા કરે છે. આ તો તિર્યંચના સ્ટેશને જવાનું પુણ્ય છે.

**પ્રશ્નકર્તા :** પુણ્યનાં બંધનથી સંસાર તો વધે, એમ ભાવાર્થ થાય ને ?

**દાદાશ્રી :** પુણ્ય આમ હિતકારી નથી, પુણ્યૈ એ એક રીતે હેલ્પિંગ કરે છે. પાપ હોય તો જ્ઞાની પુરુષ ભેગા જ ના થાય, જ્ઞાની પુરુષને મળવું હોય પણ આખો દહાડો મિલમાં નોકરી કરતો હોય તો શી રીતે મળે ? એટલે એવી રીતે પુણ્યૈ હેલ્પ કરે છે.

**પ્રશ્નકર્તા :** જેવું પાપથી સંસાર વધે એવું પુણ્યથી પણ સંસાર વધે ને ?

**દાદાશ્રી :** પુણ્યથી પણ સંસાર તો વધે છે, પણ જેમ પુણ્યૈ વધે એમ સંસાર વધે અને એમ માણસને સાચો વૈરાગ ઉત્પન્ન થાય, નહીં તો સાચો વૈરાગ જ ઉત્પન્ન નથી થતો. આ તો જ્યાં સુધી ના મળે ત્યાં સુધી આવું હોય છે, પણ જો મળે ને તો પાછો હતો તેવો ને તેવો થઈ જાય. એટલે એને બધા એક્સ્પીરિઅન્સ થવા જોઈએ. અહીંથી જે મોક્ષે ગયેલા ને, તે જબરજસ્ત પુણ્યશાળી હતા. એમની આજુબાજુ રાણીઓ જોવા જાય તો બસ્સો-પાંચસો તો રાણીઓ હોય અને રાજ તો મોટું હોય. પોતાને ખબરેય ના હોય કે ક્યારે સૂર્યનારાયણ ઊગ્યા ને ક્યારે આથમ્યા, આવી સાહેબીમાં પુણ્યશાળી તો જન્મેલા હોય. આ રાણીઓ બધી બહુ હોય, સાહેબી હોય તોય પણ એમને કંટાળો આવી જાય કે આ સંસારમાં શું સુખ છે તે ? પાંચસો રાણીઓમાં પચાસ રાણી એમની પર ખુશ હોય, બાકીની મોઢાં ચડાવીને ફર્યા કરતી હોય, કેટલીક તો રાજાને મરાવી નાખવા ફરતી હોય. એટલે આ જગત તો મહામુશ્કેલીવાળું છે, આમાંથી પાર નીકળવું તે મહામુશ્કેલ છે. જ્ઞાની પુરુષ મળે તો તે એકલા છૂટકો કરાવે, બાકી કોઈ છૂટકો કરાવે નહીં. જ્ઞાની પુરુષ છૂટેલા છે, માટે આપણને છૂટકો કરાવડાવે. એ તરણતારણ થયેલા છે, માટે એ છોડાવી શકે.

## પાપ-પુણ્ય, કીંમતી કે ભ્રાંતિ ?

**પ્રશ્નકર્તા :** પુણ્યશાળી હોય એને બધા 'આવો, બેસો' કરે તો, તેવાથી એનો અહમ્ ના વધે ?

**દાદાશ્રી :** એવું છે ને, કે આ વાત જેને 'જ્ઞાન' છે એને માટે નથી. આ તો સંસારી વાત છે. જેની પાસે 'જ્ઞાન' છે એને તો પુણ્યેય ના રહ્યું ને પાપેય ના રહ્યું ! એને તો બંનેનો નિકાલ જ કરવાનો રહ્યો. કારણ કે પુણ્ય અને પાપ બેઉ ભ્રાંતિ છે. પણ જગતે એને બહુ કીંમતી ગણ્યું છે. એટલે આ તો જગતની વાત કરીએ છીએ.

પણ આ જગતમાં લોકો વગર કામનાં તરફડિયાં મારે છે. એક

માણસ તો પચાસ-બાવન વર્ષનો થયો, ત્યારે મને કહે, 'હવે કંઈક મારા ગ્રહ ફરે એવું લાગે છે.' અલ્યા, અત્યાર સુધી તને ઠેકાણું ના પડ્યું, તે હવે લક્ષ્મી તારી પાસે શી રીતે આવવાની ? અમથો જ બૂમો પાડે છે ને ! શાની આશા રાખે છે ? જે છે એમાં સમેટીને સૂઈ રહેને છાનોમાનો. આશા નિરાશારૂપે સાંપડે એ આશા શું કામની ? આશા તો કેવી હોવી જોઈએ ? આશા પરિપૂર્ણ થાય એવી હોવી જોઈએ.

પુણ્યૈ તો બહુ મોટી વસ્તુ છે પણ આ કાળમાં પુણ્યૈ બધી હોય નહીં. આ પાપાનુબંધી પુણ્યૈ છે ! ચાર-ચાર ગાડીઓ હોય, પણ એ શેઠ આવે ત્યારે લોકો કહેશે, 'જવા દોને વાત.'

## અજ્ઞાનતા, ત્યાં જ પાપ-પુણ્યનાં બંધન

છતાંય જગત તો બધું આવું ને આવું ચાલ્યા જ કરવાનું !

જ્યાં સુધી એવી માન્યતા છે કે 'હું ચંદુલાલ છું' ત્યાં સુધી કર્મ બંધાયા જ કરે. કર્મ બે પ્રકારનાં બંધાય. પુણ્ય કરે તો સદ્ભાવનાં કર્મ બાંધે અને પાપ કરે તો દુર્ભાવનાં કર્મ બાંધે. જ્યાં સુધી હક્કનું અને અણહક્કનું વિભાજન થયું નથી ત્યાં સુધી લોકોનું જુએ એવું એય શીખી જાય છે. મનમાં હોય જુદું, વાણીમાં કંઈ તૃતીયમ જ બોલે અને વર્તનમાં તો ઓર જ જાતનું હોય. હવે આ મન, વાણી ને વર્તન જ્યાં સુધી એકાકાર ના હોય ત્યાં સુધી કોઈ દિવસ પુણ્ય બંધાય નહીં, એટલે નર્યાં પાપ બંધાય. એટલે અત્યારે લોકોને પાપની જ કમાણી છે.

## પુણ્ય તો, પુણ્યાનુબંધી જ હોજો

એક પુણ્ય રખડાવી ના મારે એવું હોય છે, તે પુણ્ય આ કાળમાં બહુ જ જૂજ હોય અને તે હજુ થોડા વખત પછી ખલાસ થઈ જશે, એ પુણ્યાનુબંધી પુણ્યૈ કહેવાય છે. અને અત્યારે જે બધું પુણ્ય દેખાય છે એ બધું પાપાનુબંધી પુણ્ય કહેવાય છે એટલે એ રખડાવી મારે એવું પુણ્ય છે.

**પ્રશ્નકર્તા :** પુણ્યાનુબંધી પુણ્યનો દાખલો આપો.

**દાદાશ્રી :** આજે કોઈ માણસને મોટર-બંગલા બધાં સાધનો છે; સ્ત્રી

સારી, છોકરાં સારા, નોકરો સારા, એ જે સારું મળ્યું છે તેને શું કહેવાય ? લોકો કહે કે, 'પુણ્યશાળી છે.' હવે, એ પુણ્યશાળી શું કરી રહ્યો છે, તે આપણે જોઈએ તો આખો દહાડો સાધુ-સંતોની સેવા કરતો હોય, બીજાની સેવા કરતો હોય અને મોક્ષ માટે તૈયારી કરતો હોય. એવું તેવું કરતાં કરતાં એને મોક્ષનું સાધનેય મળી આવે. આવું કરતો હોય તો આપણે જાણીએ કે આ પુણ્યાનુબંધી પુણ્ય છે, અત્યારે પુણ્ય છે અને નવું પુણ્ય બાંધે છે. બાકી આ પુણ્યમાં તો નર્યા પાપના જ વિચાર આવે કે 'કોનું લઈ લેવું ને કોનું ખઈ જવું અને કોનું ભેગું કરવું.' તે અણહક્કનું ભોગવી લે. તે પાપાનુબંધી પુણ્ય કહેવાય.

## ...તો તો પરભવનુંય બગડે

**પ્રશ્નકર્તા :** આજનો ટાઈમ એવો છે કે માણસ પોતાના બે છેડા પૂરા કરી શકતો નથી, એ પૂરા કરવા એને સાચું-ખોટું કરવું પડતું હોય તો એ કરી શકાય ?

**દાદાશ્રી :** એ તો એવું છે ને, કે દેવું કરીને દારૂ પીધા જેવું છે, એના જેવો એ વેપાર છે. કંઈક સારું કરો તો પુણ્ય મળે અને આ ખોટાં કરેલાથી તો અત્યારે તૂટે છે. અત્યારે તૂટે છે, એનું શું કારણ ? એ પાપ છે તેથી આજે ખૂટે છે, શાક નથી, બીજું નથી. છતાં હવે જો સારા વિચાર આવતા હોય, ધર્મમાં-દેરાસર જવાના, ઉપાશ્રય જવાના, કંઈક સેવા કરવાના, એવા વિચાર આવતા હોય તો તે પુણ્યાનુબંધી પાપ છે. આજે પાપ છે, છતાંય એ પુણ્ય બાંધી રહ્યો છે. પણ પાપ હોય ને ફરી પાપ બાંધીએ એવું ના થવું જોઈએ. પાપ હોય, ખૂટતું હોય ને એવું ઊંધું કરીએ તો પછી આપણી પાસે રહ્યું શું ?

**પ્રશ્નકર્તા :** આ તો આખું સર્કલ છે ને, બ્લોક, છોકરાનું શિક્ષણ, આ બધું રહેવા માટે જરૂરિયાતો, તે અમુક ખોટું ના કરે તો થાય એવું નથી. તો ખોટું કરવું કે નહીં ?

**દાદાશ્રી :** પૂરું થાય કે ના થાય તોય પણ એવું ખોટું તો આપણાથી ના જ થાય.

**પ્રશ્નકર્તા :** તો ઘરનાં બૈરાં કહેશે કે, 'આનામાં કમાવાની આવડત નથી.'

**દાદાશ્રી :** તો આપણે કહેવું કે મારામાં આવડત નથી, ત્યારે તો આ બધો ફજેતો છે. મારામાં આવડત નથી, તમારે બીજી જગ્યાએ શાદી કરવી હોય તો કરો.

**પ્રશ્નકર્તા :** એવું બોલવાથી સામાને દુઃખ થાય તો ?

**દાદાશ્રી :** તો માફી માંગી લેવી.

**પ્રશ્નકર્તા :** પણ પાપ તો બંધાય ને ?

**દાદાશ્રી :** નર્યું પાપ જ બંધાય છે ને ! આ સવારથી ઊઠે છે તે સાંજ સુધી નર્યાં પાપ જ બાંધે છે ! મોક્ષનો માર્ગ તો ક્યાં ગયો, પણ નર્યાં પાપ જ બાંધે છે.

## વાસ્તવિક જ્ઞાન જ ગૂંચારો છોડાવે

લોકોએ જાણેલું એ લૌકિક જ્ઞાન છે. સાચું જ્ઞાન તો વાસ્તવિક હોય અને વાસ્તવિક જ્ઞાન હોય તે કોઈ જાતનો અજંપો ના થવા દે, એ મહીં કોઈ જાતનું પઝલ ઊભું ના થવા દે. આ ભ્રાંતિજ્ઞાનથી તો નર્યાં પઝલ જ ઊભાં થયા કરે અને એ પઝલ પાછું સોલ્વ થાય નહીં ! વાત સાચી છે, પણ એ સમજ પડવી જોઈએ ને ? એટલે ગેડ પડ્યા વગર કોઈ દહાડોય ઉકેલ ના આવે. ગેડ બેસાડવી પડે. ગેડ બેસવા માટે પાપો ધોવાં પડે. પાપ ધોવાય નહીં ત્યાં સુધી ઠેકાણે આવે નહીં. આ બધાં પાપો જ ગૂંચવે છે. પાપરૂપી અને પુણ્યરૂપી ફાચર છે વચ્ચે, એ જ માણસને ગૂંચવે છે ને !

અનંત અવતારથી ભટક ભટક કરીને આ ભૌતિકની જ પાછળ પડ્યા છીએ. આ ભૌતિકમાં અંતરશાંતિ થાય નહીં. રૂપિયાથી પથારી પાથરીએ તો કંઈ ઊંઘ આવે ? આ તો પોતાની બધી અનંત શક્તિઓ વેડફાઈ ગઈ !

❖❖❖❖❖

## [૧૨]
# કરવાપણું તેથી જ થાક

### હું જાઉં છું કે ગાડી જાય છે ?

આ તો ઉપયોગ વગર અને જાગૃતિ સિવાય ટાઈમ જાય છે. ઉપયોગપૂર્વક એટલે એલર્ટનેસ હોવી જોઈએ. આ ગપ્પાં મારે અને ઝોકાં ખાયા કરે એ બધું ઉપયોગ વગરનું કહેવાય, એમાં આપણું શું વળ્યું ? ગાડી ચાલતી હોય ને ગાડીમાં ગપ્પાં મારે, એના કરતાં ગાડીમાં એલર્ટ રહેવાય કે ના રહેવાય ? આપણે સેન્ટ્રલના સ્ટેશને જઈ અને ગાડીમાં બેસી જવાનું. એવું નહીં કહેવાનું કે, 'મારે આણંદ જવું છે.' આપણે ગાડીમાં બેસી જવાનું, ગાડી આણંદ જાય. અને આણંદના સ્ટેશને લોક 'આણંદ આ ગયા, આણંદ આ ગયા' એવું બોલે ત્યારે આપણે આણંદ ઊતરીએ.

ગાડી આણંદ જાય છે, ત્યારે આપણા લોક શું કહેશે ? ગાડીમાં બેઠાં બેઠાં બોલે કે, 'હું આણંદ જાઉં છું, આવજો.' 'અલ્યા, તું ક્યાં જાય છે ? આ તો ગાડી જાય છે.' તોય કહેશે કે, 'ના હું જાઉં છું.' આવો લોકનો વ્યવહાર છે. એને ના પણ કહેવાય નહીં ને ! ખોટો પણ કહેવાય નહીં. પણ આપણે સમજી જવું જોઈએ કે 'જાય છે ગાડી.' એટલે આપણે ના બોલવું કે 'હું આણંદ જાઉં છું.' નહીં તો ગાડીમાં બેઠાં બેઠાં થાક લાગશે. આપણે તો વાતને જાણી રાખવી અને ગાડીમાં બેસી રહેવાનું.

**પ્રશ્નકર્તા :** મોટરમાં જઈએ તોય 'હું જઉં છું' એવું ના બોલવું જોઈએ ?

**દાદાશ્રી :** ગમે ત્યાં જઈએ તોય એવું ના બોલવું જોઈએ. કારણ કે જાય છે મોટર. 'હું જાઉં છું' બોલ્યો કે થાક લાગશે. હવે ગાડીમાં સૂઈ રહ્યો હોય તોય આણંદ આવે કે ના આવે ? અને બેઠો હોય તોય આણંદ

આવે ને ? અને કોઈક જરા મહીં ઉતાવળ કરતો હોય, આમ જો જો કરતો હોય કે 'આ ભરૂચ આવ્યું કે વડોદરા આવ્યું ?' એને પણ આણંદ આવે કે ના આવે ? એટલે આપણે જાણીએ કે ગાડી આવી, આપણે નથી આવ્યા. આપણે તો ત્યાંનાં ત્યાં જ હતા ! આ તો વગર કામનો થાક લાગે ! ગાડીમાં બેસીને પણ થાક લાગે, આ કોનાં ઘરની વાત ?

અમને કોઈ જગ્યાએ થાક જ નથી લાગતો. કેમ નથી લાગતો ? કારણ કે હું ક્યાં જઉં છું કે આવું છું ? ગાડીઓ જાય છે ને આવે છે. પછી મને શેનો થાક લાગે ? લોક જાણી જોઈને આવું બોલતા હશે ? કે આ બધું ઊંધું જ છે ? આ વ્યવહાર ઊંધો છે, પણ તેમાં આપણે શાનો ઊંધો વ્યવહાર કરીએ ? આપણે છતો વ્યવહાર જાણતા થયા એટલે પછી ઊંધો વ્યવહાર કરે કોઈ ? આ વ્યવહાર સ્વભાવથી જ ઊંધો છે, એનું નામ જ રિલેટિવ છે ! રિલેટિવ છે આ, એટલે શું કે કોઈકના આધારથી એવું કહે છે કે, 'હું જાઉં છું.' કયો આધાર ? ત્યારે કહે કે, લોકો પણ એવું જ કહે છે કે 'હું જાઉં છું' એ આધાર છે, તેથી આપણે પણ કહીએ કે 'હું જાઉં છું.' પણ હવે આપણને એ આધાર જોઈતો નથી. આપણને બીજો આધાર જોઈએ છે કે 'હું ખરેખર જતો નથી, ખરેખર તો ગાડી જાય છે.' ગાડીમાં ધકમક કરે તો વહેલો પહોંચી જાય ખરો ?

**પ્રશ્નકર્તા :** ના પહોંચે.

**દાદાશ્રી :** કેમ ? 'આજે ખાસ ઉતાવળ છે, ગાડીમાંથી ઉતરું કે હું સીધો કોર્ટે જઈશ.' આમ તેમ ધકમક ધકમક કરે તો ? અને કોઈક ગાડીમાં નિરાંતે ઊંઘી જાય તો ? બંનેને મુંબઈ આવે કે ના આવે ? પેલો તો મુંબઈ આવતાં સુધીમાં તો અરધો થઈ ગયો હોય.

**પ્રશ્નકર્તા :** જીવન વ્યવહારના સંયોગોનો સામનો કરતાં જે થાક લાગે છે, એનું કારણ આ જ હશે ?

**દાદાશ્રી :** તમારી શોધખોળ સાચી છે ! આપણા લોકો ગાડીમાં મુંબઈથી આવે છે ને વડોદરે ઊતરે છે. પછી કહેશે શું કે, 'હું બહુ થાકી ગયો.' અલ્યા, તમે દોડ્યા બહુને ! આખી રાત દોડ દોડ કર્યું, એટલે આ

થાકી ગયો ને ? ગાડીનું ભાડું આપ્યું, ગાડીવાળા પણ કહેશે કે, 'સૂતા સૂતા જાવ.' પછી તમારે બેસીને જવું હોય તો બેઠાં બેઠાં જાવ, પણ તમને અનુકૂળ આવે એ રીતે જાવ. પણ તોય એ શું કહેશે કે, 'હું વડોદરા જઉં છું.' તે 'હું જઉં છું' બોલે છે, તેનો આ થાક લાગે છે. ખાલી 'સાયકોલોજિકલ ઈફેક્ટ'નો જ એ થાક લાગે છે. અમે તો નિરાંતે વડોદરા ઊતરીએ. કોઈ પૂછે કે તમને ગાડીમાં થાક લાગ્યો ? ત્યારે હું કહું કે, 'મને શાનો થાક ! હું તો ગાડીમાં બેઠો, ત્યાં પછી મેં આરામ કર્યો, સૂતો અને ગાડીમાં અહીં સૂતાં સૂતાં આવ્યો છું.' બધાએ કહ્યું કે 'બડૌદા આયા, બડૌદા આયા' એટલે ઊતરી પડ્યો. એમાં મને શેનો થાક લાગે ?' આ તો ખોટું માનીએ કે 'હું જઉં છું' એની પછી દેહ પર બધી અસરો થાય છે.

## અનુભવ પછી ચેતીને રહ્યા

કોઈક માણસ મુંબઈ જતો હોય વડોદરેથી, સૂઈ રહેવાની રાહ જોતો હોય અને પાલઘર આવે ત્યારે ગાડીમાં કંઈક જગ્યા થઈ, તો હવે એ બિસ્તરો પાથરે, ત્યારે આપણે ના સમજીએ કે આ મૂરખ માણસ છે ? આ હમણે કલાકમાં તો ઊતરવાનું છે અને આ શા હારું બિસ્તરો અહીં છોડતો હશે ? મને જ્ઞાન નહોતું થયું ત્યારે હું કહેતો કે 'ધોળા આવ્યા, હવે શા બિસ્તરા પાથરો છો ? બિસ્તરા પાથરીને શું કાઢવાનું છે ? એવું જગત છે !

આ લોકોનું જોઈને બિસ્તરાની મને પણ કટેવ પડેલી. લોકો મોટા મોટા બિસ્તરા લઈ જાય, તે મેં પણ મુંબઈથી એક બિસ્તરો વેચાતો લીધો ને મહીં ગોદડું ઘાલીને બહારગામ જતો. દરેક વખતે મજૂર મળે, પણ એક દહાડો કોઈ મજૂર ના મળ્યો ને મારાથી એ બિસ્તરો ના ઊંચકાયો. હવે મારી શી દશા થાય ? આમ ખેંચ ખેંચ કરીને મારો દમ નીકળી ગયો અને કોઈ ઝાલવાય ના મળ્યો. ત્યારથી સોગંદ લઈ લીધા કે ફરી ઊંચકાય એટલો જ સામાન ગાડીમાં જોડે રાખવો, તે આટલી બેગ એકલી રાખું, બીજી કશી ભાંજગડ નહીં. અને પાથરવા કરવા માટે ચાદર, તે ચાદર પાથરીને બેગને ઓશીકાની જેમ ગોઠવીને એસે હી સૂઈ જવાનું, પણ બેગ ખૂંચે તો બેગમાંથી ટુવાલ હોય તે કાઢી આમ માથા નીચે મૂકીને સૂઈ ગયા એટલે ભાંજગડ પતી ગઈ. આ ઊંચકીને તો મારો દમ નીકળી ગયેલો. ત્યારથી

સમજી ગયેલો કે આ લોકોની જોડે હું ક્યાં આ હરીફાઈમાં પડ્યો ? ને મજૂર ના મળે તો આપણી શી દશા થાય ? બિસ્તરો સ્ટેશને છોડી અવાય કંઈ ? અને ઘેર તો લાવવો જ પડે ને ? મહીં કંટાળો આવે કે 'લાય, હવે મજૂર છે નહીં, એના કરતાં અહીં આગળ છોડી દો ને !' પણ ના છોડે, સ્વભાવ એવો. કારણ કે મમતાનો સ્વભાવ એવો છે કે આ કશું છોડે નહીં.

પણ અમને જેટલું જેટલું સમજણ પડી ને, કે તરત છોડી દઉં. જ્યાં માર પડે ત્યાં તરત છોડી દઉં, પછી નક્કી કરી લઉં. પણ આ બધું મારે જ્ઞાન થતાં પહેલાંની વાતો. જ્ઞાન થતાં પહેલાં મારે આવી દૃષ્ટિઓ ઊભી થયેલી.

## ... ત્યારે બંને છેડેથી મુક્ત થયા

જ્ઞાન પહેલાં, અમને સ્ટેશને બધા મૂકવા આવે અને ગાડીમાં આમ પથારી પાથરી આપે. પછી ગાડી ઊપડવાની થાય એટલે બધા કહેશે, 'આવજો, અંબાલાલકાકા આવજો.' પછી ગાડી ઊપડી ગઈ ને બધા દેખાય નહીં, એટલે વડોદરેથી બંધાયેલા નથી અને મુંબઈથી મુક્ત થયા, તો હવે શેમાં રહેવાનું ? મોક્ષમાં રહેવાનું. તે જ્ઞાન થતાં પહેલાં આવી રીતે મોક્ષમાં રહેતો હતો. અહીંથી છૂટ્યા ને ત્યાંથી બંધાયા નથી, એ કયો કાળ કહેવાય ? એ મુક્તિ જ કહેવાય ને ! તે આવો લાભ અમે ઉઠાવેલો. અને લોક શું કરે કે મુંબઈ છોડ્યું તોય મુંબઈ જોડે લઈ ગયો હોય અને વડોદરું આવતાં પહેલાં મહીં વડોદરું ઘાલી દીધું હોય, એટલે ગૂંચાયા જ કરે. અને મેં તો નક્કી જ કરેલું હોય કે બમ્બઈથી મુક્ત થઇ ગયા, વડોદરા આયા નહીં, એટલે મહીં મુક્ત. વચલો કાળ એ મોક્ષકાળ ! સહેલો રસ્તો છેને ? અમને જ્ઞાન નહોતું થયેલું ત્યાર પહેલાં આવા મહીં જાત જાતના ફણગા ફૂટે ! આ એક સારો ફણગો કહેવાય ને !

એવું તું આ સૂઈ જતી વખતે, તારી રૂમમાં પલંગ પર સૂઈ જાઉં, ત્યારે કોઈ તારા પલંગમાં પેસી જાય છે ? નહીં ! તો તે ઘડીએ તું બોલતો હોય કે ઘરથી, બધાથી મુક્ત થયા અને પલંગથી બંધાયા નથી. કારણ કે પલંગ કંઈ ઓછો બાંધે છે આપણને ? એટલે મુક્તદશા વર્તે, એ શું ખોટું કહેવાય ?

❖❖❖❖❖

# [૧૩]
# ભોગવટો, લક્ષ્મીનો

## કમાણીમાં ચૂકવ્યા જીવન

**દાદાશ્રી :** ધોરાજીથી અહીં કલકત્તામાં શું કામ તમે આવેલા ?

**પ્રશ્નકર્તા :** જીવનનિર્વાહ માટે.

**દાદાશ્રી :** જીવનનિર્વાહ તો જીવમાત્ર કરી જ રહ્યાં છે. કૂતરાં, બિલાડાં, બધાં જ પોતપોતાનાં ગામમાં જ રહીને જીવનનિર્વાહ કરે છે. આ મથુરાનાં વાંદરાં હોય છે ને તે પણ ત્યાં ને ત્યાં ગમે તેના ચણા લઈને પણ એમનો નિર્વાહ કર્યા જ કરે છે. એ બહારગામ જતાં નથી, મથુરામાં ને મથુરામાં જ રહે છે અને આપણાં લોક બધે જાય છે !

**પ્રશ્નકર્તા :** લોભ દૃષ્ટિ છે ને, એટલે.

**દાદાશ્રી :** હા, એ લોભ હેરાન કરે છે, નિર્વાહ હેરાન નથી કરતો. આ નિર્વાહ હેરાન કરે એવો છે જ નહીં. નિર્વાહ તો એ જ્યાં હોય ત્યાં એને મળી રહે જ. મનુષ્યપણું એ તો મહાન સિદ્ધિ છે, એને હરેક ચીજ મળી આવે. પણ આ લોભને લીધે ભટક ભટક ભટક કરે છે. 'આમથી લઉં કે તેમથી લઉં, આમથી લઉં કે તેમથી લઉં કર્યા કરે છે. અહીં કલકત્તા સુધી આવ્યા છતાં કોઈ એમ નથી કહેતો કે હું ધરાઈને બેઠો છું !

**પ્રશ્નકર્તા :** સંતોષ હોય તો દુઃખ શેનું છે ?

**દાદાશ્રી :** ના, ના સંતોષની વાત નથી. અહીં સુધી કમાવા આવ્યા હતા, હવે કમાઈને કોઈ એમ નથી કહેતો કે, 'મારી પાસે પાંચ અબજ રૂપિયા થઈ ગયા છે, હવે મારે કોઈ જરૂરિયાત નથી.' એવું કોઈ મને

કહેનાર મળ્યો નથી. પાંચ અબજ નહીં તો 'એક અબજ થઈ ગયા છે.' એવું કોઈ બોલતો હોય તોય હું જાણું કે ભઈ, આ કલકત્તા આવેલા તે. શાબાશ ! બેંકમાં તમારે કેટલા છે ? પચાસેક લાખ રૂપિયા છે ?

**પ્રશ્નકર્તા :** શું વાત કરવી સાહેબ ?

**દાદાશ્રી :** શું કહો છો, શેઠ ? જો ધોરાજીથી અહીં આવ્યા તોય બેંકમાં કશું ના મળે ? જુઓ, શરમાવા જેવું બન્યું. ત્યાંથી અહીં આવ્યા ને ફસાયા ઊલટા ! ના અહીંના રહ્યા, ના ત્યાંના રહ્યા !

ભગવાનની ભાષામાં સંપત્તિ કોને કહેવાય છે ? જે સંપત્તિ ગુણાકારવાળી હોય તેને. ગુણાકારવાળી સંપત્તિ જોડે લઈ જાય અને પોતાને સંતોષ પણ રહે. જે સંપત્તિ ભાગાકારવાળી હોય તેને ભગવાને સંપત્તિ ગણી નથી. ભાગાકારવાળી સંપત્તિ તો અહીં ટૈડ થઈને મરી જાય અને એની સંપત્તિ પણ જાય.

## ...તે નાણું જમે થાય

પૈસાનો સ્વભાવ કેવો છે ? ચંચળ છે, એટલે આવે અને એક દહાડો પાછા જતા રહે. માટે પૈસા લોકોના હિતને માટે વાપરવા. જ્યારે તમારે ખરાબ ઉદય આવ્યો હોય ત્યારે લોકોને આપેલું તે જ તમને હેલ્પ કરે, એટલે પહેલેથી જ સમજવું જોઈએ. પૈસાનો સદ્‌વ્યય તો કરવો જ જોઈએ ને ?

ચારિત્રનો ડાહ્યો થયો કે આખું જગત જીતી ગયો. પછી છોને બધું જે ખાવું હોય તે ખાય, પીવે ને વધારે હોય તો ખવડાવી દે. બીજું કરવાનું છે શું ? કંઈ જોડે લઈ જવાય છે ? જે નાણું પારકા માટે વપરાયું એટલું જ નાણું આપણું, એટલી આવતા ભવની સિલક. એટલે કોઈને આવતા ભવની સિલક જો જમે કરવી હોય તો નાણું પારકાં માટે વાપરો. પછી પારકો જીવ એમાં કોઈ પણ જીવ, પછી એ કાગડો હોય ને એ આટલું ચાખી પણ ગયો હશે, તોય પણ તમારી સિલક જમે થઈ. કાગડાને આટલું નાખ્યું અને એ ખઈ ગયો એ તમારી સિલક, પણ તમે ને તમારાં છોકરાંએ

ખાધું એ બધી તમારી સિલક નહોય, એ બધું ગટરમાં ગયું. ત્યારે ગટરમાં જવા દેવાનું બંધ કરાય ? નહીં, એ તો ફરજિયાત છે, એટલે કંઈ છૂટકો છે ? પણ જોડે જોડે સમજવું જોઈએ કે પારકાંને માટે નહીં વપરાયું, એ બધું ગટરમાં જ જાય છે.

મનુષ્યોને ના જમાડો ને છેવટે કાગડાને જમાડો, ચકલીને જમાડો, બધાંને જમાડો; તોય એ પારકાને માટે વાપર્યું ગણાય. મનુષ્યોની થાળીની કિંમત તો બહુ વધી ગઈ છે ને ? ચકલીઓની થાળીની કિંમત ખાસ નહીંને ? ત્યારે જમે પણ એટલું ઓછું જ થાય ને ?

## દાન, હેતુ પ્રમાણે ફળ પામે

**પ્રશ્નકર્તા :** ઘણાં એમ કહે છે કે દાન કરે તો દેવ થાય, એ ખરું છે ને ?

**દાદાશ્રી :** દાન કરે છતાં નર્કમાં જાય એવાંય છે. કારણ કે દાન કોઈકના દબાણથી કરે છે. એવું છે ને, કે આ દુષમકાળમાં દાન કરવાની લોકોની પાસે લક્ષ્મી જ નથી હોતી. દુષમકાળમાં જે લક્ષ્મી છે એ તો અઘોર કર્તવ્યવાળી લક્ષ્મી છે. માટે એનું દાન આપે તે તો ઊલટું નુકસાન થાય છે, પણ છતાંય આપણે કોઈક દુખિયા માણસને આપીએ, દાન કરવા કરતાં એની મુશ્કેલી દૂર કરવા માટે કરીએ તે સારું છે. દાન તો નામના કાઢવા માટે કરે, તેનો અર્થ શું ? ભૂખ્યો હોય તેને ખાવાનું આપો, કપડાં ના હોય તો કપડું આપો. બાકી આ કાળમાં દાન આપવા રૂપિયા ક્યાંથી લાવે ? સહુથી સારું તો દાન-બાન આપવાની જરૂર નથી, આપણા વિચારો સારા કરો. દાન આપવા ધન ક્યાંથી લાવે ? સાચું ધન જ નથી આવ્યું ને ! ને સાચું ધન સરપ્લસ રહેતુંય નથી. આ જે મોટાં મોટાં દાન આપે છે ને તે તો ચોપડા બહારનું, ઉપર નાણું આવ્યું તે છે. છતાંય દાન જે આપતા હોય તેને માટે ખોટું નથી. કારણ કે ખોટે રસ્તે લીધું ને સારા રસ્તે આપ્યું તોય વચ્ચે પાપમાંથી મુક્ત તો થયો ! ખેતરમાં બીજ રોપાયું એટલે ઊગ્યું ને એટલું તો ફળ મળ્યું !

**પ્રશ્નકર્તા :** કવિરાજના પદમાં એક લીટી છે ને કે, ‘દાણચોરી

કરનારાઓ, સોયદાને છૂટવા મથે.' તો આમાં એક જગ્યાએ દાણચોરી કરી અને બીજી જગ્યાએ દાન કર્યું, તો એ એટલું તો પામ્યોને, એવું કહી શકાય ?

**દાદાશ્રી :** ના, પામ્યો ના કહેવાય. એ તો નર્કમાં જવાની નિશાની કહેવાય, એ તો દાનત ચોર છે. દાણચોરે ચોરી કરી અને સોયનું દાન કર્યું, એના કરતાં દાન ના કરતો હોય તે પાંસરો રહેને તોય સારું, એવું છેને, કે છ મહિના જેલની સજા સારી, વચ્ચે બે દહાડા બાગમાં લઈ જાય એનો શો અર્થ ?

આ કવિ તો શું કહેવા માંગે છે કે આ બધા કાળાબજાર, દાણચોરી બધું કર્યું અને પછી પચાસ હજાર દાન આપીને પોતાનું નામ ખરાબ ના દેખાય, પોતાનું નામ ના બગડે, એટલા માટે આ દાન આપે છે. આને સોયનું દાન કહેવાય.

**પ્રશ્નકર્તા :** એટલે સાત્ત્વિક તો એવા આજે નથી ને !

**દાદાશ્રી :** સંપૂર્ણ સાત્ત્વિકની તો આશા રાખી શકાય જ નહીંને ! પણ આ તો કોને માટે છે કે જે મોટા માણસો કરોડો રૂપિયા કમાય અને આ બાજુ એક લાખ રૂપિયા દાનમાં આપે, તે શા માટે ? નામ ખરાબ ના થાય એટલા માટે. એ અત્યારે આ કાળમાં જ એવું સોયનું દાન ચાલે છે. આ બહુ સમજવા જેવું છે. બીજા લોકો દાન આપે છે, અમુક ગૃહસ્થ હોય છે, સાધારણ સ્થિતિના હોય છે, એ લોકો દાન આપે તેનો વાંધો નથી. આ તો સોયનું દાન આપીને પોતાનું નામ બગડવા ના દે, પોતાનું નામ ઢાંકવા માટે કપડાં બદલી નાખે છે ! ખાલી દેખાવ કરવા માટે આવાં દાન આપે છે !

## ...પણ તક્તીમાં ભેલાઈ ગયું

અત્યારે આખી દુનિયાનું ધન ગટરમાં જઈ રહ્યું છે. આ ગટરોની પાઈપો મોટી કરી છે, તે શા હારું કે ધનને જવા માટે સ્થાન જોઈએ ને ? કમાયેલું બધું ખાઈ-પીને ઢોળાઢોળ કરી ગટરમાં બધું જાય છે. એક પૈસો સાચે માર્ગે જતો નથી અને જે પૈસો ખર્ચે છે, કોલેજોમાં દાન આપ્યું, ફલાણું

આપ્યું એ બધું ઈગોઈઝમ છે ! ઈગોઈઝમ વગરનો પૈસો જાય તે સાચું કહેવાય. બાકી આ તો અહંકાર પોષવાનો મળી રહે, કીર્તિ મળ્યા કરે નિરાંતે ! પણ કીર્તિ મળ્યા પછી એનું ફળ આવે. પાછી એ કીર્તિ જ્યારે ઊંધી થાય ત્યારે શું થાય ? અપકીર્તિ થાય, ત્યારે ઉપાધિ ઉપાધિ થઈ જાય, એના કરતાં કીર્તિની આશા જ ના રાખવી. કીર્તિની આશા રાખે તો અપકીર્તિ આવેને ? જેને કીર્તિની આશા નથી, એને અપકીર્તિ આવે જ શાથી ?

કોઈ ધર્માદામાં લાખ રૂપિયા આપે અને તકતી મૂકાવડાવે અને કોઈ માણસ એક રૂપિયો જ ધર્માદામાં આપે પણ ખાનગી આપે; તો આ ખાનગી આપે એની બહુ કિંમત છે, પછી ભલેને એક જ રૂપિયો આપ્યો હોય. અને આ તક્તી મૂકાવી એ તો 'બેલેન્સ શીટ' પૂરી થઈ ગઈ. સોની નોટ તમે મને આપી ને મેં તમને છૂટા આપ્યા, એમાં મારે લેવાનુંય ના રહ્યું ને તમારે દેવાનુંય ના રહ્યું ! તેમ આ ધર્માદા કરીને પોતાની તક્તી મૂકાવી તેને પછી લેવા-દેવાનું કશું રહ્યું નહીંને ? કારણ કે જે ધર્માદો આપ્યો, એનું એણે તક્તી મૂકાવીને લઈ લીધું. અને જેણે એક જ રૂપિયો પ્રાઈવેટમાં આપ્યો હશે, એનું લેવાઈ દેવાઇ ગયું નથી. એટલે એને બેલેન્સ બાકી રહ્યું.

અમે મંદિરોમાં ને બધે ફર્યા, ત્યાં કેટલીક જગ્યાએ આખી ભીંતો તકતીઓ, તકતીઓ, તકતીઓથી ભરેલી હોય ! એ તકતીઓની વેલ્યુએશન કેટલી ? તકતી એટલે કીર્તિહેતુ માટે ! અને જ્યાં કીર્તિહેતુ ઢગલે બંધ હોય ત્યાં માણસ જુએ જ નહીં કે આમાં શું વાંચવું ! આખા મંદિરમાં એક જ તકતી હોય તો કોઈ વાંચવા નવરો હોય, પણ આ તો ઢગલેબંધ, આખી ભીંતોની ભીંતો તકતીઓવાળી કરી હોય તો શું થાય ? છતાંય લોક કહે છે કે મારી તકતી મૂકાવજો ! લોકોને તકતીઓ જ પસંદ છે ને !

## અંતે તો ધર્મનો જ સથવારો

ખરે ટાઈમે તો એક ધર્મ જ તમને મદદ કરીને ઊભો રહે, માટે ધર્મના વહેણમાં લક્ષ્મીજી જવા દેજો. ફક્ત એક સુષમકાળમાં લક્ષ્મી મોહ

કરવા જેવી હતી. એ લક્ષ્મીજી તો આવ્યાં નહીં ! અત્યારે આ શેઠિયાઓને હાર્ટ ફેઈલ ને બ્લડ પ્રેશર કોણ કરાવે છે ? આ કાળની લક્ષ્મી જ કરાવે છે.

**પ્રશ્નકર્તા :** જીવનમાં આર્થિક પરિસ્થિતિ નબળી હોય ત્યારે શું કરવું ?

**દાદાશ્રી :** એક વરસ વરસાદ ના પડે તો ખેડૂતો શું કહે છે કે, 'અમારી આર્થિક સ્થિતિ ખલાસ થઈ ગઈ.' એવું કહે કે ના કહે ? પછી પાછું બીજે વરસે વરસાદ આવે ત્યારે એનું સુધરી જાય. એટલે આર્થિક સ્થિતિ નબળી હોય ત્યારે ધીરજ રાખવી જોઈએ, ખર્ચ ઓછો કરી નાખવો જોઈએ અને ગમે તે રસ્તે મહેનત, પ્રયત્નો વધારે કર્યા કરવા જોઈએ. એટલે નબળી પરિસ્થિતિ હોય ત્યારે જ આ બધું કરવાનું, બાકી પરિસ્થિતિ સારી હોય ત્યારે તો એની મેળે ગાડું ચાલ્યા કરે. અત્યારે બહુ નબળી સ્થિતિ છે ? શી શી અડચણ પડે છે ?

**પ્રશ્નકર્તા :** કોઈ પણ ઈચ્છિત વસ્તુ પ્રાપ્ત કરવી હોય તો વાર લાગે.

**દાદાશ્રી :** ઓહો ! ઈચ્છિત વસ્તુ ! પણ આ શરીરને કઈ વસ્તુ જોઈએ છે તે તમે જાણો છો ?

**પ્રશ્નકર્તા :** આમ તો ભગવાનની પ્રાપ્તિ જ મુખ્ય વસ્તુ છે.

**દાદાશ્રી :** ભગવાનની પ્રાપ્તિ માટે આ શરીર છે, પણ એને જરૂર શું શું છે ? રાતે આટલી ખીચડી આપી હોય તો તમને આખી રાત ધ્યાન ધરવા દે કે ના દે ? એટલે આ શરીર કંઈ બીજું માગતું નથી, બીજું બધું તો મનનાં તોફાન છે ! બે ટાઈમ ખાવાનું મળે છે કે નથી મળતું ?

**પ્રશ્નકર્તા :** મળે છે.

**દાદાશ્રી :** આ દેહને જરૂર પૂરતો ખોરાક જ આપવાની જરૂર છે, એને બીજું કશું જરૂર નથી અને નહીં તો પછી આ ત્રિમંત્રો રોજ કલાક કલાક બોલજો ને ! આ બોલશો એટલે આર્થિક પરિસ્થિતિ સુધરી જાય. એનો ઉપાય કરવો જોઈએ. ઉપાય કરીએ એટલે સુધરી જાય. તમને આ ઉપાય ગમશે ?

## લક્ષ્મી, મહેનતનું ફળ કે બુદ્ધિનું ?

વાત તો સમજવી પડશેને ? આમ ક્યાં સુધી પોલંપોલ ચાલશે ? અને ઉપાધિ ગમતી તો છે નહીં. આ મનુષ્ય દેહ ઉપાધિથી મુક્ત થવા માટેનો છે, ખાલી પૈસા કમાવવા માટે નથી. પૈસા શેનાથી કમાતા હશે ? મહેનતથી કમાતા હશે કે બુદ્ધિથી ?

**પ્રશ્નકર્તા :** બંનેથી.

**દાદાશ્રી :** જો પૈસા મહેનતથી કમાતા હોય તો આ મજૂરોની પાસે ઘણા બધા પૈસા હોય. કારણ કે આ મજૂરો જ વધારે મહેનત કરે છે ને ! અને પૈસા બુદ્ધિથી કમાતા હોય તો આ બધા પંડિતો છે જ ને ! તે એમને તો પાછળ ચંપ્પલ અરધું ઘસાઈ ગયેલું હોય છે. માટે પૈસા કમાવા એ બુદ્ધિના ખેલ નથી કે મહેનતનું ફળ નથી. એ તો તમે પૂર્વે પુણ્યૈ કરેલી છે, તેના ફળરૂપે તમને મળે છે અને ખોટ એ પાપ કરેલું તેના ફળરૂપે છે. પુણ્યને અને પાપને આધીન લક્ષ્મી છે. એટલે લક્ષ્મી જો જોઈતી હોય તો આપણે પુણ્ય-પાપનું ધ્યાન રાખવું જોઈએ.

## લક્ષ્મી પ્રત્યે પ્રીતિ ! તો ભગવાન પ્રત્યે ?

આખા જગતે જ લક્ષ્મીને મુખ્ય માની છે ને ! હરેક કામમાં લક્ષ્મી જ મુખ્ય છે. એટલે લક્ષ્મી ઉપર જ વધારે પ્રીતિ છે. લક્ષ્મી ઉપર વધારે પ્રીતિ હોય ત્યાં સુધી ભગવાન ઉપર પ્રીતિ ના થાય. ભગવાન ઉપર પ્રીતિ થયા પછી લક્ષ્મીની પ્રીતિ ઊડી જાય. બેમાંથી એક ઉપર પ્રીતિ બેસે, કાં તો લક્ષ્મી જોડે ને કાં તો નારાયણ જોડે. તમને ઠીક લાગે ત્યાં રહો. લક્ષ્મી રંડાપો આપશે. મંડાવે તે રંડાવે પણ ખરું ! ને નારાયણ મંડાવે નહીં ને રંડાવે પણ નહીં; નિરંતર આનંદમાં રાખે, મુક્તભાવમાં રાખે !

જ્ઞાની પુરુષ પાસે એક વખત ડૂંટીએથી હસ્યા, ત્યારથી જ મહીં ભગવાન જોડે તાર જોઈન્ટ થઈ ગયો. કારણ કે તમારી મહીં ભગવાન બેઠેલા છે, અમારી મહીં પણ ભગવાન બેઠેલા છે, પણ અમારી મહીં ભગવાન સંપૂર્ણ વ્યક્ત થયા છે; જ્યારે તમારામાં વ્યક્ત નથી થયા, બસ

એટલું જ છે. પણ શી રીતે વ્યક્ત થાય ? જ્યાં સુધી ભગવાનના સામે સન્મુખ થયા નથી, ત્યાં સુધી શી રીતે વ્યક્ત થાય ? તમે ભગવાનની સન્મુખ થયા હતા કોઈ દહાડોય ?

**પ્રશ્નકર્તા :** આમ તો અમે લક્ષ્મી સામે સન્મુખ થયા છીએ.

**દાદાશ્રી :** એ તો આખું જગતેય લક્ષ્મી સામે સન્મુખ થયું છે ને ! અને તમે શેઠ લક્ષ્મી સામે સન્મુખ થયા છો કે વિમુખ ?

**પ્રશ્નકર્તા :** હું તો એનાથી ઉદાસીન છું !

**દાદાશ્રી :** એમ ? એટલે તમે સન્મુખેય નહીં ને વિમુખેય નહીં ? એવી રીતે ? ઉદાસીન એ તો બહુ મોટામાં મોટી વસ્તુ છે. લક્ષ્મી આવે તોય ભલે ને ના આવે તોય ભલે.

## આ તે કેવો ભોગવટો ?

લક્ષ્મીને સાચવતાંય આપણા લોકોને નથી આવડતું અને ભોગવતાંય નથી આવડતું. ભોગવતી વખતે કહેશે કે 'આટલું બધું મોંઘું ? આટલું મોંઘું લેવાય ?' અલ્યા, છાનોમાનો ભોગવને ! પણ ભોગવતી વખતેય દુઃખ, કમાતાય દુઃખ ! લોકો હેરાન કરતા હોય તેમાં કમાવાનું. કેટલાક તો ઉઘરાણીના પૈસા પાછા આપે નહીં, એટલે કમાતાંય દુઃખ અને સાચવતાંય દુઃખ ! સાચવ સાચવ કરીએ તોય બેંકમાં રહે જ નહીંને ! બેંકના ખાતાનું નામ જ ક્રેડિટ એન્ડ ડેબિટ, પૂરણ ને ગલન ! લક્ષ્મી જાય ત્યારેય બહુ દુઃખ આપે. 'આ કેરી આટલી બધી મોંઘી તે લવાતી હશે ? આ શાક આટલું બધું મોંઘું કેમ લીધું ?' અલ્યા, બધાયમાં તું મોંઘું મોંઘું બોલ બોલ કરે છે ? મોંઘું કોને કહે છે તે ? તો સોંઘું કોને કહે છે ? આ તો એક જાતની કટેવ પડેલી હોય છે. એને દૃષ્ટિ બેસી ગઈ હોય છે એટલે શું થાય ? આપણે શું કહીએ છીએ કે જે આવ્યું, જે મોંઘા ભાવે આવ્યું એ બધું કરેક્ટ જ છે, વ્યવસ્થિત છે. પણ એને સમજાય નહીં ને ! એને પહેલાંની દૃષ્ટિ બેસી ગયેલી, તે છૂટે નહીં ને !

કેટલાક તો ઈન્કમટેક્ષ પચાવીને બેસી ગયેલા હોય છે, પચ્ચીસ-

પચ્ચીસ કરોડ રૂપિયા દબાવીને બેઠા હોય છે. પણ એ જાણતા નથી કે બધા રૂપિયા જતા રહેશે, પછી ઈન્કમટેક્ષવાળા નોટિસ આપશે ત્યારે રૂપિયા ક્યાંથી કાઢશે ? આ તો નરી ફસામણ છે ! આ ઊંચે ચડેલાને તો બહુ જોખમદારી, પણ એ જાણતો જ નથી ને ! ઊલટું, આખો દહાડો કેમ કરીને ઈન્કમટેક્ષ બચાવું એ જ ધ્યાન. એથી જ અમે કહીએ છીએ ને, કે આ તો તિર્યંચની રીટર્ન ટિકિટ લાવ્યા છે.

રૂપિયાનો નિયમ કેવો છે કે અમુક દિવસ ટકે ને પછી જાય, જાય ને જાય જ. એ રૂપિયો ફરે ખરો, પછી એ નફો લઈ આવે, ખોટ લઈ આવે કે વ્યાજ લઈ આવે, પણ ફરે ખરો. એ બેસી ના રહે, એ સ્વભાવનો જ ચંચળ છે. એટલે આ ઉપર ચડેલો હોય તે પછી ઉપર એને ફસામણ લાગે. ઊતરતી વખતે ઊતરાય નહીં, ચડતી વખતે તો હોંશે હોંશે ચડી જવાય. ચડતી વખતે તો હોંશમાં આમ ઝાલી ઝાલીને ચડે પણ ઊતરતી વખતે તો, પેલી બિલાડી મોઢું માટલીમાં ઘાલે, જોર કરીને ઘાલે ને પછી કાઢતી વખતે કેવું થાય ? તેવું થાય.

## સહજ પ્રયત્ને, સાંધો મળે જ

તેથી અમે કહીએ છીએ કે આપણી પુણ્યૈનું ખાવ. પુણ્યૈ કોનું નામ ? ઘેર સવારના સાડા પાંચ વાગ્યે ઉઠાડે કે, 'ભઈ, અમારે બંગલો બંધાવવો છે ને એનો કંટ્રાક્ટ તમને આપવો છે !' આવું 'વ્યવસ્થિત' છે ! જો ધણી દોડધામ ના કરતો હોય તોય 'વ્યવસ્થિત' ધણીને ઉઠાડવા આવે અને ધણી જો દોડધામ કરતો હોય બંગલો બંધાવા સારું, તો 'વ્યવસ્થિત' શું કહેશે કે, 'થાય છે હવે !'

આ 'વ્યવસ્થિત'ની બહાર કશું થાય એવું નથી. છતાં આપણે 'વ્યવસ્થિત'નો અર્થ એવો ના કરવો જોઈએ કે 'આપણે સૂઈ રહો, બધું થઈ જશે.' જો 'વ્યવસ્થિત' કહેવું હોય તો આપણો પ્રયત્ન હોવો જોઈએ, છતાં પ્રયત્નો તે તો 'વ્યવસ્થિત' કરાવે એટલા જ કરવાના હોય. પણ આપણી શું ઈચ્છા હોવી જોઈએ ? પ્રયત્ન કરવાની. પછી 'વ્યવસ્થિત' જેટલા કરાવે એટલા પ્રયત્નમાં. પછી દસ વાગ્યાથી ઉઘરાણી માટે હેંડવા

માંડ્યા, પેલો ભાઈ ભેગો ના થયો તો પાછા બાર વાગ્યે ગયા તોય ભેગો ના થયો તો પછી ઘેર આવીને ફરી પાછા દોઢ વાગ્યે જઈએ, એવું નહીં કરવાનું. પ્રયત્ન એટલે એક ફેરો જઈ આવવાનું, ફરી પાછો વિચાર નહીં કરવાનો. આ તો પ્રયત્ન કરે તે કેટલું કે ધક્કા ખા ખા કર્યા કરે. પ્રયત્ન તો સહજ પ્રયત્ન હોવા જોઈએ. સહજ પ્રયત્ન કોનું નામ કહેવાય કે આપણે જેને ખોળતા હોય તે સામો મળે. આમ એને ઘેર જઈએ તો એ જડે નહીં, પણ પાછા હેંડતી વખતે ભેગો થઈ જાય. અમને બધું સહજ પ્રયત્ને થાય, સહેજાસહેજ એવો હિસાબ બધો ગોઠવાયેલો. કારણ કે અમારો ડખો નહીંને કોઈ જાતનો !

## હિસાબી રકમ, વધ-ઘટ થાય નહીં

લક્ષ્મી કોઈ આઘીપાછી કરનાર છે જ નહીં, ઓછી કે વધતી પણ કોઈ કરનાર નથી. આ તો ફક્ત અહંકાર જ કરે છે કે, 'આ બધું હું કમાયો.' લક્ષ્મી તો તમારો હિસાબ છે ને તે તમે જેવી રીતે માંગો તેવી રીતે તમને મળે. કોઈ તમને કહે કે, 'તમારું કઈ રીતે ટેન્ડર છે ?' ત્યારે તમે કહો કે, સાહેબ, 'બધી રીતે ચોરી કરીને જ કમાવું છે.' ત્યારે કહેશે કે, 'તારી રકમ તને તેવી રીતે મળશે.' તમે કહો કે, 'સાહેબ, મારે પૈસા ભારેય ચોરી કરવી નથી.' તોય તેની તે જ રકમ મળશે. રકમ ઈઝ ધી સેમ. પણ આ તો તમારો ત્યાં આગળ ટેસ્ટ થાય છે અને જો ચોરી કરવાથી રકમ વધતી હોય તો કોઈને ખોટ જાય નહીં.

**પ્રશ્નકર્તા :** અત્યારે લોભને લીધે આ અધર્મ પેઠો છે ને ?

**દાદાશ્રી :** હા, આ લોભને લઈને જ બધું નુકસાન થાય છે, એ લોભ જ એને ફસાવે છે. 'આમ કરોને, એટલે આટલા દસ હજાર બચી જાય.' તેથી તો લોભને દુશ્મન કહ્યો છે ને ! લોભ ઊંધું શીખવાડીને માણસને આંધળો કરી નાખે છે, 'આ દસ હજાર બચી જાય છે માટે લખી કાઢોને ઊંધું !'

**પ્રશ્નકર્તા :** અને લોભને પણ વધારનાર આપણી સરકાર જ છેને ?

**દાદાશ્રી :** સરકાર એટલે છેવટે આપણે જ છીએ, એ આપણું જ

સ્વરૂપ છે. એટલે એ આપણી ને આપણી જ માથે આવે છે, માટે કોને ગાળ દેવી ? સરકાર તો આપણું જ પ્રતીક છે. એટલે કોને કહેવું આપણે ? માટે ભૂલ પોતાની જ છે. બધી બાબતમાં જો પોતાની જ ભૂલ જોશે તો ભૂલ ભાંગશે, નહીં તો ભૂલ ભાંગશે નહીં.

**પ્રશ્નકર્તા :** આપણને આજે એમ લાગે છે કે આપણી પ્રજા કેટલા બધા પૈસા વાપરે છે, પણ આપણા જમાનામાં રૂપિયે મણ બાજરી હતી અને અત્યારે ?

**દાદાશ્રી :** વાત ખરી છે ! એવું છે ને, હું તમને ખરી વસ્તુ કહી દઉં, એ હકીકત જાણવા જેવી છે કે આવી જો મોંઘવારી થાય તો 'પબ્લિક' ખાવા-પીવાનું કશું ના પામે. એટલે પછી મેં જ્ઞાનથી જોયું કે, 'આ શું છે તે ? આ માણસો શી રીતે તેલ લાવીને ખાય છે ? શી રીતે દસ રૂપિયાના ભાવની ખાંડ લાવીને ખાય છે ? આટલી મોંઘી વસ્તુઓ તે કેવી રીતે ખાતા હશે ?' એ બધો હિસાબ કાઢ્યો. છેવટે જ્ઞાનથી જોયું ત્યારે ખબર પડી કે ત્યાં આગળ રૂપિયાની ભાંજગડ નથી હોતી. તમારે કેટલું ઘી, કેટલું તેલ, કેટલું શાક, કેટલું વેજીટેબલ ઘી, કેટલું ચોખ્ખું ઘી, કેટલું દૂધ; આ બધાનો હિસાબ તમારી જોડે 'જોઈન્ટ' થયેલો છે. તેથી આ બધી વસ્તુઓ મળે છે, નહીં તો આ તો કોઈનેય મળે નહીં, શ્રીમંતોનેય મળે નહીં.

## નિંદા નિર્જરતા, લક્ષ્મી ઉભરાય

આ આપણો દેશ ક્યારે પૈસાવાળો થશે ? ક્યારે લક્ષ્મીવાન અને સુખી થશે ? જ્યારે નિંદા અને તિરસ્કાર એ બંધ થઈ જશે ત્યારે. આ બે બંધ થયા કે દેશમાં નર્યા પૈસા ને લક્ષ્મી પાર વગરની થાય.

**પ્રશ્નકર્તા :** નિંદા ને તિરસ્કાર ક્યારે બંધ થાય ?

**દાદાશ્રી :** લોભ વધે એટલે નિંદા અને તિરસ્કાર, બેઉ બંધ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** લોભ વધે તો કપટ વધે ને ?

**દાદાશ્રી :** હા, પણ લોકોના તિરસ્કાર ને નિંદા કરવાની તો બંધ થઈ જાય ને ! લોભિયો માણસ નવરો પડે જ નહીં ને લોભી તો એના

તાનમાં જ હોય, એટલે એને લક્ષ્મીના અંતરાય પછી ના પડે. લક્ષ્મી તો કોને અંતરાય ? કે જેને આ બધું થાય ને કે ‘ચંદુલાલ આવા છે, ફલાણાભાઈ આવા છે.’ એવી નિંદા છે ત્યાં લક્ષ્મી નથી. ‘આ નીચી નાતનો છે, આ ઊંચી નાતનો છે, આ આમ છે, આ તેમ છે.’ એવી કશી લોભિયાને ભાંજગડ જ ના હોય. કોઈ વાઘરો હોય, પણ એનો ઘરાક હોયને તો તેનેય કહેશે કે, ‘આવો ભાઈ, બેસો શેઠ, અહીં ગાદી પર બેસોને !’

**પ્રશ્નકર્તા :** લોભિયાને એટલે કોઈ અંતરાય આવો ના અડે ?

**દાદાશ્રી :** લોભિયો એટલે એકલા પૈસાનો જ લોભ એ નહીં, સુખનોય લોભ હોય.

**પ્રશ્નકર્તા :** માનનો લોભ ખરો ?

**દાદાશ્રી :** માનનો લોભ ના ગણાય, સુખનો લોભ કહેવાય. માનના લોભમાં તો પાછી નિંદા પેસી જાય.

**પ્રશ્નકર્તા :** તો આ મુંબઈમાં લોકો માનના લોભમાં નહીં ?

**દાદાશ્રી :** ના, આ માનનો લોભ ખરેખર ગણાતો નથી, સુખનો લોભ હોય છે. માનનો લોભ હંમેશાં ક્યારે કહેવાય કે બીજાની નિંદા કરવાની તેને નવરાશ મળે. મુંબઈ શહેરમાં લોકોને પૂછી આવો જોઈએ કે, ‘તમને બીજાની નિંદા કરવાની નવરાશ છે ?’ ત્યારે કહે, ‘ના.’ એટલે ઘડીવારની નવરાશ આ લોકોને ના હોય અને ત્યાં વઢવાણમાં જઈએ તો ?

**પ્રશ્નકર્તા :** ત્યાં બધે એ જ હોય.

**દાદાશ્રી :** છતાં એ અમે શું કહ્યું છે કે, આ હિન્દુસ્તાનમાં નિંદા અને તિરસ્કાર ઘટવા માંડ્યા છે અને લોભ વધ્યો છે. સુખનો લોભ લાગ્યો છે તેથી હિન્દુસ્તાનનું સારું થવાનું છે. આ લક્ષણ પરથી હું સમજી જઉં. ભલેને જરા મોહ વધશે, પણ બીજું નિંદા-તિરસ્કાર બધું ઘટશે ને ?

આ લોભિયો હોય તેને ત્યાં જો આપણા પૈસા ઘલાયા ને આપણે એને ગાળો ભાંડીએ ત્યારે એ હસે ! અલ્યા, હું ગાળ ભાંડું છું ને તું હસે

છે ? તે પછી આડોશી-પાડોશીને રસ્તે જતાં લોક આપણને શું કહે કે, 'આ ચિડાય છે માટે આ જ નાલાયક માણસ છે.' આ જુઓને બિચારો હસે છે, તે અક્કરમી ઊલટો માથે પડે ! રૂપિયા જાય આપણા અને આપણે લોભિયા જોડે ખોટા દેખાઈએ. સમજણ પડીને, લોભિયો કેવો હોય ?

**પ્રશ્નકર્તા :** લોભિયો પોતાના સુખની અંદર રહ્યા કરે.

**દાદાશ્રી :** એ જાણે કે હમણે આ થાકીને જતો રહેશે અને આપણને તો આ રૂપિયા મળ્યા ને !

આવી વાત લોકો જાણે તો સુખિયા થઈ જાય ને !

આ કુદરત આપણા 'હેલ્પ'માં છે એ વાત નક્કી છે. એટલે મેં કહી રાખ્યું છે કે ૨૦૦૫માં હિન્દુસ્તાન વર્લ્ડનું કેન્દ્ર થઈ જવાનું છે. માટે આ વાત બહુ સમજવા જેવી છે. શાથી લોકો દુઃખી હતા, તે મેં ખોળી કાઢ્યું અને અત્યારે ગામડાવાળા શાથી દુઃખી છે ? હજી આ નિંદાના જ ધંધામાં પડેલા છે. આજનાં આ જીવડાં તો કશુંય ના હોય તો એય રેડિયા-ટીવી.ના મસ્તીમાં ને મસ્તીમાં રહે ! આ લોકો કોઈની નિંદામાં ના પડે. એ તો ટી.વી. જુએ, બીજું જુએ, ફલાણું જુએ, તેય પોતાની આંખો બગાડીને, કંઈ લોકોની આંખો ઓછી બગાડે છે ? પોતાની જ જવાબદારીને ! આપણો આખો દેશ નિંદાથી, ભયંકર નિંદાથી ખલાસ થઈ ગયો હતો. શાસ્ત્રકારોએ નિયમ કહેલો છે કે અવશ્ય ટીકા કરજો. ટીકા નહીં કરો તો મનુષ્યો પાછાં નહીં ફરે. એ ટીકાનું 'એક્ઝેગરેશન' થઈ ગયું અને તેની નિંદા આવી ગઈ ! જે વિટામિન હતું તેનો જ નાશ કર્યો !

હું તો પોઝિટિવ કરવા માગું છું, નેગેટિવ સેન્સ જ લાવવા નથી માંગતો. જો એ સારો હોય ને, તો એને સારામાં પુષ્ટિ આપી દઉં. એટલે સારું એટલું બધું પ્રકાશમાન થાય, એટલી બધી જગ્યા રોકતું જાય કે નેગેટિવ જ ઊડી જાય. આ જગતને નેગેટિવે અત્યાર સુધી અથાડ અથાડ કરેલું ! લક્ષ્મી આવ્યા પછી સુખ ના હોય, મહીં બળાપો થતો હોય તો એ બધી પાપાનુબંધી પુણ્યૈની લક્ષ્મી છે, નહીં તો સાચી લક્ષ્મી એક ક્લેશ ના થવા દે. એટલે લક્ષ્મીના તો એવા સુંદર ગુણો છે !

## 'કારણ' વગર 'ક્લેઈમ' ના હોય

**પ્રશ્નકર્તા :** અકારણ તો કશું હોતું જ નથી ને ?

**દાદાશ્રી :** અકારણ જગત જ નથી. જ્યાં અકારણ થાય ત્યાં મોક્ષ થાય ! 'કારણ' કોઈ પણ રહે નહીં, જ્યાં કોઈ પણ કલેઈમ ના રહે, તો આ જગત પૂરું થઈ જાય છે ! આ તો ઘરનાં બધાંનો કલેઈમ, ઘરાકોનો કલેઈમ ! 'અલ્યા, મારું શું કામ નામ દો છો ?' ત્યારે કહેશે, 'જરા તમને મળવું હતું !' એટલે ક્લેઈમ છે બધાનો. પાછો ઈન્કમટેક્ષવાળોય બોલાવે, ફફડાવે હઉં ! શાથી ? ક્લેઈમ છે. અહીં આવ્યા તે કારણ હશે કે અકારણ ? એટલે કારણ વગર તો અવાય જ નહીં, અકારણ કશું બનતું જ નથી. કંઈક કારણ તો ખરું જ ! ભલે, તમને વિચારતાં ના આવડે એ વાત જુદી છે, પણ કારણ વગર કાર્ય બને નહીં !

## બંધન, વસ્તુનું કે રાગ-દ્વેષનું ?

કોઈ પણ ભોગે બધો હિસાબ ચૂકવવાનો. હિસાબ ચૂકવવા માટે આ બધો અવતાર છે. જન્મ્યા ત્યારથી મરણ સુધી બધું ફરજિયાત છે.

**પ્રશ્નકર્તા :** આ દેવાળું કાઢે ને પૈસા નથી ચૂકવતા, તો એને પછી બીજા અવતારે ચૂકવવાનું ?

**દાદાશ્રી :** એને ફરી પૈસા દેખાય નહીં, રૂપિયો એના હાથ અડે નહીં પછી. આપણો કાયદો શું કહે છે ? કે રૂપિયા પાછા આપવા માટે તમારો ભાવ ના બગડવો જોઈએ, તો જરૂર એક દહાડો તમારી પાસે રૂપિયા આવશે ને દેવું ચૂકવાશે ! ગમે તેટલા રૂપિયા હશે, પણ છેવટે રૂપિયા કંઈ જોડે આવે નહીં. માટે કંઈક કામ કાઢી લો. હવે ફરી મોક્ષમાર્ગ મળે નહીં. એક્યાસી હજાર વર્ષ સુધી મોક્ષમાર્ગેય હાથમાં આવવાનો નહીં. આ છેલ્લામાં છેલ્લું 'સ્ટેન્ડ' છે, હવે આગળ 'સ્ટેન્ડ' નથી.

પૈસાનું કે એવું તેવું સંસારનું દેવું હોતું નથી, રાગ-દ્વેષનું દેવું હોય છે. પૈસાનું દેવું હોત તો અમે ના કહીએ કે, 'ભાઈ, પાંચસો પૂરા માગતો

હોય તો પાંચસો પૂરા આપી દેજે, નહીં તો તું છૂટીશ નહીં !' અમે તો શું કહીએ છીએ, કે એનો નિકાલ કરજે, પચાસ આપીનેય તું નિકાલ કરજે. એને કહીએ કે, 'તું ખુશ છોને ?' ત્યારે એ કહે કે, 'હા, હું ખુશ છું.' એટલે નિકાલ થઈ ગયો.

જ્યાં જ્યાં તમે રાગ-દ્વેષ કર્યા હોય, એ રાગ-દ્વેષ તમને પાછાં મળશે.

## હિસાબી બંધન, રૂપિયાથી કે ભાવથી ?

**પ્રશ્નકર્તા :** ભાવ ચોખ્ખો હોવો જોઈએ ને ? ભાવ જ બગડી ગયો હોય તો પાછા શી રીતે અપાય ?

**દાદાશ્રી :** એ ભાવ ચોખ્ખો નથી, એ ઉપરથી જ આપણે હિસાબ કાઢી શકીએ કે આ અપાશે નહીં અને ભાવ ચોખ્ખો હોય તો જાણવું કે આ પાછા અપાશે. આપણે આપણી મેળે તોલ કાઢી જોવો.

આપણને અડચણ હોય તો આપણે એટલું જોવું કે આપણો ભાવ ચોખ્ખો રહે છે કે નહીં ? તો ચોક્કસ અપાશે, પછી ચિંતા કરવા જેવું નથી.

આપણે કોઈકના રૂપિયા લીધા હોય તો આપણો ભાવ ચોખ્ખો રહે તો જાણવું કે આ પૈસા આપણાથી અપાશે, પછી એના માટે ચિંતા-વરીઝ નહીં કરવાની. ભાવ ચોખ્ખો રહે છે કે નહીં એટલું જ જોવાનું, આ એનું લેવલ છે. સામો ભાવ ચોખ્ખો રાખે કે ના રાખે, તેના ઉપરથી આપણે જાણીએ. એનો ભાવ ચોખ્ખો ના રહેતો હોય ત્યારથી આપણે જાણીએ કે આ પૈસા જવાના છે.

ભાવ ચોખ્ખો તો જોઈએ જ. ચોખ્ખો ભાવ એટલે તમારા અધિકારથી તમે શું કરો ? ત્યારે કહેશે કે, 'આજે બધા રૂપિયા હોત તો આજે જ આપી દઉં !' એનું નામ ચોખ્ખો ભાવ. ભાવમાં તો એવું જ હોય કે ક્યારે વહેલામાં વહેલી તકે અપાય.

## આ તો એક્સ્ટ્રા આઇટમ

એક માગતાવાળો એક જણને પજવતો હતો. તે મને કહેવા આવ્યો કે, 'આ માગતાવાળો, મને ગાળો ખૂબ દેતો હતો.' મેં કહ્યું કે, 'એ આવે ત્યારે મને બોલાવજે.' પછી પેલો માગતાવાળો આવ્યો, ત્યારે એનો છોકરો બોલાવવા આવ્યો. હું એને ઘેર ગયો. હું બહાર બેઠો ને પેલો માગતાવાળો અંદર પેલાને બોલતો હતો, 'તમે આવી નાલાયકી કરો છો ? આ તો બદમાશી કહેવાય.' આમતેમ બહુ ગાળો દેવા માંડ્યો. એટલે પછી મેં અંદર જઈને કહ્યું, 'તમે માગતાવાળા છો ને ?' ત્યારે કહે, 'હા, હું માગતાવાળો છું.' મેં કહ્યું, ''અને આ આપનારા છે. તમારા બેનું એગ્રીમેન્ટ છે. એણે આપવાનું એગ્રીમેન્ટ કર્યું છે ને તમે લેવાનું એગ્રીમેન્ટ કર્યું છે અને આ ગાળો તમે દો છો તે 'એકસ્ટ્રા આઈટમ' થાય છે, એનું પેમેન્ટ કરવું પડશે. ગાળો દેવાની શરત કરારમાં નથી કરી. ગાળે ગાળે ચાલીસ રૂપિયા કપાશે. વિનયની બહાર બોલ્યો તો તે 'એકસ્ટ્રા આઈટમ' થઈ કહેવાય, કારણ કે તું કરારની બહાર ચાલ્યો છે.'' આવું કહીએ એટલે એ ચક્કરેય પાંસરો થાય ને ફરી આવી ગાળો ના ભાંડેને ! અમે તો આવડું આવડું આપીએ કે એનાથી સામું ના બોલાય ને એ પાંસરો થાય.

અમે તો આ દેહ છે ને તે સટ્ટામાં મૂકેલો છે. જેણે સટ્ટામાં મૂકેલો હોય એને ભો હોય કશો ? અમે આવડું આવડું આપીએ, પણ એ એનાં હિતને માટે હોય. અમારું પોતાનું હિત તો થઈ ગયેલું છે, સર્વસ્વ હિત થઈ ગયેલું છે, તે તમારા હિતના માટે મારે કહેવું પડે. પછી માગવાવાળો પાંસરો ચાલે ને ? એને સમજણ નથી કે આ ગાળો એટલે શું છે ? એ 'એકસ્ટ્રા આઈટમ' કહેવાય. આણે આપવાના છે એ શરત છે, તારે લેવાના છે એ શરત છે અને આ વધારાની આઈટમ ક્યાંથી આવી ? આ 'એકસ્ટ્રા આઈટમ'ના પૈસા આપવા પડે ! કારણ કે 'એકસ્ટ્રા' બોલ્યો કેમ તું ?

## દૃષ્ટિ પ્રમાણે જીવન વહી જાય

આ લોકોને તો એવું છે કે પાનાં રમતાં પહેલાં જ્ઞાન હોય કે આ પાનાં તો ગમ્મતની ખાતર રમવાનાં છે. રમી રહ્યા પછી આપણે પૂછીએ

કે કેમનું છે ? તો કહેશે કે, 'ગમ્મતને ખાતર રમતા હતા.' પણ જ્યારે પાનાં રમે ને, તે વખતે રાગ-દ્વેષ કરે, ગોટાળા કરે, બધુંય કરે. એવો આ જીવનો સ્વભાવ છે. જો ગમ્મતને માટે રમો છો તો ગમ્મત જ કરોને ! પણ એમાં ગોટાળા કરવાની ક્યાં જરૂર છે ? ગમ્મત કરવા બેઠા તો ગમ્મત જ કરવી પડે ને ? તે આમ ગોટાળા કરીને સામાને 'કોટ' પહેરાવે. એટલે જીવનો સ્વભાવ મૂળથી જ વાંકો છે અને તેનો માર ખા ખા કરે છે. વીતરાગ જેવા ડાહ્યા થઈ જાય ને, તો કશી ખોટ નથી.

## ઉપયોગમય જીવન કઈ રીતે ?

આ નખ બહાર રસ્તામાં નાખી દે તેને ખેંચવા કેટલી કીડીઓ આવે ! અને એના પર કોઈનો પગ પડે તો એ બધી કીડીઓ મરી જાય. આમાં નિમિત્ત નાખનારો બને.

એટલે આ તો બહુ ઉપયોગપૂર્વક, વિચારપૂર્વક જીવન જીવવાનું છે કે 'આનું શું પરિણામ આવશે ? આનું શું પરિણામ આવશે ?' ત્યારે કહે છે, 'એ પરિણામ વિચારતાં વિચારતાં આત્મા તેવો થઈ જાય ?' ત્યારે કહે, 'ના, એ પરિણામના વિચારને જે જાણે છે તે આત્મા છે.' પણ પરિણામ તો સીધાં જ જોઈશે ને ?

આપણે આ નખનો ટુકડો નાખી તો જોજો, કીડીઓને સુગંધ આવી જ જાય, એટલે તરત ભેગી જ થઈ જાય અને વાળનો ટુકડો આવે તો ત્યાં તે નથી ભેગી થતી. વાળમાંય સુગંધી હોય છે અને પેલામાંય સુગંધ હોય છે, પણ વાળ આગળ ભેગી નથી થતી.

આ બધું ઝીણવટથી જીવવું જોઈએ, ખરું કે નહીં ?

❖❖❖❖❖

# [૧૪]
# પસંદગી, પ્રાકૃત ગુણોની

## જગસંબંધની યથાર્થતા...

જ્ઞાન ના હોય ને તાંબાનું બેડું ખોવાઈ ગયું હોય તો બૈરાંને શું થાય ? જાણે આત્મા ખોવાઈ ગયો હોય એવું મહીં લાગ્યા કરે, રાતે ઊંઘમાં હઉ બધું એવું લાગે ! અને માટલી ફૂટી ગઈ હોય તો ? તો કહે, 'છો ફૂટી ગઈ ! બે આનાની તો હતી !' એટલે એને કશુંય ના થાય. એવી રીતે આ જગત જ્યારે 'માટલી સ્વરૂપ' દેખાશે, ત્યારે આત્માની કિંમત થશે ! પણ જ્યાં સુધી આ તાંબા જેવું લાગે છે, ત્યાં સુધી ઉપાધિ છે. ખરેખર તો આ જગત ગૂંચવણી જેવું છે જ નહીં. આ તો ખાલી ભ્રાંતિ છે, આંટી જ પડી ગયેલી છે. આમ આંખ નીચે હાથ પડેલો હોય ત્યારે બે દીવા દેખાય. અલ્યા, હાથ છોડી દે ને છાનોમાનો ! જ્ઞાનીના કહેવાથી છોડ. ત્યારે કહે, 'ના, સાહેબ, બે છે તેનું કંઈ મહીં નવી જાતનું થઈ જાય તો !' અલ્યા, એક જ છે, તને બે લાગે છે તે જ તારી ભ્રાંતિ છે !

આ દુનિયાને યથાર્થ જેમ છે તેમ જાણીએ તો, જીવન જીવવા જેવું છે. યથાર્થ જાણીએ તો સંસારી ચિંતા-ઉપાધિ હોય નહીં, એટલે જીવવા જેવું લાગે પછી !

**પ્રશ્નકર્તા :** મનુષ્યનો જગત સાથેનો અને પરમાત્મા સાથેનો સંબંધ કેવા પ્રકારનો છે ?

**દાદાશ્રી :** જગત સાથેનો સંબંધ એનો ભ્રાંતિમય સંબંધ છે અને પરમાત્મા સાથેનો સંબંધ સાચો સંબંધ છે, પણ આ સંબંધ છે ત્યાં સુધી પેલો સંબંધ નથી અને પેલો સંબંધ થયા પછી આ સંબંધ નહીં રહે. તમારે બેઉ

સંબંધ રાખવા છે સાથે ? બે સંબંધ રાખવા હોય તો પરમાત્માની ભક્તિ કરો, પણ ઓળખીને ભક્તિ કરો; નહીં તો તમે ભક્ત અને એ ભગવાન, એમ 'તૂ હીં તૂ હીં' કર્યા કરો તો કશું વળે નહીં.

**પ્રશ્નકર્તા :** ભગવાનને બધું સમર્પણ કરીને રહેવું એ સાચો ને સુખી થવાનો માર્ગ છે ને ?

**દાદાશ્રી :** હા, પણ ભગવાનને સમર્પણ કરીને કોઈ રહેલો જ નહીં આ દુનિયામાં ! મોઢે બોલે ખરા કે ભગવાનને સમર્પણ ! પણ બધાએ વહુને સમર્પણ કરેલું. વ્યવહારમાં બોલવાનું કે ભગવાનને સમર્પણ કરેલું છે, ભક્તિ કરે ત્યારે ભગવાનને સમર્પણ બોલે; પણ ભગવાનને સમર્પણ કરેલું હોય તો એને દુઃખ જ શું હોય ?

## ...તો અહંકાર ઠેકાણે રહે

**પ્રશ્નકર્તા :** ઈચ્છા પૂરી થવા શું કરવું ?

**દાદાશ્રી :** એવું છે ને, આ કળિયુગ છે, તેમાં ઈચ્છાઓ જે થાય ને તેની જ પ્રાપ્તિ થાય તો આપણો અહંકાર વધી જાય ને પછી ગાડું ઊંધું ચાલે. એટલે આ કળિયુગમાં હંમેશાં એને ઠોકર વાગેને, તો જ સારું. એટલે દરેક યુગમાં આ વાક્ય જુદી જુદી રીતે હોય છે. એટલે આ યુગને અનુસરીને આ વાક્ય આવી રીતે કહેવાય. અત્યારે જો ઈચ્છા પ્રમાણે ભેગું થાય તો એનો અહંકાર વધે. મળે છે બધું પુણ્યના હિસાબે અને વધે છે શું ? કે અહંકાર, 'હું છું.' એટલે આ જેટલી ઈચ્છાઓ થાય ને એ પ્રમાણે ના થાય ત્યારે એનો અહંકાર ઠેકાણે રહે ને વાતને સમજતો થાય. ઠોકરો વાગે ત્યારે સમજાય; નહીં તો સમજાય જ નહીંને ! ઈચ્છા થાય ને મળ્યું, તેથી તો આ લોક ઊંચાં ચડી ગયાં. ઈચ્છા પ્રમાણે મળ્યું ત્યારે તો આ દશા થઈ બિચારાની ! જે પુણ્યૈ હતી તે તો વપરાઈ ગઈ ને ઊલટું ફસામણમાં આવી ગયા ને અહંકાર ગાંડો થઈ ગયો ! અહંકારને વધતાં વાર ના લાગે. ફળ કોણ આપે છે ? પુણ્યૈ આપે છે અને મનમાં શું જાણે કે 'હું જ કરું છું.' તે અહંકારીને તો માર જ પડેલો સારો. ઠોકરો ખાઈ ખાઈને એને જે પ્રાપ્તિ થાય તેમાં જ ફાયદો.

ઈચ્છા થઈ ને તરત મળ્યું કે ઘરમાં પગ તો ઊંચો ને ઊંચો મૂકે, બાપનેય ગણકારે નહીં ને કોઈનેય ગણકારે નહીં. એટલે ઈચ્છા થઈ ને મળે તો જાણવું કે અધોગતિમાં જવાનું છે, એનું મગજ વધતું વધતું ચક્રમ થઈ જાય. થોડાઘણાને અત્યારે ઈચ્છા પ્રમાણે મળ્યું છે, તે તો અત્યારે પાંચ-દસ લાખના ફ્લેટમાં છે ને તે બધાની જાનવર જેવી દશા થઈ ગઈ છે. ફ્લેટ હોય દસ લાખનો, પણ એમાં એમને હિતકારી નથી એ, પણ આ તો એમની દયા ખાવા જેવી સ્થિતિ છે.

## મુશ્કેલીમાં લાલચ તે શી ?

આખી જિંદગી ભો નહીં, ભડકાટ નહીં, સંસારમાં જે થવાનું હોય તે 'વ્યવસ્થિત'ની બહાર કશું થઈ જવાનું નથી. કો'ક હાથ જોઈને કહેશે કે, 'તમારી લાઈફમાં ઘાત છે.' ત્યારે કહેવું કે, 'એક હોય, બે હોય કે ચાર હોય, તેનો વાંધો શો છે આપણે ?' કારણ કે આપણે જાણીએ છીએ કે આ ઘાત એ તો 'વ્યવસ્થિત'ના હાથમાં છે, એ જ્યોતિષી શું કરવાનો છે ? અને જેને 'વ્યવસ્થિત' ખબર ના હોય તે તો 'ઘાત છે' કહેતાંની સાથે જ મહીં ચમક ઊપડે કે કેટલે વર્ષે છે ? આ જ્યોતિષ લોકોની તો દુકાનદારી પદ્ધતિસરની, જરા મોઢું ઢીલું દીઠું કે ઘાત પહેલી જ કહી દે. પછી કહેશે, 'લક્ષ્મી મળે છે એવું લાગે છે ?' એટલે પેલો ગજવામાં છ જ રૂપિયા હોય તોય પાંચ રૂપિયાની નોટ આપી દે. અલ્યા, છ રૂપિયા જ છે ને પાંચ ક્યાં આપી દે છે ? હવે પેલા જ્યોતિષના પગમાં જોવા જાય તો ચંપલ ના હોય. અલ્યા, એના પગમાં ચંપલ નથી, એ તારું શું જોઈ આપવાનો છે ? કેટલાક મોટા શેઠ હોય, તે શેઠને જ્યોતિષ પાસે બેસતાં શરમ આવે. તે પેલાને જ એમને બંગલે બોલાવે. હવે પેલાના પગમાં નથી જોડા, નથી એનામાં કશી બરકત, એના મોઢા ઉપર નૂર નથી, એ તારું શું જોઈ આપવાનો છે ? કોઈ નૂરવાળા પાસે જા, પણ આ લોક તો લાલચના માર્યા ગમે ત્યાં હાથ ઘાલે. જ્યોતિષીઓ પણ બહુ પાકા હોય, મોઢા પરથી જ ઓળખી કાઢે કે આ ભાઈ આટલામાં છે. એવુંય ઓળખી કાઢે કે આ ભાઈ કંઈ આપશે જ નહીં, એટલે એની પાસે આવતાં જ ડરે, એટલે માણસને ઓળખી કાઢે. આમ આંખો જુએ, કાન જુએ, મોઢું જુએ, બધું જોઈ પછી પગપેસારો કરે.

આમ સામગ્રી તો ખોળે ને ? એમને લક્ષણનું ભાન હોય, બધી ખબર હોય, બહુ પાકા હોય, કારણ કે બહુ માણસો જોયેલાં હોય ને ! સાંજ પડે ઘરાક પાંચ-દસ મળ્યા જ કરવાનાં. લોક બિચારાં લાલચનાં માર્યાં શું ના કરે ? બીકનો માર્યો જે કહે તે કરે. અલ્યા, કોઈ બાપોય નથી. તું આમ જ્યોતિષ કશું ખોળીશ નહીં. બેસ એકલો જઈને, ખાનગીમાં જઈને ! જ્ઞાન ના મળ્યું હોય તોય એમને એમ કો'કના કહ્યા પ્રમાણે કરને ! 'બાપો' તો મહીં બેઠો છે મોટો ! એ મહીંવાળાને 'બાપો, બાપો' કરશે તોય એમને પહોંચશે, પણ લાલચુ લોકો તે બહાર છેતરાયા જ કરે ને લોકો ! એને લૂંટી જ લે છેને ચોગરદમથી !

મોટામાં મોટો ગુણ લાલચ ના હોય એ અસલ, દર અસલ ! અને લાલચ, આમની પાસે શી લાલચ ? આ બે હાથવાળા માણસો ! આમની પાસે શું ખોળવાનું ? આજે પચ્ચીસ અબજ રૂપિયા હોય તોય કાલે ભિખારી થઈને ઊભો રહે, એનું ઠેકાણું નહીં. આમની પાસે લાલચ શી ? મહીંવાળાનું નામ દે, નહીં તો ઉપરવાળાનું નામ દે. ઉપરવાળાને કહીશ તોય મહીં પહોંચશે !

## ઘાટવાળા પ્રેમે, વધાર્યો સંસાર

ઘાટ વિનાના નિર્‌મળ પ્રેમની
પંદરે ક્ષેત્રોમાં ફેલી જો સુવાસ... - નવનીત

ઘાટ વગરનો પ્રેમ શીખી લાવો બધા, એ શીખવા જેવું છે. આમ પ્રેમ તો સહુ કોઈ રાખે છે, પણ ઘાટ વગરના પ્રેમની તો વાત જ જુદીને ! આ બધા રાખે છે ને, તે પ્રેમ નથી રાખતા ? પણ હવે ફક્ત મહીંથી ઘાટ કાઢી લઈએ તો શું થયું ? પંદર ક્ષેત્રોમાં સુવાસ ફેલાય, એવું કવિરાજ કહે છે ! આ કવિરાજે કંઈ બુદ્ધિપૂર્વકનું નથી લખ્યું, એ તો સહજભાવે નીકળેલું છે. જે સત્ય હતું તે બહાર પડ્યું છે, આખું સત્ય જ બહાર પડ્યું છે.

મહીંથી બધો ઘાટ કાઢી લઈએ, પછી રહ્યું શું ? નિર્મળ પ્રેમ રહ્યો ! 'આ મારે કામનો છે' એવો વિચાર આવવો જ કેમ જોઈએ ? કેટલાકને તો કશું થયું ના હોય, તોય ડૉક્ટર આવે તો ઊભો થઈને કહે, 'આવો

ડૉક્ટર, આવો !' મનમાં કહેશે કે 'કો'ક દહાડો કામના છે.' અલ્યા, તું માંદો પડે ક્યારે ને આ ભેગો થાય ક્યારે ? આ ક્યાં સુધીનો કામનો છે ? અરે, રસોઈયો રસ્તામાં મળે તો તે તેને, 'અલ્યા, આવ આવ' કરે ! અલ્યા ભઈ, કેમ આને તમે આટલું બોલાવ, બોલાવ કરો છો ? ત્યારે કહે, 'કો'ક દહાડો કામ પડે ત્યારે રસોઈયાને બોલાવાયને !' શું ઘાટવાળા ! જાણે અહીંથી જવાનું ના હોય ને, એવી વાતો કરે છે ને ! નનામી ના કાઢવાની હોય, એવી વાતો કરે છે ને ?

શાના ઘાટ રાખો છો, નનામી નીકળવાની ત્યાં ? જ્યાં નનામી નીકળવાની હોય ત્યાં ઘાટ તો હોતો હશે ? ''કો'ક દહાડો કામ લાગશે.'' અલ્યા, નનામી કાઢવાની હોય એ દેશમાં ''કો'ક દહાડો'' તો હોતો હશે ? થોડા દહાડા પછી નનામી નીકળવાની ! જે ડૉક્ટરની આશા રાખી તે ડૉક્ટર અહીંથી જતો રહે, છતાંય પણ લોક એવું એવું જુએ ખરાં ને, કે 'ડૉક્ટર કામના છે, વકીલ કામના છે' એવું ના જુએ ? હા, કોઈ શેઠ આવે તોય કહે, 'હા, કામના છે,' તે 'આવો આવો શેઠ, આવો' કરે. ''કો'ક દહાડો સો રૂપિયા માગીશું તો મળશે !'' લોક ઘાટમાં જ બોલાવ બોલાવ કરે છે ને ! બધો ઘાટવાળો પ્રેમ, તે આવું ન હોવું જોઈએ.

ચોખ્ખો-નિર્મળ પ્રેમ ! એ સિવાય એની પાસે કંઈ આશા જ રાખવી નહીં. આ બે હાથવાળા મનુષ્યો પાસે શું આશા રાખવા જેવી ? ક્યાંય પાંચ હાથવાળા મનુષ્યો જોયા ? આ તો સંડાસ થાય ત્યારે દોડ દોડ કરે, એની તે શી આશા રાખવાની ! અરે, જુલાબ લીધો હોય ને, તો મોટો કલેક્ટર હોય તોય દોડધામ કરે ! અરે, તું કલેક્ટર છે, તો જરા ધીમે રહીને ચાલને ! ત્યારે કહે કે, 'ના, જુલાબ થઈ ગયો છે !' ત્યારે નહોય તારી પાસે આશા રાખવા જેવી, તું આશા રાખવા જેવો માણસ જ નહોય. આમની પાસે શું આશા રાખવાની ? આ ઘાટ રાખવા જેવું છે ? તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** દાદા કહે છે, એમ જ છે.

**દાદાશ્રી :** હા, માટે ચોખ્ખું કરી નાખો ને, હજુ કંઈ જરા મેલું હોય તો ! ઘરમાં હઉં ચોખ્ખું રાખવું. ઘાટવાળો પ્રેમ ન જોઈએ. 'આ મારે કામ

શું લાગશે' એવું ના હોવું જોઈએ.

શુદ્ધાત્મા તરફ દૃષ્ટિ એ જ પ્રેમ ! પછી વહુને અહીં આગળ મોટી મોટી રસોળી નીકળી હોય તોય આપણને મનમાં ક્લેશ ના થાય ! નહીં તો મોઢું સારું દેખાય ત્યાં સુધી એના પર ભાવ રહ્યા કરે ને અહીં રસોળી નીકળી કે ચૂન ચૂન ચૂન થાય; આવું થાય કે નહીં ?

**પ્રશ્નકર્તા :** થાય, દુર્ભાવ થાય.

**દાદાશ્રી :** અરે, અભાવ થાય, અભાવ !

હવે, બધું ઘાટવાળું થઈ ગયું. મેલોને પૂળો, કશા હારુ ઘાટ ના કરીશ. એની મેળે જો આપી જાય તો ઠીક છે, નહીં તો એમને એમ ચલાવજે ને ! આ ભૌતિક માટે વળી ઘાટ શા કરવા ? ઘાટ એટલે તો આ સ્ત્રી ઉપર કુદૃષ્ટિ કરીએ અને ઘાટ કરીએ, એ બે સરખું છે ! બાપને દીકરાની ઉપર ઘાટ હોય છે અને દીકરાને બાપ ઉપર ઘાટ હોય છે ! શું ઘરમાંય ઘાટ નથી ?

એટલે આ બધું નર્યું ઘાટવાળું છે. આ આપણે અહીં એકલું જ ઘાટ વગરનું સ્થાન છે, તેથી અહીં આગળ બધા એકતા અનુભવે છે ! જ્યાં ઘાટ ના હોય ત્યાં પરમાત્મા અવશ્ય હોય, ઘાટથી ભગવાન વેગળા હોય ! તેથી અહીં આ બધાંને આનંદ આવે છે, બધાંને એકતા કેવી લાગે છે ! હમણાં અહીં પાંચ કપમાં ચા લાવ્યા હોય તો આ બધાય પાંચ કપમાં પી લે અને બહાર તો ત્રીસ માણસમાં પાંત્રીસ કપ ચા આપીએ તોય તેમને મહીં ઓછું પડી જાય, કારણ કે અહીં પાંચ-સાત જણ બે-બે કપ ચા પીનારા નીકળી આવે, એટલે પછી બીજાને ખૂટે.

તમે ઘાટવાળા માણસ જોયેલા કે ? ને જ્યાં ઘાટવાળા છે, એનો અર્થ જ એ કે આ લોકો આપણને શાકભાજી કરવા માંગે છે ! એની છરીથી શાક કરી ખાશે ! આવા ઘાટવાળામાં ભેગા રહેવાય જ કેમ ? બધા જ ઘાટવાળા છે ને ? એ સ્વાર્થની લિમિટને કે ઘાટની લિમિટને આપણે 'એક્સેપ્ટ' કરી છે. એની લિમિટ ઓળંગે છે, એટલે આપણે ત્યાં એનો વ્યવહાર વગોવાય છે !

સગા કાકાનો છોકરો પોતાને ઘેર આવ્યો હોય, જરા ગરીબ સ્થિતિનો હોય, આવે ત્યારે ઘરમાં પેસે તો 'આવો'ય ના કહે અને પછી એક ડૉક્ટર આવ્યા અને છેટેથી જુએ તોય ઊભો થઈને 'આવો, પધારો પધારો સાહેબ' કરે. કેમ ભાઈ ? એ ડૉક્ટર ગયા પછી એને પૂછીએ કે, 'કેમ તમે ડૉક્ટરની પાછળ આવો ભાવ બતાવતા હતા અને આ કાકાના દીકરા આવ્યા ત્યાં સારો ભાવ નહોતાં બતાડતા ?' ત્યારે કહેશે, ''આ ડૉક્ટર તો કો'ક દહાડો કામનો છે, આ ભાઈ શું કામનો ?'' અલ્યા, આ તો તારા મનમાં ભાવના થઈ કે મારું શરીર બગડશે, આ તો રોગનાં બીજ ઘાલ્યાં !

## ...ગરજ છે, તેથી ફસાય છે

પોતાની જાત ઉપરની શ્રદ્ધા નથી હોતી કે 'હું કંઈક છું.' હવે 'હું કલેક્ટર છું' એ શ્રદ્ધા તો હોય છે, પણ એ કલેક્ટર પદ જ જતું રહેશે. તું કંઈક એવો છે કે જે કાયમનું પદ છે, માટે એવી તપાસ કરને ! કલેક્ટરપણું તો જતું રહેશે. લોક કાલે ઉઠાડી મેલે ને ? કાઢી મેલે તો ? પાછું આરોપ લાવીને જેલમાં હઉ ઘાલી દે.

એટલે કોઈનું નામ ના દેવું ને કોઈને ગાંઠવુંય નહીં. નામ તો કોઈનુંય ના દેવાય, પણ ગાંઠવાનુંય નહીં. કારણ કે એ જ જીવડાં છે ને ! પણ આપણામાં લાલચ હોય ને, કે આ માણસ મારે કંઈક કામનો છે. આ તો ગરજે ગધેડાને બાપ કહે એવાં લોક છે. ગધેડાનેય બાપ કહે છે ? 'હા, ગરજ છે એટલે કહેવું જ પડે ને !' અલ્યા તો તમે જાવ, ગધેડાને ત્યાં જ જાવ. એવી કેવી ગરજ હોય તે ગધેડાને બાપો કહેવો પડે ? બાપાને બાપા કહે એ વાત જુદી છે. કો'ક વખત કાકાનેય ગરજ પડે તો બાપા કહીએ, પણ આ ગધેડાને બાપા કહેવાનું હોય ? પણ આ લોકોને ટેવ એવી કે ગરજ એટલી બધી ગળી લાગે છે કે એનાં ગળપણ આગળ ગમે તે કરવાનું ચૂકતાં નથી. ગરજ કેવી લાગે છે ? સાકર કરતાંય ગળી લાગે છે !

## ગાંડાને ગામ દઈએ તો ઉકેલ ...

આપણામાં કહેવત પડેલીને કે ડાહ્યાને ડામ અને ગાંડાને ગામ, પણ એ ખરી વાત છે. કારણ કે ગાંડા જોડે બંધાયેલા તે છૂટે નહીં. એને તો

આખી મિલકત આપીને પણ છૂટી જવું સારું, નહીં તો ગાંડા તો બચકું ભરે. એટલે એ તો જે માંગેને એ આપીને પણ કેસ જ ઊંચો મૂકી દેવાનો. હું આખી જિંદગી એ જ 'સીસ્ટમ' શીખેલો. અને ડાહ્યાને તો સમજાવાય કે, 'ભઈ, તારે તો પછી થઈ રહેશે, પણ આ છોડી દઈને એની જોડે ઉકેલ લાવી નાખને !'

**પ્રશ્નકર્તા :** તો ડાહ્યો તો પુણ્ય બાંધે અને ગાંડો પાપ બાંધે, એવું થયું ને ?'

**દાદાશ્રી :** અરે, તોય નર્યું પાપ જ બાંધી રહ્યો છે. એ પોતે ગાંડા કાઢીને લોકોની પાસેથી મિલકત પડાવી લે છે તોય પાપથી લે છે અને પાપ બાંધીને લે છે અને ડાહ્યો તો પોતાની મિલકત આપી કરીને પુણ્ય બાંધે છે. એટલે હવે ગાંડાને તો, જ્યાં સમજણનો વાંધો છે ત્યાં શું થાય ? તેથી જ કહેવત પડેલી ને ? અને પહેલેથી જ એવું છે. એટલે લોકોય કહે ને, ગાંડો છે એની પર ફેંક ફેંક કરો ને ! જે ગાંડો હોય એની જોડે તો જેમ તેમ કરીને છોડાવવું પડે કે ના છોડાવવું પડે ? નહીં તો એ જ કહેશે કે, 'મારા બાગમાં શું કામ આવ્યા છો ?' ને મારે પાછો ! એટલે એકાદ ગાંડો જો તમને મળ્યો હોય ને, તો ખબર પાડી દે ! ચાર ભાઈમાં એકાદ ગાંડો હોય ને, તો ખબર પાડી દે ! પેલો કંટાળીને પછી નક્કી કરે કે ભવોભવ મને ભાઈ જ ના મળશો. અલ્યા, બીજા ત્રણ તો સારા છે ને ? પણ કહેશે, 'ના, મને હવે ભાઈ જોઈએ જ નહીં.' એટલે ગાંડા જોડેના કેસ હોય તો જેમ તેમ કરીને ઊંચા મૂકવા. ડાહ્યાનો કેસ હોય તો તો વાંધો નહીં, પણ ગાંડા જોડે તો મહામુશ્કેલી છે ! એટલે આગળ અમે જોયેલું કે ગાંડાને તો આખાં ગામ અપાયેલાં. એ બિચારા જન્મથી જ ગાંડા, પણ ખરેખર એવા મગજના ગાંડા નથી હોતા. એ બહુ ડાહ્યા હોય છે, પણ જગતના લોકોને તે ગાંડો લાગે. શાથી એવું લાગે ? કે વધારે પડતો બહુ જ સ્વાર્થી હોય અને એટલે એને લોક ગાંડા કહે. એ ગાંડા હોતા જ નથી, પણ એના એવા વધારે સ્વાર્થીપણામાં જો કદી ના આપીએ, ઓછું આપીએ તો એ કકળાટ કરી મૂકે અને કેસ લંબાયા કરે. પછી વાતમાં ભલીવાર ના આવે. આ કૂતરાંય જો ભસ ભસ કરતાં હોય ને એને ચપટી રોટલી નાખી

દે, તો ભસતા બંધ થઈ જાય. એવું આપણો ભાગ છોડી દેવો પડે અને એને આપી દેવું પડે તો એ કકળાટ કરતા બંધ થઈ જાય.

આપણને કળા આવડે તો આપણે બધું જીતીને નીકળીએ, નહીં તો આ જગતમાં જીતાય નહીં. સત્તર જાતનાં મનુષ્યો અને મનુષ્યે મનુષ્યે જુદાં જુદાં ભેજાં, તે કશે મેળ પડે જ નહીં ને !

## ...ને વીતરાગો જોડે લડ્યા તોય ઉકેલ

બાકી ભગવાનનેય પૂછનારા મળ્યા હતા કે, 'તમે આમ કેમ કર્યું ?' અરે, મને હઉ પૂછેને ! કારણ કે એને અધિકાર છે. ગમે તે માણસ ગમે તે પૂછે, અરે ગાંડાય કાઢે ! અમને તો એમેય કહે કે, 'તમારામાં અક્કલ નથી.' ત્યારે હું કહું કે, 'પહેલેથી જ નહોતી, તેં તો આજે જ જાણ્યું, પણ હું તો પહેલેથી જ જાણું છું !' હવે એ એની જોખમદારી ઉપર બોલી રહ્યો છે ને ! પણ અમારે એને સમજાવીને વાળી લેવો પડે, કારણ કે એને બહુ મોટો દોષ બેસે ને ! જેમ કૂતરું બહુ ભસતું હોય તો તેને આમ હાથ ફેરવીએ ત્યારે એ ટાઢું પડે ! એવું આ મનુષ્યો બહુ ભસતા હોય ત્યારે આપણે હાથ ફેરવીએ ત્યારે એ ટાઢા પડે. બહુ ઉગ્ર હોય ત્યારે જ બિચારો આવું કરે ને ! દુઃખનો માર્યો કરે ને ! સુખનો માર્યો કોઈની જોડે કોઈ કષાય કરે ? સુખિયો માણસ બીજા જોડે કષાય કરે ? પણ પોતે દુઃખવાળો તે સામા જોડે કષાય કરે, એટલે અમે એને ટાઢો પાડીએ અને પછી પાછું વિરાધના તોડી નખાવડાવું ! કારણ કે એણે સમજણપૂર્વક નથી કર્યું, અણસમજણથી કર્યું છે.

એટલે આજના મનુષ્યોએ સમજણપૂર્વક કશો ગુનો જ નથી કર્યો, આ એવાં સરસ માણસો છે આજના ! આ બધાં અણસમજણથી જ ગુના થઈ ગયા છે. સમજણપૂર્વકનો એક ગુનો નથી કર્યો એવા આજના મનુષ્યો છે, બહુ સારામાં સારા મનુષ્યો છે; પણ ખાલી સમજણના ફાંકા પડી ગયા છે ! અને પહેલાં તો સમજણપૂર્વક ગુના કરતા હતા. 'હું જાણું છું, બૂઝું છું કે તું મહાવીર છે, તું આખા બ્રહ્માંડનો નાથ છે એનેય હું જાણું છું, પણ તારાથી થાય તે કરી લેજે.' એવાય જાણીને કરનારાં માણસો હતા. પણ એ મોટાં માણસો કહેવાય. કારણ કે આવડો મોટો ગુનો, આવા મોટા

માણસ જોડે કરવો, તે કંઈ નાનાં છોકરાનું કામ છે ? ના. તે પછી અહીંથી સીધો જ જાય; સાતમી નર્કમાં ! ત્યાંથી દેવલોકમાં જાય ને પછી અહીં આવીને વીતરાગ ધર્મ પામીને મોક્ષે જતો રહે ! કારણ કે વીતરાગો જોડે લડ્યાને ! ભગવાને કહ્યું હતું કે લડો તોય વીતરાગ જોડે લડજો પણ ગાળો ના દઈશ. તારે જો લડવાની ઇચ્છા હોય તો વીતરાગ જોડે લડજો. સારું કરીને લડજો, મારંમાર કરજો, તો એમની જોડે હિસાબ બંધાશે; નહીં તો આ લોકો જોડે તો લડીશ જ નહીં. જો તું અમેરિકન જોડે લડીશ તો તને ત્યાં પાછું જવું પડશે, 'મેરી' જોડે પૈણવું પડશે અને મેરી ડાયવોર્સ લેશે ત્યારે તારી શી દશા થશે ? એટલે આવું છે આ બધું ! આ કર્મોની ગતિઓ સમજાય નહીં.

અમે કઠણ બોલીએ. જ્ઞાનીના શાથી કઠણ શબ્દો હોય ? કારણ કે તેઓ નિર્ભીકપણે બોલે છે અને આખું જગત બીકનું માર્યું બોલે છે. ઉપર 'બાપો' છે તેની બીક લાગે, કર્મ બંધાશે તેની બીક લાગે. જ્યારે 'જ્ઞાની પુરુષ'ને તો કોઈ જાતની બીક જ નથી. જેને કર્મ બંધાય તેને બીક. જ્ઞાની તો વર્લ્ડને ફેક્ટ વસ્તુ કહી દે, વર્લ્ડના ગમે તે માણસને જે ફેક્ટ છે તે કહી દે. કારણ કે જેને કશું જોઈતું નથી, પછી શું ? જેને કશું જોઈતું હોય તેને તો લાલચને માટે બીક રાખવી પડે. 'જ્ઞાની'ને તો વર્લ્ડની કોઈ ચીજ જોઈતી નથી, એમને બીક હોતી હશે ? એ તો વર્લ્ડના માલિક કહેવાય.

## અહોહો ! જ્ઞાનીની કરુણા

આ જગત તો બહુ વસમું, તે ભગવાન મહાવીરનેય હેરાન હેરાન કરી નાખે એવું છે.

**પ્રશ્નકર્તા :** મને એવો અનુભવ ક્યાં નથી થયો ?

**દાદાશ્રી :** તમને અનુભવ થયા તે જુદા થયા ને ભગવાનને અનુભવ થયા તે જુદા થયા. ભગવાન તો સર્વ સત્તાધારી હોવા છતાં તેમનેય છૂટકો નહીં ને ! જ્યાં પરસત્તા છે ત્યાં સ્વસત્તા ચાલતી નથી ને સ્વસત્તા છે ત્યાં પરસત્તા કોઈ કશું કરી શકતી નથી. તમને તો હજી સ્વસત્તા ને પરસત્તા જુદી પડી નથી, એટલે ત્યાં સુધી તમારો કેસ આમાં ગણાય નહીં ને ?

**પ્રશ્નકર્તા :** ઓછી-વત્તી શક્તિ પ્રમાણે જ અંતરાય આવે ને ?

**દાદાશ્રી :** હા, શક્તિ વધારે હોય તો વધારે અંતરાય આવે. આ દુનિયામાં સરળને બહુ સારું, સરળને કશું અડે નહીં. અમે તો પહેલેથી મૂળ સરળ સ્વભાવના ને, તે અમને કશું અડે નહીં. અમે સરળ પણ સમજીને સરળ. 'વાંક-સરળતા' તો બહુ જીવોમાં છે. અમને સમજણ પડી ગઈ કે આ ભાઈનું બિલકુલ 'કરેક્ટ' છે, તો અમે બિલકુલ સરળ, બીજું કશું નહીં અને આ ભાઈ આડું રાખે છે તો પણ અમે જવા દઈએ પણ તે સમજીને જવા દઈએ. અમે કરુણા રાખીએ, તેય સમજીને કરુણા રાખીએ. અમે જાણીએ કે આ આડું રાખે છે, કારણ કે એની શક્તિ વધારે હોય નહીં, માટે આડું કરે છે એ ! પણ તેય સમજીને કરુણા રાખીએ.

એક ફેરો 'જ્ઞાની પુરુષ' પાસે જે પેઠો અને પછી એનામાં જો કદી અહંકારથી ગાંડપણ ઊભું થાય તો તો એ માર્યો જ જાય ને ? નહીં તો અહીં પેસીશ જ નહીં, વીતરાગ રહેજે, છેટો રહેજે. છેટાવાળા બોલે તેને બહુ જોખમ નથી આવતું, પણ અહીં પેસીને અવળું બોલે તેને ગાંડો અહંકાર કહેવાય. એ ગાંડો અહંકાર પોતાને બહુ માર ખવડાવે, છતાંય અમે એને બચાવ બચાવ કરીએ ! એક જ ધાર રાખીએ, કરુણા જ રાખીએ એના ઉપર !

## પરાયા બજારમાં ગુનેગાર કોણ ?

એક જણ મને પૂછતો હતો કે, 'દાદા, તમારામાં બીજી ના કહેવા જેવી કશી વસ્તુ ખરી ?' મેં કહ્યું, 'ના, ના, અહીં બિલકુલેય પોલ નથી, એક આટલુંય પોલ ચાલે નહીં. દિન-રાત મારી જોડે રહે, કાયમને માટે રહે તોય મારું આટલુંય પોલ તમને જોવાનું ના મળે. મહીં એવું હોય તો પોલ દેખાય ને !' અમે સંસારમાં જ રહેતા નથી. એક ક્ષણવાર પણ અમે સંસારમાં રહ્યા નથી. સંસારમાં રહેવું એટલે પરપરિણતિ કહેવાય. અમે સ્વપરિણામમાં હોઈએ, નિરંતર મોક્ષમાં જ હોઈએ, ઉઘાડી આંખે જ હોઈએ. આખું જગત બંધ આંખોમાં છે. દુઃખ સંસારમાં ક્યાંથી લાવ્યા ? દુઃખ તો બંધ આંખોને લીધે છે. બંધ આંખ એટલે શું ? ધણી વહુને માટે

કહેશે કે, 'આ ખરાબ છે.' ત્યારે વહુ કહેશે કે, 'હું સારી છું.' એનું નામ ઉઘાડી આંખે આંધળા. ભગવાનની ભાષામાં કયું સાચું છે ? ત્યારે ભગવાન કહે છે કે, 'બેઉ આંધળાં છે, એટલે આવું કરે છે.' જો ભગવાનની ભાષા સમજવી હોય તો ભગવાનની ભાષામાં આ દુનિયામાં કોઈ માણસ સહેજેય ગુનેગાર નથી. આ દુનિયામાં મને કોઈ ગુનેગાર લાગતું નથી. ગજવા કાપે તેય ગુનેગાર નથી ને ફૂલહાર ચડાવે તેય ગુનેગાર નથી. ગુનેગાર દેખાય છે તે જ તમારો ગુનો છે, તમારી દ્દષ્ટિનો રોગ છે. એ દ્દષ્ટિનો રોગ જશે ત્યારે કામ થશે. કોઈ ગુનેગાર દેખાય છે તેનું નામ જ મિથ્યાત્વ. એ દ્દષ્ટિરોગ છે. જ્ઞાની પુરુષ દ્દષ્ટિરોગ કાઢી આપે પછી ગુનેગાર દેખાતા બંધ થઈ જાય છે.

કોઈ 'કમ્પ્લીટ' ગુનેગાર હોય, આપણને કાપી નાખવાનો હોય એવો ગુનેગાર હોય તોય આપણે એની જોડે સમતા રાખીએ. એ શું કાપવાનો છે ? આપણું કાપવાનો જ નથી. જે કાપવાનું હશે તે પુદ્ગલનું કાપશે. આ દુનિયામાં પુદ્ગલ બજારની ખોટ છે. લોક પુદ્ગલ બજારને પોતાનો વેપાર માની બેઠા છે.

## સરળતા એ તો મહાન મૂડી

**પ્રશ્નકર્તા :** દુનિયા વાંકી છે પણ આપણે આપણા સ્વભાવ પ્રમાણે સરળતાથી વર્તીએ તો મૂર્ખામાં ખપીએ છીએ, તો સરળતા છોડીને વાંકા થવું કે મૂર્ખામાં ખપવું ?

**દાદાશ્રી :** એવું છે કે કેટલાય અવતારની કમાણી હોય તો સરળતા ઉત્પન્ન થાય. જે વાંકો છે તે આપણી કમાણી ખોવડાવી નાખવા ફરે છે, તો આપણે આપણી કમાણી ખોઈ નાખીએ ખરા ? પોતાની કમાણી ખોઈ નાખે તો આપણે પણ વાંકા જ થઈ ગયા, તો પછી આપણી પાસે રહ્યું શું ? સામાન બધો ખલાસ થઈ ગયો ! અને પછી નાદારી નીકળે !

**પ્રશ્નકર્તા :** એટલે એના કરતાં મૂર્ખામાં રહેવું સારું ?

**દાદાશ્રી :** ના, આ જગતમાં કોઈ મૂરખ નથી એવું છે જ નહીં.

જ્યાં બધા મૂર્ખા જ છે એમાં છોને એ મૂર્ખા કહેતા ! એટલે તમારે મનમાં એમ ના રાખવું કે મને મૂર્ખો માને છે. એ પછી ભાંજગડ શી ? સરળતા તો બહુ અવતારે કમાણી થાય; તો એ કમાણી ખોઈ નાખવી એ તો બહુ જોખમ છે. અને તમે તો વકીલ, કોઈ દહાડો ખોવો જ નહીં, વિચાર કરીને કરો કે આવડી મોટી મૂડી તો ખોઈ નખાતી હશે ? માટે આ ભલે થોડું ઘણું મળે, તેનો કંઈ વાંધો નથી. તમને મૂર્ખા માને, એમાં જે માને એની જોખમદારી છે, એને દોષ લાગશે. બોલે એની જોખમદારી છે, એમાં તમને શું ? તમે સરળ રીતે વર્તો છો, સરળતા એ તો બહુ ઊંચી વસ્તુ છે ! વાંકા જોડે સરળ રહેવું એ કંઈ જેવી તેવી વસ્તુ નથી, એ સહેલી વસ્તુ નથી. હવે જે કમાણી કરી હોય અને તમારે તે ખોઈ નાખવી હોય તો તમારે આ બધા જોડે બાથંબાથા કરવું.

## પ્રકૃતિ ફરે નહીં, જ્ઞાન ફેરવો

બાકી, દરેક માણસે એટલું તૈયાર થવાનું છે કે કોઈ પણ જગ્યા એને બોજારૂપ ના લાગે. જગ્યા એનાથી કંટાળે, પણ પોતે કંટાળો ના પામે એટલે સુધી તૈયાર થવાનું છે; નહીં તો આ તો અનંત જગ્યાઓ છે, અનંત ક્ષેત્રો છે, ક્ષેત્રનો પાર નથી.

સાચું એનું નામ કે તમારું અને મારું સમાધાન થાય. તે પછી કાયદાના આધારે હોય કે ગેરકાયદાના આધારે હોય; પણ જ્યાં સમાધાન થવાનું ઊડી ગયું એને સાચું જ ના કહેવાય ને ! જો તમે સાચા છો તો તમારી ખોડ સંસારનાં લોકો કાઢે નહીં. વખતે બીજા લોકો કાઢે કે જેને ના ફાવતું હોય એવી પ્રજા હોય છે એ ખોડ કાઢે, પણ સજ્જન પુરુષો ખોડ ના કાઢે.

**પ્રશ્નકર્તા :** માણસ એવી પ્રકૃતિ જ લાવે તો પછી એ પ્રકૃતિ ક્યાંથી બદલાય ?

**દાદાશ્રી :** ના, પણ જોડે જોડે એનું ડીસાઇડ એવું કરવું જોઈએ કે મારી આ પ્રકૃતિ દુઃખદાયી છે, માટે મારે આ જે સુખદાયી છે એવી રીતે વર્તવું જોઈએ, એવું ડીસાઈડ કરવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિ બદલાય ખરી ?

**દાદાશ્રી :** પ્રકૃતિ બદલાય નહીં, પણ પોતાનું જ્ઞાન તો બદલાય ને ! પ્રકૃતિ તો એનો સ્વભાવ છોડે નહીં, પણ પોતાનું જ્ઞાન બદલાય છે અને જ્ઞાન બદલાવાથી મૂંઝામણ બંધ થઈ જાય છે !

## વિશ્વાસઘાત સમ દોષ નહીં

**પ્રશ્નકર્તા :** સૌથી ખરાબમાં ખરાબ વિશ્વાસઘાત કરવું એ ને ? બધા દોષોમાં ખરાબમાં ખરાબ વિશ્વાસઘાતને ?

**દાદાશ્રી :** વિશ્વાસઘાત એ તો બહુ જ ખોટું કહેવાય. આ અણહક્કનું ભોગવવું એ બધો વિશ્વાસઘાત જ છે. ભેળસેળ કરવી એ પણ વિશ્વાસઘાત છે. આ બધા વિશ્વાસઘાતનાં જ સ્વરૂપ છે. તમને વિશ્વાસ આપીને વિશ્વાસઘાતમાં રાખે, એ રૂબરૂના વિશ્વાસઘાત કહેવાય, એ ભયંકર દોષવાળું છે. બાકી આ અણહક્કનું ભોગવી લે, ભેળસેળ કરે એ પણ વિશ્વાસઘાત છે.

**પ્રશ્નકર્તા :** કર્યું, કરાવ્યું ને અનુમોદ્યું એમાં ભારે કયું ?

**દાદાશ્રી :** ભારે ? કર્યું તે જ ભારેને ! કર્યું તે જ પકડાશે. અનુમોદ્યું તો જેવા ભાવે અનુમોદ્યું હશે તેવા ભાવે એને ફળ ભોગવવું પડશે. જગત આપણને શી રીતે આંતરે ? આપણા ખાનગી ગુનાઓ છે તેથી. મારે ખાનગી ગુના નથી તો મને કોઈ આંતરતુંય નથી. મને કેમ આંતર્યો ?' એવું કહ્યું એટલે પછી આગળનું કશું દેખાય નહીં.

લોક એટલે આપણો અરીસો છે, પોતાનું પ્રતિબિંબ જોવાનું સાધન. આ ભઈને મારાથી કંઈ પણ દુઃખ થાય તો જાણવું કે મારી ભૂલ થયેલી છે, એટલે હું ભૂલ સુધાર્યા વગર રહું નહીં. કંઈક વ્યવહારિક ભૂલ થઈ હોય તો સુધારવી તો પડે ને ? પણ એમાં કરવાનું કશું હોતું નથી, પણ જાણવાનું જ હોય છે. જે જ્ઞાન ક્રિયામાં આવે તે જ જ્ઞાન સાચું. ક્રિયામાં ના આવે તો જાણવું કે આ જ્ઞાન ખોટું છે.

❖ ❖ ❖ ❖ ❖

## [૧૫]
# દુઃખ મટાડવાનાં સાધનો

### આપણાં જ સરવૈયાં...

આ જગતમાં કશું ખોટું છે જ નહીં. તમને જે કોઈ પણ માણસ આપે છે, તમારું ધીરેલું જ પાછું આપે છે. ધીર્યા વગર તો કોઈ માણસ આપણે ત્યાં જમે કરાવવા આવે જ નહીં ને ! તમે ધીર્યું હશે તેટલું જ પાછું આવે છે, પણ ક્યારે ધીરેલું એની તમને ખબર નથી એટલે તમે આજના ચોપડામાં જુઓ છો કે આમાં કંઈ ધીરેલું લાગતું નથી, એટલે તમને એમ લાગે છે કે આ નવું આપવા આવ્યો છે. ખરેખર તો નવું કોઈ દહાડોય કોઈ આપવા આવે જ નહીં. બધું દેવું પાછલું જ છે, તે તમારે ઝટ જમે કરી લેવું. હવે ફરી પાછું આપણે આપીએ તો વ્યાપાર ચાલુ રહેશે.

ગયા અવતારે કોઈકને બે ગાળ આપી હોય તો આ અવતારમાં તમને કોઈક બે ગાળ આપે, તે ઘડીએ તમને પાછું કડવું લાગે એટલે તમે પાછા પાંચ ગાળ આપો. બે ગાળ પાછી આવી ત્યારે કડવું લાગે છે તો પાંચ ગાળ પાછી આવશે ત્યારે શી દશા થશે ? એટલે આપણે નવું ધીરવાનું બંધ કરી દો. જે વેપારમાં ખોટ ગઈ અને દુઃખ લાગે છે, એ વેપારમાં ધીરવાનું બંધ કરી દો. આપણને કોઈક બે ચપોડે ત્યારે આપણે મહીં અંદરથી શાંતિપૂર્વક એને જમે કરી લેવી જોઈએ, કારણ કે આપેલું છે એ પાછું આવ્યું છે, માટે અત્યારે જમે કરી લો ને ફરી પાછું આપવું નથી. માટે આ દુનિયામાં જે બધું મળે છે તે બધું આપેલું છે તે જ પાછું આવે છે, એવું સમજાય તો કોયડો ઉકલે કે ના ઉકલે ? એટલે આપણે જ્યાં ત્યાંથી આ કોયડો ઉકેલવાનો છે !

અવળી સમજણ એ દુઃખ છે અને સવળી સમજણ એ સુખ છે. એને

સમજણ કઈ મળે છે તે જોવાનું છે. અવળી સમજણની આંટી પડી તો દુઃખ, દુઃખ ને દુઃખ અને એ આંટી સવળી સમજણથી છૂટી ગઈ તો સુખ, સુખ ને સુખ ! બીજું દુઃખ-સુખ છે જ નહીં દુનિયામાં, એટલે અવળી સમજણની જ આંટી પડી જાય છે. બાકી થોડા ઘણા દેહના દંડ તો હોય ! દેહ ધર્યાનો દંડ તો હોયને ? દાઢ દુઃખે તે કોઈ દુઃખ દેવા આવ્યો છે ? એ તો દેહના દંડ કહેવાય. કોઈ સગુંવહાલું હોય, તેનો હિસાબ હોય તો તે ચૂકતે કરે તો આપણાથી તેને ના કહેવાય ? આપણે કહીએ કે, 'દાદા, હમણે હિસાબ બંધ કરી આપો.' તો દાદા બંધ કરી આપે, પણ ચોપડામાં બાકી રહ્યું ને ? તે ઉઘરાણીવાળાને ઘરના ચા-પાણી પાઈને ''અલીસા'બ, અલીસા'બ'' કરીને પાછો કાઢીએ તો પણ એ પાછો તો આવશે ને ? એના કરતાં એકવાર આપી દેને અહીંથી ! નહીં તોય ફરી આવ્યા વગર એ રહેવાનો નથી. એ લીધા વગર કંઈ છોડે ? માટે પ્રતિકૂળતામાં કહીએ કે, 'લઈ જાઓ, લઈ જાઓ !' આપણે દાદાઈ બેંક છે ને !

દુષમકાળમાં આપણને જે બધા માણસો ભેગા થાય છે તેમાં ઘણો ભાગ દુઃખ આપવા માટે જ હોય છે, થોડો ઘણો ભાગ આપણને સુખ આપવા માટે પણ હોય. પાપના ઉદયનાં ફળથી દુઃખ આપવા માટે ભેગો થાય, પણ તે સારું છે. કારણ કે છૂટવાનો વહેલો રસ્તો જડ્યોને !

## વહોરે તેને દુઃખ

**પ્રશ્નકર્તા :** આપણે 'ડે ટુ ડે લાઈફ'માં કામ કરીએ, શેઠાઈગીરી કરીએ, અહીં આપણે કારખાનામાં જઈએ એમાં લોકો સાથે 'ફ્રીક્શન'માં આવીએ તો તે વખતે પેલાનાં જે પરિણામો ઉત્પન્ન થયાં અને આપણાં જે પરિણામો ઉત્પન્ન થયાં, એમાં પેલાનાં પરિણામો તો આપણે સારાં ના કરી શક્યા તો આપણે એટલા ગુનેગાર થયા ને ?

**દાદાશ્રી :** તમારો ભાવ બદલાતો નથી, એટલે તમારે વાંધો જ નથી.

**પ્રશ્નકર્તા :** પણ મારા કાર્યથી કે મારા વચનથી સામા માણસનું પરિણામ બદલાયું, પેલાનું પરિણામ બગડ્યું એનું શું ?

**દાદાશ્રી :** મારું કહેવાનું કે તમે કર્તા હો તો તમને લાગુ થાય. તમે

કર્તા નથી તો તમને લાગુ થાય નહીં.

**પ્રશ્નકર્તા :** પણ આપણા વર્તનથી બધાને સારું થવું જ જોઈએ ને ?

**દાદાશ્રી :** ના, એવું કશું જ નથી. આ તમારા ધોળા વાળ દેખીને કો'કને અણગમો ઉત્પન્ન થયો, તેમાં તમે શું કરો ? તમારા ધોળા વાળ દેખીને સામાને ચીડ ચઢી, એમાં તમારો શો દોષ ?

આ બહુ ઝીણી વાત છે. આ બધાથી ના સમજાય. આ લોકો તો શું કહેશે, 'તમારાથી સામાને દુઃખ થયું તો તમને દોષ બેસશે.' અલ્યા, આમને અજંપો તો ક્યારે નથી થતો ? તમે એમ કહો કે, 'સાહેબ, જમવા હેંડો.' ત્યારે પેલો કહેશે, 'હું રોજ સાડા બારે જમનારો, તું સાડા અગિયારે આવીને જમવા માટે કહે છે ?' એટલે આમને તો ક્યારે દુઃખ નહીં થાય તે કહેવાય નહીં. આમને દુઃખ થવાનાં કારણો ક્યાં નથી તે ? એ દુઃખનાં કારણોમાં તો ઊભાં રહ્યાં છે. તમારા ધોળા વાળ દેખીને એને દુઃખ થાય તેમાં તમે શું કરો ? એટલે આપણે શું કહ્યું ? કે તમે કર્તા નથી માટે જોખમદાર નથી. જો તમે કર્તા છો, જ્યાં સુધી તમને 'હું ચંદુલાલ છું' એવું હોય ત્યાં સુધી જોખમદારી તમારી છે.

**પ્રશ્નકર્તા :** તો મહાવીર સ્વામીથી ગોશાળાને દુઃખ ક્યાંથી થવું જોઈએ ? કારણ કે ગોશાળો તો ભગવાનથી ઊંધી જ દિશામાં ચાલ્યો હતો ને ?

**દાદાશ્રી :** એવું છે, કે મહાવીર સ્વામીથી ગોશાળાને બહુ જ દુઃખ થતું હતું કે 'આ મહાવીર છે તો મારી આબરૂ જતી રહે છે, માટે આ ના હોય તો સારું.' ત્યારે મહાવીર સ્વામી શું કહે છે કે, 'એ એનું વહોરી લીધેલું દુઃખ છે, મારું આપેલું દુઃખ નથી.' જેમ આ ખાવા-પીવાનું વહોરે છે ને ? એવું દુઃખ પણ વહોરે છે. હવે એવાં વહોરી લાવેલાં દુઃખને કોઈ શું કરે ? તે મહાવીર સ્વામી કહે કે, 'એનું દુઃખ વહોરેલું છે, તેને હું શું કરું ?' મહાવીર સ્વામીની હાજરીમાં ગોશાળાને બહુ જ દુઃખ થતું હતું ! એ મહાવીર સ્વામી જાણતા'તાયે ખરા કે એને બિચારાને બહુ દુઃખ થાય છે અને તેથી દુઃખને લઈને જ એ બોલતો હતો કે, 'આ મહાવીર આવા છે ને તેવા છે !' તેમાં મહાવીર સ્વામીએ શું કરવું ? શું ત્યાં એમણે ઉપવાસ

કરવા ? પણ ભગવાન તો કહે છે કે, 'આ એનું વહોરી લીધેલું દુઃખ છે. આ દુઃખ મારું આપેલું નથી.' મારું આપેલું અને એનું વહોરી લીધેલું દુઃખ, એ બેમાં બહુ ફેર !

**પ્રશ્નકર્તા :** એ સમજાવો.

**દાદાશ્રી :** વહોરી લીધેલું દુઃખ એટલે શું ? અત્યારે તમે રોજ સાડા બાર વાગ્યે જમતા હો અને એક દહાડો ઘરમાં જમવાનું જરા વહેલું તૈયાર થઈ ગયું હોય, તો તમને બોલાવવા આવે કે, 'ચાલો, ચંદુભાઈ, જમવાનો ટાઈમ થઈ ગયો, હેંડો, અત્યાર સુધી શું બેસી રહ્યા છો ?' ત્યારે તમે કહો કે, 'ભઈ, મારે હમણે જમવું નથી, આ તમે મને અત્યારે હેરાન શું કરવા કરો છો ?' હવે તમને આ જે દુઃખ થયું તે વહોરી લીધેલું છે, એ કંઈ દુઃખ આપવા માટે આવ્યો નહોતો. એ તો કહે છે કે, 'ચાલો સાહેબ, જમવા !'

**પ્રશ્નકર્તા :** બીજાનાં સુખની આપણને ઈચ્છા થાય એ શું ?

**દાદાશ્રી :** બીજાનાં સુખની ઈચ્છા તમારે રાખવાની જરૂર શી ? બીજાનાં સુખની ઈચ્છા થાય એવું કહો છો, તો તમે એ સુખના દાતા છો, એમ ?

**પ્રશ્નકર્તા :** અને બીજાનાં સુખની અદેખાઈ આવે તે શું ? તે પણ વહોરી લીધેલું દુઃખ કહેવાયને ?

**દાદાશ્રી :** અદેખાઈ એ તો વહોરી લીધેલું દુઃખ છે. આ બધાં વહોરી લીધેલાં દુઃખો છે. ખરેખર દુઃખ જરાય નથી.

આ મને કોઈ દુઃખ નથી આપતું. કારણ કે અમે દુઃખ વહોરતા નથી, નહીં તો દુઃખ તો થયા જ કરે, ઠોકરો તો વાગ્યા જ કરે ને જગત તો બોલ્યા જ કરે. એ બધું ચાલ્યા જ કરવાનું, પણ વહોરે તેને દુઃખ.

**પ્રશ્નકર્તા :** અને જે આ દુઃખ આપે છે, તે તો નવું બીજ જ નાખે છે ને ?

**દાદાશ્રી :** એ આપણે જોવાનું નહીં, એ તો જગતનો ક્રમ જ છે

આ ! ક્રમ જ છે કે સુખ ને દુઃખનો, લેવા-દેવાનો નૈમિત્તિક ભાવ છે.

## દુઃખ, પોતાનું જ મટાડોને

**પ્રશ્નકર્તા :** સામાને દુઃખ થતું હોય તો આપણને દુઃખ થાય ને ?

**દાદાશ્રી :** એવું છે ને, એ લોકોને જે દુઃખ થાય છે એનું દુઃખ જો તમને થતું હોય તો એ દુઃખનો તમે ઉપાય કરો, પણ દુઃખનો ઉપાય થતો નથી ને આ લોકો તો ખાલી ઈગોઈઝમ જ કરે છે કે આમનાં દુઃખ જોઈને મને દુઃખ થાય છે. અલ્યા, જો તને દુઃખ થાય છે તો તું એનું દુઃખ મટાડી દેને. તારાં સુખને માટે એનું દુઃખ મટાડી દેવાનું, એમનાં સુખને માટે નહીં. આપણાં સુખને માટે આપણે એનું દુઃખ મટાડી દેવું જોઈએ, તે ઘડીએ ગજવામાંથી દસ રૂપિયા કાઢીને આપી દઈએ.

**પ્રશ્નકર્તા :** એવા કેટલાને દસ રૂપિયા આપું ?

**દાદાશ્રી :** આમાં બુદ્ધિથી ગણવાનું નહીં. તમે આપવાનું નક્કી કરશો, તો તમારાથી બધે અપાશે. જેને નથી આપવું એનાથી કોઈને અપાશે નહીં. કારણ કે આ બધી સત્તા છે અને બધી વસ્તુ બને એવી છે. પણ 'એક બાજુ મહીં દુઃખ થાય છે અને એક બાજુ એવાં કેટલાને હું આપું ?' એવું બે સાથે બની શકે નહીં ને !

કુદરતે એવું કહ્યું છે કે તમે તમારો ખોટો ઈગોઈઝમ ના કરશો. તમારાથી બને એટલું ઓબ્લાઈઝ કરો. ખાલી ઓબ્લાઈઝ, બીજું કશું કરવાનું નહીં. બાકી કોઈનાં દુઃખને તમે લઈ શકો એમ છો જ નહીં. તમે પોતે જ દુખિયા છો ને ! માટે ઓબ્લાઈઝ એવરીબડી, બસ એટલું જ કરો. કોઈ ભૂખ્યો આવે ને, તો 'એના છોકરાંને શું થતું હશે ? એની બૈરીનું શું થતું હશે ?' એવું તેવું બધું ગણવાનું નહીં. એ ભૂખ્યો હોય તો આટલાં ભજિયાં લઈ લો અને તમે એને આપી દો. બસ, બીજું તમારે ઊંડા ઉતરવાની જરૂર જ નહીં.

અને દુઃખ તો, જ્ઞાની પુરુષ મળે ત્યાર પછી જ જાય, પછી તો દુઃખમાં પણ સુખ લાગે; અત્યારે તો સુખમાં પણ દુઃખ લાગે છે.

**પ્રશ્નકર્તા :** આમ મને પોતાને કંઈ દુઃખ નથી, હું દુઃખી છું જ નહીં.

**દાદાશ્રી :** એ બરોબર છે. પણ આ તો મનુષ્યનો સ્વભાવ છે કે બીજાનું દુઃખ જોઈને આપણને દુઃખ થાય, સ્વભાવિક રીતે દુઃખ થાય જ.

એવું છે ને, આ દુઃખી દેખાય છે એ તમારી દૃષ્ટિ છે. એ દુઃખી માણસને પૂછીએ ને, તો એ શું કહેશે ? 'આ લોકો બધા દુઃખી છે.' અલ્યા, તું દુઃખી નહીં ? ત્યારે કહેશે કે, 'મારે કશું દુઃખ જ નથી.' એટલે આ તો બધી તમારી દૃષ્ટિઓ રોંગ છે, જ્યારે એમને તમે પૂછશો ત્યારે ખબર પડશે. એટલે આ બધાં લોકોની દૃષ્ટિ સાચી હોતી નથી.

**પ્રશ્નકર્તા :** આ વાત મનુષ્યો માટે બરોબર હશે, આપ કહો છો તેમ, પણ પ્રાણીઓ દુઃખી થતાં હોય તેનું શું ?

**દાદાશ્રી :** મારું કહેવાનું કે પ્રાણીઓને જે દુઃખ છે તે ભૂખનું દુઃખ છે, બીજું કોઈ દુઃખ એમને નથી.

**પ્રશ્નકર્તા :** ભૂખનું દુઃખ અસહ્ય કહેવાય ને ?

**દાદાશ્રી :** હા, અસહ્ય, પણ શું થાય તે ? એનો ઉપાય શું ? આખા જગતનું આપણે કેમ કરીને ચલાવી શકીએ ? અને આ જાનવરો જે દુઃખી થાય છે એ બીજા કોઈ નથી, પણ આપણા કાકા, મામા જે બધા હતા, તે જ અહીં આવ્યા છે, આપણા પોતાના જ નજીકના સગાં સંબંધીઓ છે.

**પ્રશ્નકર્તા :** દુનિયામાં અત્યારે ઘણા માણસો એવા છે કે જેને એવું થાય છે કે ગરીબ માણસોને, માંદા, દુઃખી માણસોને પોતે કંઈ ને કંઈ રીતે મદદરૂપ થાય, એવું સારું કે નહીં ?

**દાદાશ્રી :** હા, પણ એ દરેક માણસને એવું હોય નહીં ને ! પોતે સુખી હોય, પોતે બધી જ રીતે સેટિસફેક્શનમાં હોય, એ જ બીજાનું કાર્ય કરી શકે, આમ થોડું ઘણું કાર્ય કરે. પણ જે કાયમને માટે પોતે સુખી હોય એ બધી જ રીતે લોકો માટે સુખનાં કાર્ય કરે.

**પ્રશ્નકર્તા :** અત્યારે રાજકીય પરિસ્થિતિમાં જે રીતે બધું થાય છે તે જોઈને દુઃખ તો થાય ને ?

**દાદાશ્રી :** ત્યાં જે થાય છે તેને અને આપણને શું લાગે-વળગે ? આપણું ગજવું કપાય તો કઈ દુઃખ થાય કે ના થાય, એટલું જ જોવાનું છે. આપણને ગાડીમાં કોઈકે ગાળ ભાંડી અને ધક્કો મારે તે ઘડીએ બહુ દુઃખ થાય કે નહીં એ જોવાનું. એટલે ત્યાં જે થવું હોય તે થાવ, તેના આપણે માલિક નથી. એને માટે તો આપણી ભાવના હોય કે જગત આવું ના હોય, સુખી જ હો એવી ભાવના હોય, સામૂહિક ભાવના હોય. પણ ભગવાને શું કહેલું કે એ ભાવના કોણે ભાવવાની છે ? જેનું પોતાનું દુઃખ મટી ગયું હોય, તેને પછી બહારનું એ કામ કરવાનું રહ્યું. પહેલું પોતાનાં દુઃખ સર્વસ્વ પ્રકારનાં મટી જાય, કોઈ ગાળ ભાંડે તો આપણને અસર ના થતી હોય, ગજવું કપાય તો અસર ના થતી હોય, એવું જો આપણને થઈ ગયું હોય તો એ દવા બધી સાચી જ છે, પણ એ અમુક પ્રમાણમાં નફો આપે અને પછી ખોટ પણ આપે એવી લાભાલાભવાળી છે. કેવળ લાભવાળી દવા તો કોઈક જ હોય.

જનસેવા તો લોક કરે એવા નથી. આ તો મહીં અંદરખાને કીર્તિનો લોભ છે, નામનો લોભ છે, માનનો લોભ છે, બધા જાતજાતના લોભ રહ્યા છે, તે કરાવડાવે છે. જનસેવા કરનારા માણસો તો કેવા હોય ? એ અપરિગ્રહી પુરુષ હોય. આ તો બધા નામ કાઢવા માટે, 'ધીમે ધીમે કોઈક દહાડો પ્રધાન થઈશ' એમ કરીને જનસેવા કરે, મહીં દાનત ચોર હોય. એટલે બહારની આફતો, વગર કામના પરિગ્રહો, એ બધું બંધ કરી દો તો બધું રાગે પડી જશે. આ તો એક બાજુ પરિગ્રહી, સંપૂર્ણ પરિગ્રહી રહેવું છે અને એક બાજુ જનસેવા જોઈએ છે, એ બન્ને શી રીતે બની શકે ?

## સેવા-કુસેવા, પ્રાકૃત સ્વભાવ

આ તમે જે સેવા કરો છો એ પ્રકૃતિ સ્વભાવ છે અને એક માણસ કુસેવા કરે છે તે પણ પ્રકૃતિ સ્વભાવ છે. આમાં આપનો પુરુષાર્થ નથી ને પેલાનોય પુરુષાર્થ નથી, પણ મનથી એમ માને છે કે 'હું કરું છું.' હવે 'હું કરું છું' એ જ ભ્રાંતિ છે. અહીં 'આ' જ્ઞાન આપ્યા પછી પણ તમે સેવા કરવાના તો છો જ, કારણ કે પ્રકૃતિ એવી લાવ્યા છો. પણ એ સેવા પછી શુદ્ધસેવા થશે, અત્યારે શુભસેવા થઈ રહી છે. શુભસેવા એટલે બંધનવાળી

સેવા, સોનાની બેડી, પણ બંધન જ છે ને ! આ જ્ઞાન પછી સામા માણસને ગમે તે થાય, પણ તમને દુઃખ થાય નહીં ને એનું દુઃખ દૂર થાય, પછી તમને કરુણા રહેશે. આ અત્યારે તો તમને દયા રહે છે કે બિચારાને શું દુઃખ થતું હશે, શું દુઃખ થતું હશે ! એની તમને દયા રહે છે. એ દયા હંમેશાં આપણને દુઃખ આપે. દયા હોય ત્યાં અહંકાર હોય જ. દયાના ભાવ સિવાય પ્રકૃતિ સેવા કરે જ નહીં અને આ જ્ઞાન પછી તમને કરુણા ભાવ રહેશે.

## ...કલ્યાણની શ્રેણીઓ જ ભિન્ન

સમાજકલ્યાણ કરે છે, એ કંઈ જગતનું કલ્યાણ કર્યું ના કહેવાય. એ તો એક સાંસારિક ભાવ છે, એ બધું સમાજકલ્યાણ કહેવાય. એ જેટલું સહુ સહુનાથી બને તેટલું કરે, એ બધી સ્થૂળભાષા કહેવાય; અને જગતકલ્યાણ કરવું એ તો સૂક્ષ્મ ભાષા, સૂક્ષ્મતર ને સૂક્ષ્મતમ ભાષા છે. ખાલી એવા સૂક્ષ્મતમ ભાવો જ હોય છે કે તેનાં છાંટણાં જ હોય છે.

**પ્રશ્નકર્તા :** તો માનવસેવા એ તો એક વ્યવહારિક થયું, એવું જ સમજવું ને ? એ તો વ્યવહાર ધર્મ થયો ને ?

**દાદાશ્રી :** એ વ્યવહારધર્મ પણ નહીં, એ તો સમાજધર્મ કહેવાય. જે સમાજને અનુકૂળ હોય તે લોકોને અનુકૂળ પડે ને એ જ સેવા બીજા સમાજને આપવા જઈએ તો તે પ્રતિકૂળ પડે. એટલે વ્યવહારધર્મ ક્યારે કહેવાય કે જે બધાને સરખું પડે તેને ! અત્યાર સુધી તમે જે કર્યું તે સમાજસેવા કહેવાય. દરેકની સમાજસેવા જુદા જુદા પ્રકારની હોય. દરેક સમાજ જુદા પ્રકારનો, તેમ સેવા પણ જુદા પ્રકારની હોય.

**પ્રશ્નકર્તા :** પણ વ્યવહારમાં એવું હોય છેને કે દયાભાવ રહે છે, સેવા રહે છે, કોઈના પ્રત્યે લાગણી રહે છે કે કંઈક કરી છૂટું, કોઈને નોકરી અપાવવી, બિમારને હોસ્પિટલમાં જગ્યા અપાવવી, એટલે એ બધી ક્રિયાઓ એ એક જાતનો વ્યવહાર ધર્મ જ થયો ને ?

**દાદાશ્રી :** એ તો બધી સામાન્ય ફરજો કહેવાય. સમાજસેવા તો જેણે ભેખ બાંધી છે ને ભેખ લીધી છે, એટલે ઘરમાં બહુ ધ્યાન નથી આપતો ને બહારના જ લોકોની સેવામાં એ પડેલો છે, એ સમાજસેવા કહેવાય;

અને આ બીજા તો પોતાના આંતરિક ભાવો કહેવાય, એ ભાવો તો પોતાને આવ્યા જ કરે. કોઈની ઉપર દયા આવે, કોઈના પર લાગણીઓ થાય અને આવું બધું તો પોતાની પ્રકૃતિમાં લાવેલો જ હોય, પણ છેવટે આ બધો જ પ્રકૃતિ ધર્મ જ છે. પેલો સમાજસેવા એ પણ પ્રકૃતિ ધર્મ છે, એને પ્રકૃતિ સ્વભાવ કહે છે કે આનો સ્વભાવ આવો છે, આનો સ્વભાવ આવો છે. કોઈનો દુઃખ દેવાનો સ્વભાવ હોય છે. કોઈનો સુખ આપવાનો સ્વભાવ હોય છે. આ બેઉના સ્વભાવ એ પ્રકૃતિ સ્વભાવ કહેવાય, આત્મ સ્વભાવ નહીં. પ્રકૃતિમાં જેવો માલ ભર્યો છે, એવો એનો માલ નીકળે છે.

## અંતે ઉપકાર જાત ઉપર કરવાનો

હંમેશાં કોઈની પર ઉપકાર કર્યો હોય, કોઈને ફાયદો કર્યો હોય, કોઈકને માટે જીવ્યા હોય એટલો આપણને લાભ થાય, પણ એ ભૌતિક લાભ થાય, એનું ભૌતિક ફળ મળવાનું.

**પ્રશ્નકર્તા :** કોઈક પર ઉપકાર કરવાને બદલે જાત ઉપર ઉપકાર કરે તો ?

**દાદાશ્રી :** બસ, જાત ઉપર ઉપકાર કરવા માટે જ બધું કરવાનું છે. જો જાત ઉપર ઉપકાર કરે તો એનું કલ્યાણ થઈ જાય, પણ એને માટે પોતાની જાત જાણવી પડે, ત્યાં સુધી લોકો ઉપર ઉપકાર કરવાના, પણ એનું ભૌતિક ફળ મળ્યા કરશે. આપણી જાતને જાણવા માટે 'આપણે કોણ છીએ' એ જાણવું પડે. તમે તો અત્યાર સુધી 'હું ચંદુભાઈ છું' એટલું જ જાણો છો ને ? કે બીજું કશું જાણો છો ? આ 'ચંદુભાઈ' એ 'હું જ છું' એવું કહેશો. આનો ધણી થાઉં, આનો માનો થાઉં, આનો કાકો થાઉં; આમ બધી ઘટમાળ ! એવું જ છે ને ? એ જ જ્ઞાન તમારી પાસે છે ને ? એથી આગળ ગયા નથી ને ?

## આ તો સ્વાર્થ કે પરાર્થ ?

આપણા લોકો જેને સ્વાર્થી કહે છે, એને વીતરાગો પરાર્થી કહે છે. પરાર્થી એટલે પારકા હારુ જ આ લોચા કર કર કરે છે અને ભયંકર કર્મો

બાંધે છે. કાં તો પરમાર્થી સારો ને કાં તો સ્વાર્થી સારો. સાચો સ્વાર્થ સારો. આ સ્વાર્થ તો પરાર્થ છે. બૈરી-છોકરાં માટે ઊંધા-સવળા લોચા વાળે, પછી કર્મો બાંધીને પોતે જાય ને ખાશે-પીશે બધું એનાં છોકરાંઓ અને પોતે બિચારો પાપો બાંધીને જશે. માટે એની પર તો કરુણા રાખવા જેવું છે.

**પ્રશ્નકર્તા :** સ્વાર્થ અને નિઃસ્વાર્થ, આ બેમાં કઈ રીતે ફરક પાડવો ?

**દાદાશ્રી :** કોઈ સ્વાર્થી માણસ તમે જોયો છે ?

**પ્રશ્નકર્તા :** બધાને સ્વાર્થ તો પોતાનો હોય જ ને ?

**દાદાશ્રી :** ના, એ સ્વાર્થ નહોય, આ તો પરાર્થ છે. પરાર્થને જ લોકો સ્વાર્થ કહે છે. સ્વાર્થી તો મારા જેવો કોઈક જ હોય, જે પોતાનો સ્વાર્થ કરીને ચાલ્યા જાય. આ તો પરાર્થ, પારકા હારુ જીવે, મહેનત પણ પારકા હારુ કરવાની. આ જે સ્વાર્થ કહેવાય છે, તે ભ્રાંતિની ભાષામાં કહેવાય છે. આ તો સમજણ જ નહીં તેથી ફોરેન ડીપાર્ટમેન્ટને જ હોમ કહે છે. ફોરેનને હોમ કહીએ તો ફાયદો થાય ખરો ? એટલે આ તો પરાર્થને જ સ્વાર્થ માને છે અને પારકા હારુ જ બધાં જોખમો વહોરે છે. આપણને ભ્રાંતિથી દેખાય છે કે આ વાઈફ મારી છે, આ છોકરાં મારાં છે અને આ બધું જે દેખાય છે એ ભ્રાંતિથી પોતાનું લાગે છે, એ ખરેખર પોતાનાં નથી. અને એ પોતાનું નથી જ એવુંય નથી. એ પોતાનું છે પણ એ ડ્રામેટિક હોવું જોઈએ. એ ડ્રામેટિક તમે રાખતા નથી ને ?

**પ્રશ્નકર્તા :** આમ તો દુનિયાના મંચ ઉપર બધા એક્ટર જ છે ને ?

**દાદાશ્રી :** એક્ટર ખરા, પણ બધા ગૂંચાયેલા જ છે ને ! આ ગૂંચવાડો તો એનો જ છે ને ! સ્વાર્થ જેને માને છે એ સ્વાર્થ નથી. સ્વાર્થ તો 'સ્વ'નો અર્થ કરવો. હોમ ડીપાર્ટમેન્ટમાં રહી અને 'સ્વ'ને 'સ્વ' માને તો એ હોમ ડીપાર્ટમેન્ટનો લાભ ઉઠાવે. બાકી આ તો ફોરેનને હોમ માને છે તે સ્વાર્થ નહીં, પરાર્થ કહેવાય.

જગતના લોકો આગ્રહ, એ તો એક્સેસ પરિણામને આગ્રહ કહે છે, સંસારના જરૂરિયાત પરિણામને આગ્રહ નથી કહેતા, એવી જ રીતે

જરૂરિયાત પરિણામને સ્વાર્થ નથી કહેતા. માને અને છોકરાંને સ્વાર્થ જ છે ને ? પણ જરૂરિયાત પરિણામને સ્વાર્થ નથી કહેતા, એક્સેસ હોય ત્યારે સ્વાર્થ છે. તેમ આગ્રહ એક્સેસ હોય ત્યારે એ આગ્રહ કહેવાય. જરૂરિયાત પરિણામનો તો કોઈ વાંધો જ ના ઉઠાવેને ! આ દાળમાં કશી વસ્તુ જરૂરિયાત પ્રમાણે નાખી હોય તો કોઈ વાંધો ઉઠાવે ?

આ જગતમાં બધા લોકોને સ્વાર્થી નથી કહેતા. ખરેખર તો આ જગત આખું સ્વાર્થી જ છે, પણ એ બીલિફમાં છે એટલે એને સ્વાર્થ કહેવાતો જ નથી, પણ એક્સેસ થયો કે એને સ્વાર્થ કહેવાય. અને ખરો સ્વાર્થ તો કયો ? કે પોતે પોતાનો સ્વાર્થ કરવો, સ્વયં શુદ્ધાત્માનો અને તે પણ 'હું શુદ્ધાત્મા છું' એવું ભાન થાય ત્યારે એ સાચો સ્વાર્થ થયો કહેવાય. આ તો બધું પરાર્થ કહેવાય. અહીં સ્વાર્થ કરી બધું ભેગું કરે, પછી નનામી કાઢે.

**પ્રશ્નકર્તા :** સ્વાર્થ, પરાર્થ અને પરમાર્થને જરા બરોબર સમજાવો.

**દાદાશ્રી :** એવું છે ને, કે અહીં આગળ તમારા ગામમાં કોઈ સ્વાર્થી માણસ છે ખરો ?

**પ્રશ્નકર્તા :** સાચા સ્વાર્થી નથી મળતા.

**દાદાશ્રી :** ના, એ પણ સાચા સ્વાર્થી નથી. જ્યાં સુધી 'હું ચંદુભાઈ છું.' ચંદુભાઈ જ તમારું સ્વરૂપ છે, ત્યાં સુધી તમે સ્વાર્થી ગણાતા જ નથી અને તમે જે જે કરો છો એ બધું પરાર્થ જ છે.

'જો મરણ આ જિંદગીની છે અરે છેલ્લી દશા,
તો પરાર્થે વાપરવામાં, આ જીવનના મોહ શા ?'

આ સ્વાર્થ તો ખોટો સ્વાર્થ છે, પણ આ પરાર્થમાં એટલે હજીયે કોઈકના, પારકાના લાભ માટે જીવન જાય, જેમ આ અગરબત્તી બળે છે તે પોતાના પ્રકાશ માટે બળે છે ? સામાના માટે, પરાર્થ માટે કરે છે ને ? સામાના ફાયદા માટે કરે છે ને ? તેવી રીતે આ માણસો સામાના ફાયદા માટે જીવે તો તારો ફાયદો તો એની મેળે મહીં રહેલો જ છે. આમેય મરવાનું

તો છે જ ! એટલે સામાનો ફાયદો કરવા જઈશ તો તારો ફાયદો તો અંદર હોય જ અને સામાને ત્રાસ આપવા જઈશ તો તારો ત્રાસ છે જ અંદર. તારે જે કરવું હોય તે કર. તો શું કરવું જોઈએ ?

**પ્રશ્નકર્તા :** પરોપકાર અર્થે જ જીવવું જોઈએ.

**દાદાશ્રી :** હા, પરોપકાર અર્થે જ જીવવું જોઈએ, પણ આ તમે હવે એવી લાઈન તરત જ બદલો તો આમ કરતાં પાછલાં રીએક્શનો તો આવે, એટલે પાછા તમે કંટાળી જાવ કે આ તો મારે હજુ સહન કરવું પડે છે ! પણ થોડો વખત સહન કરવું પડશે, ત્યાર પછી તમને કોઈ દુઃખ નહીં હોય. પણ અત્યારે તો નવેસરથી લાઈન બાંધો છો, એટલે પાછલાં રીએક્શન તો આવવાનાં જ. અત્યાર સુધી જે ઊંધું કર્યું હતું, તેનાં ફળ તો આવે જ ને ?

પરાર્થ એટલે શું ? પારકા માટે, છોકરાં માટે, બીજા માટે જીવવાનું, ત્યારે એમાં તારું શું વળ્યું ? અહીં કરોડ રૂપિયા ભેગા કરે, અણહક્કનું લે, અણહક્કનું બધું ભોગવી લે ને પછી છોકરાં હારુ બધું મૂકીને ચાલ્યો જાય. એવું છે આ જગત !

## કાર્યનો હેતુ, સેવા કે લક્ષ્મી ?

દરેક કામનો હેતુ હોય કે શા હેતુથી આ કામ કરવામાં આવે છે. એમાં ઉચ્ચ હેતુ જો નક્કી કરવામાં આવે, એટલે શું કે આ દવાખાનું કાઢવું છે, એટલે પેશન્ટો કેમ કરીને આરોગ્ય પ્રાપ્ત કરે, કેમ કરીને સુખી થાય, કેમ એ લોકો આનંદમાં આવે, કેમ એમની જીવનશક્તિ વધે, એવો આપણો ઉચ્ચ હેતુ નક્કી કર્યો હોય અને સેવાભાવથી જ એ કામ કરવામાં આવે ત્યારે એનું બાય પ્રોડક્શન કયું ? લક્ષ્મી ! એટલે લક્ષ્મી એ બાય પ્રોડક્ટ છે, એને પ્રોડક્શન ના માનશો. જગત આખાયે જ લક્ષ્મીને પ્રોડક્શન કરી એટલે પછી એને બાય પ્રોડક્શનનો લાભ મળતો નથી. એટલે સેવાભાવ એકલો જ તમે નક્કી કરો તો એનાં બાય પ્રોડક્શનમાં લક્ષ્મી તો પછી વધારે આવે. એટલે લક્ષ્મીને જો બાય પ્રોડક્ટમાં જ રાખે તો લક્ષ્મી વધારે આવે, પણ આ તો લક્ષ્મીના હેતુ માટે લક્ષ્મીનું કરે છે તેથી લક્ષ્મી આવતી

નથી. માટે આ તમને હેતુ કહીએ છીએ કે આ હેતુ ગોઠવો 'નિરંતર સેવાભાવ.' તો બાય પ્રોડક્ટ એની મેળે જ આવ્યા કરશે. જેમ બાય પ્રોડક્ટમાં કશી મહેનત કરવી નથી પડતી, ખર્ચો નથી કરવો પડતો, એ ફ્રી ઓફ કોસ્ટ હોય છે, એવું આ લક્ષ્મી પણ ફ્રી ઓફ કોસ્ટ મળે છે. તમારે આવી લક્ષ્મી જોઈએ છે કે ઑનની લક્ષ્મી જોઈએ છે ? ઑનની લક્ષ્મી નથી જોઈતી ? ત્યારે સારું ! આ ફ્રી ઓફ કોસ્ટ મળે એ કેવી સારી ! એટલે સેવાભાવ નક્કી કરો, મનુષ્યમાત્રની સેવા. કારણ કે આપણે દવાખાનું કર્યું એટલે આપણે જે વિદ્યા જાણતા હોય તે વિદ્યા સેવાભાવમાં વાપરવી, એ જ આપણો હેતુ હોવો જોઈએ. એના ફળરૂપે બીજી વસ્તુઓ ફ્રી ઓફ કોસ્ટ મળ્યા કરે અને પછી લક્ષ્મી તો કોઈ દહાડોય ખૂટે નહીં અને જે લક્ષ્મી માટે જ કરવા ગયેલા એમને ખોટ આવેલી. હા, વળી લક્ષ્મી માટે જ કારખાનું કાઢ્યું પછી બાય પ્રોડક્ટ તો રહ્યું જ નહીંને ! કારણ કે લક્ષ્મી એ જ બાય પ્રોડક્ટ છે, પ્રોડક્શનનું ! એટલે આપણે પ્રોડક્શન નક્કી કરવાનું એટલે બાય પ્રોડક્શન ફ્રી ઓફ કોસ્ટ મળ્યા કરે.

આત્મા પ્રાપ્ત કરવા માટે જે કરવામાં આવે છે, તે પ્રોડક્શન છે અને તેને લીધે બાય પ્રોડક્ટ મળે છે ને સંસારમાં બધી જરૂરિયાત પ્રાપ્ત થાય છે. હું મારું એક જ જાતનું પ્રોડક્શન રાખું છું, 'જગત પરમ શાંતિને પામો અને કેટલાક મોક્ષને પામો.' મારું આ પ્રોડક્શન અને એનું બાય પ્રોડક્શન મને મળ્યા જ કરે છે. આ ચા-પાણી અમને તમારા કરતાં જુદી જાતનાં આવે છે, એનું શું કારણ ? કે તમારા કરતાં મારું પ્રોડક્શન ઊંચી જાતનું છે. એવું તમારું પ્રોડક્શન ઊંચી જાતનું હોય તો બાય પ્રોડક્શન પણ ઊંચી જાતનું આવે.

બીજું બધું જ પ્રોડક્શન બાય પ્રોડક્ટ હોય છે, એમાં તમારે જોઈતી બધી જ વસ્તુઓ મળ્યા કરે અને તે ઈઝિલી મળ્યા કરે. જુઓને ! આ પ્રોડક્શન પૈસાનું કર્યું છે એટલે આજે પૈસા ઈઝિલી મળતા નથી; દોડધામ, રઘવાયા રઘવાયા ફરતા હોય એવા ફરે છે અને મોઢા પર દિવેલ ચોપડીને ફરતા હોય એવા દેખાય ! ઘરનું સુંદર ખાવા-પીવાનું છે, કેવી સગવડ છે, રસ્તા કેવા સરસ છે, રસ્તા ઉપર ચાલીએ તો પગ ધૂળવાળા ના થાય !

માટે મનુષ્યોની સેવા કરો, મનુષ્યમાં ભગવાન રહેલા છે, ભગવાન મહીં જ બેઠા છે. બહાર ભગવાન ખોળવા જાવ તો તે મળે એવાં નથી. તમે મનુષ્યોના ડૉક્ટર છો એટલે તમને મનુષ્યોની સેવા કરવાનું કહું છું, જાનવરોના ડૉક્ટર હોય તો તેમને જાનવરોની સેવા કરવાનું કહું. જાનવરોમાં પણ ભગવાન બેઠા છે, પણ આ મનુષ્યોમાં ભગવાન વિશેષ પ્રગટ થયા છે !

**પ્રશ્નકર્તા :** કર્તવ્ય તો દરેક માણસનું, પછી વકીલ હોય કે ડૉક્ટર હોય, પણ કર્તવ્ય તો એવું જ હોયને કે મનુષ્ય માત્રનું સારું કરવું ?

**દાદાશ્રી :** હા, પણ આ તો 'સારું કરવું છે' એવી ગાંઠ વાળ્યા વગર જ બસ કર્યા કરે છે, કોઈ ડિસીઝન લીધું નથી, કોઈ પણ હેતુ નક્કી કર્યા વગર એમ ને એમ ગાડી ચાલ્યા કરે છે. કયે ગામ જવું છે એનું ઠેકાણું નથી અને કયે ગામે ઉતરવાનું છે તેનુંય ઠેકાણું નથી, રસ્તામાં ક્યાં ચા-નાસ્તો કરવાનો છે તેનુંય ઠેકાણું નથી. બસ દોડ દોડ કર્યા કરે છે. એટલે બધું ગૂંચાયું છે. હેતુ નક્કી કર્યા પછી બધું કાર્ય કરીએ.

લક્ષ્મી તો બાય પ્રોડક્શન છે, એનું પ્રોડક્શન ના થાય. એનું જો પ્રોડક્શન થતું હોત તો આપણે કારખાનું કાઢીએ તો પ્રોડક્શનમાં મહીંથી પૈસા મળે; પણ ના, લક્ષ્મી એ તો બાય પ્રોડક્શન છે. જગત આખાને લક્ષ્મીની જરૂર છે. માટે આપણે એવી તે શું મહેનત કરીએ કે પૈસા આપણી પાસે આવે ! એ સમજવાની જરૂર છે. લક્ષ્મી એ બાય પ્રોડક્શન છે. માટે એની મેળે પ્રોડક્શનમાંથી આવશે, સહજ સ્વભાવે આવે એવી છે. ત્યારે લોકોએ લક્ષ્મીનાં જ કારખાનાં કાઢ્યાં, પ્રોડક્શન જ એને બનાવી દીધું.

આપણે તો ખાલી હેતુ જ બદલવાનો છે, બીજું કશું કરવાનું નથી. પંપના એન્જિનનો એક પટ્ટો આને આપે તો પાણી નીકળે અને આ બાજુ પટ્ટો આપો તો ડાંગરમાંથી ચોખા નીકળે. એટલે ખાલી પટ્ટો આપવામાં જ ફેર છે. હેતુ નક્કી કરવાનો છે અને એ હેતુ પછી આપણને લક્ષમાં રહેવો જોઈએ. બસ, બીજું કશું જ નથી. લક્ષ્મી લક્ષમાં રહેવી ના જોઈએ.

❖ ❖ ❖ ❖ ❖

## [૧૬]

# બોસ-નોકરનો વ્યવહાર

### 'સ્વતંત્ર' કરે એ ભણતર સાચાં

આવું ઘણા અવતારથી ભણભણ કર્યું છે અને એનું એ જ પાછું ભણવાનું ? આ બાબો થઈને એંસી વર્ષનો બુઢ્ઢો થાય ને પછી મરી જાય. ફરી અહીં આગળ આવે ત્યારે પાછો એકડે એક, બગડે બે શીખે ! અલ્યા, આ ગયે અવતારે પણ ભણ્યા હતા ને ? પણ ભૂલી જવાય ને માતાના ગર્ભમાં આવ્યો એટલે બધું ભૂલી જાય.

**પ્રશ્નકર્તા :** સાચું ભણવાનું તો આપની પાસે છે.

**દાદાશ્રી :** ખરું કહે છે, સાચું ભણવાનું 'આ' જ છે, ખરું ભણવાનું જ 'આ' છે. એટલે એ આપણે અહીં ભણીએ ને, પછી બહુ 'નિશાળ'માં જવું ન પડે ! મારી પાસેથી અમુક ભણતર લઈ જાય ને પછી એ સ્વતંત્ર છે અને એ કેટલી બધી સ્વતંત્રતા છે ને ! વર્લ્ડમાં કોઈ ઉપરી નહીં એવી સ્વતંત્રતા ! કારણ કે મારો ઉપરી કોઈ નથી. તો પછી તમારો ઉપરી હું એકલો રહું, પણ હું તો બાળક જેવો છું. નાનું બાળક હોય ને એવો હું નથી લાગતો ? લક્ષણ, નિર્દોષતા બધું નથી દેખાતું ? જ્ઞાની પુરુષ બાળક જેવા હોય, તે વઢી વઢીને તમને કેટલું વઢવાના ? એવા જ્ઞાની પુરુષ એકલા જ ઉપરી હોય પછી વાંધો નહીં. મારો ઉપરી કોઈ નથી અને તમારો ઉપરી પણ કોઈ નથી. પોતાનો ઉપરી પોતાની ભૂલો છે. ભૂલો એટલે બ્લંડર્સ અને મિસ્ટેક્સ, આ બે જ પોતાનાં ઉપરી છે. બીજું કોઈ જગતમાં ઉપરી નથી. જગત દરેકનું સ્વતંત્ર છે. પોત પોતાનાં કાર્યનો જોખમદાર પોતે જ છે, માટે કાર્યો જોખમદારી સમજીને કરવાનાં.

## છંછેડવામાં જોખમ કોનું ?

આ જગત આપણું છે, એમાં બીજા કોઈની જવાબદારી છે નહીં. ભગવાન જો ઉપરી હોતને, તો તો આપણે જાણીએ કે આપણે પાપ કરીશું ને ભગવાનની ભક્તિ કરીશું તો ધોવાઈ જશે, પણ એવું નથી. આ તો જવાબદારી આપણી જ છે. કિંચિત્‌માત્ર એક વિચાર અવળો આવ્યો તેની જવાબદારી આપણી જ છે. હોલ એન્ડ સોલ રીસ્પોન્સિબલ આપણે જ છીએ. ઉપર કોઈ બાપોય નથી. તમારો કોઈ ઉપરી જ નથી, જે છો તે તમે જ છો.

ફક્ત વ્યક્તિરૂપે બધા જુદા છે, પણ છે આત્મા જ, એટલે એ પણ ભગવાન જ છે. માટે કોઈનું નામ દેશો નહીં અને કોઈને છંછેડશો નહીં. હેલ્પ થાય તો કરજો ને ના થાય તો કંઈ નહીં, પણ છંછેડશો તો નામેય નહીં. લોક વાઘને છંછેડતા નથી, સાપને છંછેડતા નથી ને માણસોને જ છંછેડે છે, તેનું શું કારણ ? વાઘ કે સાપથી તો મરી જઈએ, ને માણસો તો બહુ ત્યારે લાકડીથી મારશે કે બીજું કંઈ કરશે. એટલે માણસોને છંછેડે છેને ! કોઈનેય ના છંછેડાય, કારણ કે મહીં પરમાત્મા બેઠેલો છે. તમને સમજાય છે આ વાત ? તમે કોઈને છંછેડ્યા હતા ખરા ?

**પ્રશ્નકર્તા :** પોતાના હાથ નીચે હોય એને માણસ છંછેડે છે.

**દાદાશ્રી :** હાથ નીચેવાળાને જ્યાં સુધી તમને કહેવાની ટેવ છે, ટૈડકાવવાની ટેવ છે, ત્યાં સુધી તમને કોઈ ટૈડકાવનારો મળી આવશે. હું કોઈનેય ટૈડકાવતો નથી, માટે મને કોઈ ટૈડકાવતાં નથી. આપણા હાથ નીચેવાળા ટૈડકાવવા માટે નથી, એને સંતોષ થાય એ રીતે આપણે આપણું કામ કાઢી લેવાનું. આ બળદને રોજ દસ રૂપિયાનું ખવડાવે છે અને ત્રીસ રૂપિયાનું કામ કાઢી લેવડાવે છે. એવી રીતે આપણે ત્યાં મજૂરો કામ કરતા હોય, તે બિચારા એમને ફાયદો થાય તો જ આપણે ત્યાં એ રહેને ? પણ આપણે એને ટૈડકાવ ટૈડકાવ કરીએ તો એ ક્યાં જાય ? જીવમાત્રમાં ભગવાન રહેલા છે, પણ મનુષ્યોમાં તો ભગવાન વ્યક્તરૂપે થયા છે, ઈશ્વર સ્વરૂપે થયા છે, ભલે પરમેશ્વર નથી થયા. ઈશ્વર શાથી કહેવાય ? કે એ

મનમાં ધારેને કે આમને એક દહાડો ગોળીથી ઠાર કરી નાખવા છે, તે એક દહાડો ગોળી મારીને ઠાર કરી નાખે ને ? એવા આ ઈશ્વર સ્વરૂપે છે, એટલે એમનું નામ જ ના દેવું. તેથી અમે કહીએ છીએ ને, કે આ કાળમાં એડજસ્ટ એવરીવ્હેર થાવ. ક્યાંય ડીસ્એડજસ્ટ થવા જેવું નથી, અહીં તો છટકી નાસવા જેવું છે. 'આ' વિજ્ઞાન તો એક-બે અવતારમાં મોક્ષે લઈ જનારું છે, માટે અહીં કામ કાઢી લેવાનું છે.

## એમાં ભૂલ કોની ?

**પ્રશ્નકર્તા :** મારો સ્વભાવ એવો છે કે ખોટી વસ્તુ સહન થતી નથી એટલે ગુસ્સો થયા કરે.

**દાદાશ્રી :** ખોટું છે એવું ન્યાય કોણ કરે ?

**પ્રશ્નકર્તા :** આપણી બુદ્ધિ જેટલું કામ કરે, એ પ્રમાણે કરીએ.

**દાદાશ્રી :** હા, એટલો ન્યાય થાય.

**પ્રશ્નકર્તા :** પણ એવું છેને, કે એક માણસને આપણે પચ્ચીસ રૂપિયા રોજનો પગાર આપતા હોય અને એ માણસ પાંચ રૂપિયાનું પણ કામ ના કરતો હોય, તો આપણને એમ તો લાગે ને કે આ બરોબર નથી ?

**દાદાશ્રી :** પણ શાથી એ કામ નહીં કરતો હોય ? કયા કારણથી એ કામ નહીં કરતો હોય ?

**પ્રશ્નકર્તા :** એનો પ્રમાદી સ્વભાવ એટલા માટે.

**દાદાશ્રી :** એવા માણસ બધા લોકોને મળતા હશે ?

**પ્રશ્નકર્તા :** બધાને મળતા હોય એમ કેમ કહેવાય ?

**દાદાશ્રી :** તો તમને જ એવો માણસ કેમ ભેગો થયો ? એનું કંઈ કારણ તો હશેને ?

**પ્રશ્નકર્તા :** આગળનાં મારાં કર્મો એવાં હોય એટલે મને ભેગો થયો.

**દાદાશ્રી :** તો પછી એનો શો દોષ ? તો એની ઉપર ગુસ્સો કરવાનું કારણ જ ક્યાં રહ્યું ? ગુસ્સો તો તમારી જાત ઉપર કરો કે, ''ભઈ, 'મેં' એવાં કેવાં કર્મ બાંધ્યાં કે આ મને આવો મળી આવ્યો ?'' પોતાની નબળાઈ તો પોતાને જ નુકસાન કરે. 'ભોગવે એની ભૂલ.' એ કામ ના કરે ને તમે ગુસ્સો કરો તો તમને દુઃખ થાય એટલે ભૂલ તમારી છે. એ તો એવો ને એવો જ રહેશે, કાલે પણ એવું જ કરશે અને ઉપરથી તમારા ચાળા પાડશે. તમે પાછા ફરો કે તમારી પાછળ મશ્કરીઓ કરશે, કહેશે કે, 'ચક્કર જ છે ને, જવા દોને એને !'

**પ્રશ્નકર્તા :** તો એને આપણી પાસે બેસાડીને, સમજાવીને કહેવું કે, 'તારાથી આટલું કામ કેમ નથી થઈ શકતું ? જ્યારે બીજા તો કેવું સરસ કામ કરે છે.' એને આવડતું ના હોય તો શીખવાડીએ, એવું કરવું ?

**દાદાશ્રી :** હા, એને સમજ પડે, એને લાગણી ઉત્પન્ન થાય, એ રીતે સમજાવવું જોઈએ.

## અંડરહેન્ડ પણ ઉપકારી થાય

તમારે ત્યાં કોઈ નોકરી કરતું હોય તો તેને ક્યારેય પણ તરછોડશો નહીં, છંછેડશો નહીં, બધાને માનભેર રાખજો. કોઈક માણસથી આપણને શુંય લાભ થઈ જાય ! આજે તમને આમના થકી ઘણો લાભ થઈ ગયો. મારી જોડે પરિચય થયો ને, એ જ ઘણો લાભ થઈ ગયો. આને અપૂર્વ લાભ કહેવાય છે, કોઈ કાળે સાંભળ્યો ના હોય એવો લાભ કહેવાય છે. માટે કોઈને છંછેડશો નહીં. ઘર આગળ કૂતરું બેઠું હોય તેને પણ છંછેડશો નહીં. એ કૂતરું કોઈકને ફરી વળે તો પેલો માણસ આપણાં ઘરમાં પેસી જાય અને આપણને સત્સંગ કરાવડાવે. કૂતરું જો જ્ઞાની પુરુષને ફરી વળ્યું એટલે જ્ઞાની પુરુષ આશરો ખોળે ને અને પેલાના ઘરમાં પેસી ગયા ! જો કૂતરું કામ લાગે છે ને ! બધું કામ લાગે એવું છે આ જગતમાં ! બધામાં પરમાત્મા રહેલા છે અને જીવમાત્ર રાત-દહાડો તમારી સેવામાં જ છે, પણ આ સેવા ઉઠાવતાં નથી આવડતું, લાભ લેતાં નથી આવડતું.

જ્યાં જુઓ ત્યાં બોસ, બોસ ને બોસ ! અને તમે પણ પાછાં

કોઈકના બોસ. તે બોસ પેલા અંડરહેન્ડને ટૈડકાવી ટૈડકાવીને બિચારાનું તેલ કાઢી નાખે, જંપીને બેસવાય ના દે. એટલે આપણે એટલું સરસ ન્યાયી જીવન જીવવું જોઈએ કે કોઈનેય દુઃખ ના થાય. બોસને દુઃખ ના થાય, અંડરહેન્ડને દુઃખ ના થાય, ઘેર વાઈફને દુઃખ ના થાય, છોકરાંને દુઃખ ના થાય, એવું જીવન જીવવા માટે આપણે 'મશીનરી'ને જ્ઞાની પુરુષ પાસે 'ઓવરહૉલ' કરાવવી પડે. ઓવરહૉલ કરાવવાનું ટેન્ડર લાવ્યા છો ?

**પ્રશ્નકર્તા :** આપની વાણીમાં પણ કોન્ટ્રાક્ટરની ભાષા નીકળે છે.

**દાદાશ્રી :** હા. એવી જ નીકળે ! અમે કોન્ટ્રાક્ટરને, એટલે આ ટેન્ડરોને એ બધું જાણીએ.

## ઉપરી કેમ પોષાય ?

**પ્રશ્નકર્તા :** આ બોસને નમીએ છીએ એટલું જો ભગવાનને નમીએ તોય કલ્યાણ થઈ જાય.

**દાદાશ્રી :** હા, કલ્યાણ થઈ જાય. એટલું ભગવાનને નમસ્કાર કરીએ તોય ઉકેલ આવી જાય, કારણ કે ભગવાનને ઘેર ખોટ નથી. લોકોને બોસને નમવાનું ગમતું નથી, પણ એક બાજુ સંસાર ચલાવવો પડે છે અને એ ફરજિયાત છે ને ! તે શું કરે ? એટલે બોસને નમીને, કામ કરીને, બે અવળા-સવળા બોલ સહન કરી લઈને ચલાવવું પડે. બોસ ઘેરથી ચિડાઈને આવ્યો હોય, તે આપણી ઉપર પણ ચિડાયા કરે.

એટલે મને તેર વર્ષે વિચાર આવેલો કે માથે ઉપરી હશે તો તે કેમ પોષાશે ? મને એ વિચાર તે વર્ષે બહુ ખૂંચતો હતો. ઉપરી આપણને વગર કારણે ડફળાવ્યા કરે ! ન્યાયનું ડફળાવતો હોય તો જાણીએ કે ઠીક છે, પણ આ તો પોતે ચિડાયો હોય તે આપણી ઉપર ચિડાય એટલે મને બોસ ના ગમે. એટલે મેં નક્કી કર્યું હતું કે ભગવાનને જ ખોળી કાઢવા. આ બોસ તો ક્યાં પાલવે ?

આ મનુષ્ય એકલાંને જ ઠેઠ સુધી ઢસરડા કરવા પડે છે. બાકી આ ગાયો-બળદને ઘૈડાં થાય એટલે પાંજરાપોળમાં મૂકી આવે. આ મનુષ્યો

એકલાંને જ ઠેઠ સુધી હાયવોય, હાયવોય, દોડધામ કરવાની.

**પ્રશ્નકર્તા :** તો નોકરી છોડી દેવી એ સારું ને ?

**દાદાશ્રી :** ના. નોકરી કરવી એય સારું નહીં ને છોડી દેવી એય સારું નહીં. છોડી દો તો ઘરમાં બધાને મનમાં ખૂંચ્યા કરે અને નોકરી કરો તો તમને માથાકૂટ પડે. એનાં કરતાં જે ચાલે છે તે ચાલવા દોને ગાડું ! એની મેળે છૂટી જાય ત્યારે ખરું !

આપણાં ગાતર નરમ થાય ત્યારે છોકરાં હઉ ડફળાવે ! આમાં ક્યાં સુખ આવ્યું ? આ બધી વૈરાગની વાતો કહેવાય, પણ અમે એવું જોયેલું. ત્યારે આપણને લાગે કે આ તો ખરેખર બંધન છે ! અમને તો બંધન સહુ નાની ઉંમરમાંથી જ લાગી ગયેલું, ઉપરી ના ગમે. અમને ઉપરી બિલકુલેય ના ગમે, એ મોટો ત્રાસ લાગ્યા કરે. આ માસ્તરો તો મહાપરાણે ચલાવવા પડતા હતા. આ માસ્તરની પાસે ભણવા જવું પડતું હતું ને, એ તો મહાપરાણે ચલાવી લેતો હતો. કારણ કે ઘેરથી ફૂટબોલને મારે કે જાવ સ્કૂલમાં અને સ્કૂલમાં માસ્તર ફૂટબોલને મારે કે ત્યાં ઘેર જાવ, તે ફૂટબોલ જેવી દશા થાય. એટલે પછી ઉપરી તો ગમતો હશે ? અત્યારે અમારે વર્લ્ડમાંય કોઈ ઉપરી છે નહીં. ઉપરી કેમ પોષાય ? અને તમને પણ ઉપરી રહિત બનાવી આપું છું, છતાં મારે કોઈના ઉપરી થવું નથી.

## અંડરહેન્ડને 'ડિસમિસ' ના કરાય

**પ્રશ્નકર્તા :** દાદા, મારી નોકરી પોલીસ ખાતામાં છે, અમારા ખાતામાં કરપ્શન બહુ ચાલે, પછી મને હઉ લાગુ પડે.

**દાદાશ્રી :** કરપ્શનવાળા છે એ લોકો તો સડેલાં બી નાખે છે, તે ઊગે ત્યારે પાંદડાં પણ સડેલાં હોય છે ! એવું તમે જોયેલું ? પાંદડાંમાં કાણાં હોય છે ? જો અજાયબી છે ને ! ઈમાનદારીવાળાને અત્યારે આ લોકો તરફથી મુશ્કેલી છે. ઈમાનદાર સહેજ આવ્યો તો એને જીવવા જ ના દે, જાણે કે આ વળી ભૂત ક્યાંથી આવ્યું ? ઉપલાવાળો પણ જાણે કે આ ડખલ આવી. બધે જ ઈમાનદારને મુશ્કેલી છે, પણ છેવટે ભગવાન અને કુદરત

ઈમાનદારને પડખે ઊભાં રહ્યાં છે !

**પ્રશ્નકર્તા :** ગવર્નમેન્ટની મોટી પોસ્ટ ઉપર અમારી હાથ નીચેનો માણસ બહુ ઊંધું કરતો હોય ત્યારે અમે નક્કી કરીએ કે એની સામે પગલાં લેવાં ને એને ડિસમિસ કરવો.

**દાદાશ્રી :** ડિસમિસ ના કરવો. આપણે એને ઈન્ફર્મેશન આપવાની કે, 'ભઈ, આવું હોવું ઘટે નહીં.' બાકી તમારે આ ગવર્નમેન્ટનું ખાતું છે, એટલે ડિસમિસ તો કરાય જ નહીં. તમારી ઉપર તમને કોઈ ડિસમિસ કરનાર છે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** ખરા ને !

**દાદાશ્રી :** તો પછી ડિસમિસ કરવાનાં એવાં જોખમ તો ખેડવાં જ નહીં. આપણા ઉપલા ઓફિસરે કહ્યું હોય તોય આપણે નરમ કરી નાખવું, છેવટે જૂઠું બોલીનેય નરમ કરી નાખવું. તમારાં પોતાનાં ડિસમિસની વાત આવે, તો તમને પોતાને એ ડિસમિસ શબ્દ સાંભળતાં તો બહુ મોટી અસર થાયને ?

**પ્રશ્નકર્તા :** થાયને, બધાને થાય.

**દાદાશ્રી :** ત્યારે પેલા બિચારાને કેટલી અસર થાય ? આ જગતમાં કોઈનેય દુઃખ દેવાનું શા માટે ? આપણે કાયદેસર વર્તો, કાયદામાં બધી છટકબારીઓ હોય છે. અને માઈલ્ડ ભાષા હોય કે ના હોય ? આપણે એમ કહીએ કે 'તમને ડિસમિસ કેમ ના કરવા, એનો ખુલાસો આપો' અને 'અમે તમને ડિસમિસ કરી નાખીશું.' એ બે વાક્યમાં ફેર નહીં ? માટે માઈલ્ડ ભાષા વાપરવી જોઈએ. એટલે આ તો આપણી જવાબદારી છે, બહુ મોટી જવાબદારી છે કે આપણા હાથે જૂઠું થાય, પણ કોઈને જીવતો જવા દેજે, કોઈની નોકરી કે પેટ ઉપર પગ મૂકશો નહીં.

બ્રિટિશ ગવર્નમેન્ટે પણ જરા કાયદા રાખેલા હતા કે ફાંસીએ ચડાવવાનો હોય ને, ત્રણ ને પિસ્તાલીસ મિનિટે આ માણસને ફાંસીએ ચડાવવાનો છે, એમાં એક સેકન્ડ પણ આઘુપાછું ના થાય, ને જો એક

મિનિટ પણ આઘીપાછી થઈ હોય તો પછી ફાંસી આપવાની બંધ રાખવી પડે. એ ટાઈમ એટલે ટાઈમ. એ ફાંસી કોઈનાથીય અટકે નહીં. છતાંય તે દહાડે કાયદો એવો કે જે.પી. ત્યાં રહીને જતા હોય અને એમની આંખ પડી તો પેલાને છોડી દેવો પડે ને એવા બધા બહુ છૂટી ગયેલા. કેટલાક લોકો ઈરાદો કરીને જે.પી.ને ત્યાં આગળ બોલાવડાવે. એવી રીતે કોઈની ડિસમિસ કરવાનો હોય તો જૂઠું બોલીને પણ છોડાવી દેવડાવવો. પછી મહીં પોલ માર્યું છે કે બીજું કશું કર્યું છે, એવું તેવું જોવાની જરૂર નથી.

ઠેઠ ભગવાન સુધી સિફારસ છે, ભગવાનના દરવાજા સુધી, પછી દરવાજાની અંદર સિફારસ નથી. જે.પી.ને લોક તેડી લાવે અને પેલાની ફાંસી છોડાવેલી. સરકારેય જાણતી હતી કે આ લોકો જે.પી.ને તેડી લાવે છે, એવાં ખટપટિયા લોક છે, પણ કાયદો એટલે કાયદો ! હવે આ જે.પી.ની આંખથી આટલો બધો ફાયદો થાય છે તો જ્ઞાની પુરુષની આંખ પડે તો શું ના થાય ?

❖❖❖❖❖

# [૧૭]
# ગજવું કપાયું ? ત્યાં સમાધાન

## ગજવું કપાયું, ત્યાં હકીક્ત શી છે ?

કુદરત હંમેશાં ન્યાયી રહે છે. આ જગતમાં એક ક્ષણવાર પણ આ કુદરતે અન્યાય નથી કર્યો. આ કોર્ટમાં અન્યાય થાય, પણ આમાં અન્યાય ના થાય. માટે અત્યારે મોટા લોકો લૂંટે છે તેય બરોબર છે, લોક કાળા-બજાર કરે છે તેય બરોબર છે, કાળાબજારનું આવું થશે તેય બરોબર છે, એનું પરિણામ આવું આવશે તેય બરોબર છે. માટે કુદરત બધું નિયમસર જ કરે છે, એક્ઝેક્ટ કાયદેસર જ કરે છે, કાયદાની બહાર નથી જતી, આ કુદરત અન્યાયી થઈ નથી એક ક્ષણવાર !

**પ્રશ્નકર્તા :** એટલે હમણાં જે ભોગવે છે ને પછી પામશે એમ ?

**દાદાશ્રી :** એવું નહીં. ભોગવે કે ના ભોગવે, કુદરત દંડ આપ્યા જ કરે છે. જેનું ગજવું કપાય છે તેને જગતના લોકો આશ્વાસન આપે છે કે, 'લો ચા પીવો, આમ કરો, તેમ કરો, આમ છે, તેમ છે.' હવે કુદરત શું કહે છે ? ગજવું કપાયું એ જ ગુનેગાર છે, એ આજે પકડાયો. બે જણ જોડે બેઠાં હતા, તો એનું જ ગજવું કેમ કપાયું ? એટલે પહેલાં જે કરેલું તેનું ફળ આજે આવ્યું. પેલો ચોર તો પકડાશે ત્યારે ગુનેગાર થશે, અત્યારે તો એ જલેબી ખાય છે અને ગજવું કપાયું એ અત્યારે ભોગવે છે. માટે ભોગવે એની ભૂલ. 'અત્યારે કોણ રડે છે' એ જોઈ લેવાનું. રડતાને જાણવું કે આ જ ગુનેગાર છે. ભોગવે એની ભૂલ. પેલો ભોગવશે ત્યારે એની ભૂલ. આ જગતનો ન્યાય જુદો છે અને કુદરત શું કહે છે ? ભોગવે એની ભૂલ. માટે બૂમાબૂમ ના કરશો. કોણ ભોગવી રહ્યું છે એ જોઈ લો, એની ભૂલ.

આ વાત બહુ ઊંડી છે. આ વાત જો સમજાય તો ઠેઠ મોક્ષે જાય, ઝીણવટથી વિચારે તો ઠેઠ મોક્ષે પહોંચાડી દે અને બુદ્ધિથી ભૂલ જોવા જાય ને, તો કોઈ દહાડો સંસારની બહાર નીકળશે નહીં. ભોગવે એની ભૂલ પરથી તમારે જાણવું કે આ તો આપણે ભોગવીએ છીએ માટે આપણી ભૂલ છે અને એ જ મોક્ષે જવાનો માર્ગ છે.

આ જગતમાં કોઈનું બંધન નથી. લાખો ચોરો વચ્ચે રહેવાનું હોય અને તમે રાત્રે સૂઈ ગયા હો ને તમારા ગજવામાં નર્યા રૂપિયા હોય, પણ કોઈ ચોરથી તમારા ગજવાને અડાય નહીં, આવું આ નિયમવાળું જગત છે. અને આ જગતનું રેગ્યુલેટર પણ એવું છે ને, તે એટલું બધું રેગ્યુલેશનમાં જગતને રાખે છે ! એટલે આ જગત કંઈ ગપ્પું નથી.

આ ક્રોધ-માન-માયા-લોભ એ જ દુઃખ દેનારાં છે; બહારના કોઈ દુઃખ દેતા નથી. આ ક્રોધ-માન-માયા-લોભ આપણને એવું શીખવાડે કે આ દુઃખ છે, એવા તમને ઊંધા પાટા દેખાડે. બાકી બહાર તો આ જગતમાં કોઈ દોષિત છે જ નહીં.

**પ્રશ્નકર્તા :** આપણું કર્મ દોષિત છે એમ જ ને ?

**દાદાશ્રી :** ના, તમે પોતે જ દોષિત છો, દોષ બીજા કોઈનોય છે નહીં. તમારું ગજવું કપાય તો ગજવું કાપનારનો દોષ નથી, તમારા જ દોષને લઈને આ ગજવું કપાય છે ! પૂર્વજન્મના હિસાબ બધા ચૂકતે થાય છે. એમાં પેલો કાપનારો તો અત્યારે મોજ કરતો હોય, પણ તમે આજે પકડાયા છો.

**પ્રશ્નકર્તા :** કોઈ આપણી પાસે પચ્ચીસ હજાર રૂપિયા લઈ ગયું ને પાછા ના આપે તો એ પણ પૂર્વજન્મના આપણે ઋણ જ ચૂકવતા હોઈશુંને ?

**દાદાશ્રી :** બધો હિસાબ જ છે, માટે વરીઝ કરશો નહીં. એ સામો મળે તોય એની પર ચીડ ના ચડાવશો, નહીં તો એક તો રૂપિયા ગયા અને ઉપરથી એની જોડેનાં કર્મ બંધાય.

**પ્રશ્નકર્તા :** ‘એ ભલે લઈ ગયો’ એમ કહેવાનું ?

**દાદાશ્રી :** ‘ભલે લઈ ગયો’ એવું પછી નહીં બોલવાનું, ત્યાં મૌન રહેવું. ‘એ ભલે લઈ ગયો’ એવું બોલીએ તોય ગુનો કહેવાય. અંદરખાને સમજી જવાનું કે આપણી ભૂલનું પરિણામ છે આ, મોઢે કશું બોલવાનું નહીં. નહીં તો પેલો માણસ પછી ચડી વાગે ! મોઢે તો એમ જ કહેવાનું કે, ‘ભઈ, અનુકૂળ આવે એટલા તો કંઈક આપો’ એટલું બોલવું. અંદરખાને જાણવું કે આવશે તો ઠીક છે ને ના આવ્યા તો કંઈ નહીં, પણ મોઢે બોલવું તો જોઈએ.

બાકી હિસાબ વગર ભેગા થાય જ નહીં ને ! બીજા કોઈને ના આપ્યા અને એને જ કેમ અપાયા ? માટે હિસાબ છે. એકવાર તો હિસાબ વગર ભેગો જ ના થાય.

અમને જગત આખું નિર્દોષ દેખાય. દોષિત કોઈ છે જ નહીં એવું જગત આખુંય દેખાય. કોઈ દોષિત દેખાય છે એ આપણી હજી ભૂલ છે. જ્યારે ત્યારે તો નિર્દોષ જોવું પડશે ને ? આપણા હિસાબથી જ છે આ બધું આટલું ટૂંકું સમજી જાવને, તોય બધું બહુ કામ લાગે.

આત્માને ગજવું હોય નહીં. જો તમે આત્મા છો તો તમને ગજવું હોય નહીં, તો તમારું કશું કપાય પણ નહીં. કપાયું એ ‘ચંદુભાઈ’નું કપાયું, પણ ‘તમે’ કહો છો ‘મારું ગજવું કપાયું’ એટલે ‘તમે’ ‘ચંદુભાઈ’ થઈ ગયા, એ મિથ્યાત્વ છે.

**પ્રશ્નકર્તા :** હું એક સંસારી તરીકે વાત કરું છું કે મારું ગજવું કપાતું હોય અને હું જાતે જોતો હોઉં, મને ખ્યાલ હોય કે ગજવું કપાય છે, તો મારે શું કરવું એ વખતે ?

**દાદાશ્રી :** અત્યારે તો તમારું ગજવું કપાતું હોય ત્યારે તમે તમારી મેળે એ જ કરો, પેલાને પકડીને કે, ‘તું મારું ગજવું કેમ કાપે છે ?’ ને એને ગાળો ભાંડો ને આમ તેમ બધું કરો. પણ ખરી રીતે શું કરવું જોઈએ એ તમે પૂછવા માંગો છો ? તો હું શું કહું કે, ‘તમારું ગજવું’ કાપે એટલે

તરત જ તમને ભગવાનની વાત યાદ આવવી જોઈએ કે આ ગજવું કાપે છે, એ એક બાજુ બસ્સો રૂપિયા પડ્યા છે એ નથી કાપતો અને આ પાંચ હજાર રૂપિયાવાળું ગજવું કાપે છે, માટે આ મારાં જ કર્મનો ઉદય છે.' એ જે ગજવું કાપે છે તે ઘડીએ તમને શો સારો જોગ બેસે છે ? કે મોટામાં મોટું ધર્મધ્યાન ઉત્પન્ન થવાનો જોગ બેસે છે, ત્યારે તમે રૌદ્રધ્યાન કરો છો. ગજવું કાપે છે, ત્યારે તમારાં કર્મના ઉદયથી આ ભાઈ ભેગો થયો છે, ને આ બસ્સો રૂપિયાવાળું નથી કાપતો અને આ પાંચ હજાર રૂપિયાવાળું ગજવું એને ભાગ આવ્યું છે, માટે આ આપણો હિસાબ ચૂકવાય છે.

**પ્રશ્નકર્તા :** આ તો કપાઈ ગયા પછી આપે કહ્યું એ પ્રમાણેનું ધર્મધ્યાન કરવાનું, પણ જે ઘડીએ કપાતું હોય તે ઘડીએ શું કરવું ? એને અટકાવવું કે કપાવા દેવું ?

**દાદાશ્રી :** એવું કપાવવા દેવુંય નહીં.

**પ્રશ્નકર્તા :** મને ખબર પડી કે આ માણસ ગજવું કાપે છે તો મારે શું કરવું ?

**દાદાશ્રી :** તમારી દૃષ્ટિ હોય તો પકડવો એને ! અને પકડાયા પછી એની ઉપર રૌદ્રધ્યાન નહીં કરવાનું. એને કહેવું કે, 'ભઈ, શા હારુ મારું ગજવું કાપે છે ? મેં તારું શું બગાડ્યું છે ? તને અડચણ હોય તો લે આ સો રૂપિયા હું આપું, તું લઈ જા. આ તો મારે પાંચ હજાર રૂપિયા ત્યાં ભરવા જવાના છે.' તો પચાસ-સો રૂપિયા એને આપીએ એનો વાંધો નહીં, પણ આવું સમાધાનપૂર્વક હોવું જોઈએ. પકડવો તો જોઈએ. એવું ના કહેવાય કે, 'ભઈ હા, કાપી લે ! મારા ભગવાને કહ્યું છે કાપી લે !' એવું ના કહેવાય. પણ એ ગજવું કાપી ગયો પછી કકળાટ કરે તો એ બધો નકામો છે.

ગજવું કાપનાર ગજવું કાપે છે, તેમાં ખોટું હોતું નથી. આ જગત એક મિનિટેય કાયદાની બહાર ચાલ્યું નથી. છતાં લોક કહે છે કે, 'આજ લોક નાલાયક થઈ ગયા છે.' ના, એવું કશું નાલાયક થઈ ગયું જ નથી. આ બધું જ કુદરત કરાવડાવે છે અને આ માણસો તો વચ્ચે નિમિત્ત છે

અને એ ઈગોઈઝમ કરે છે કે, 'મેં કર્યું, મેં કર્યું' એટલું જ. એટલે કોઈનોય દોષ કાઢશો નહીં, કારણ કે દોષ કાઢશો તો તમે પાછા જોખમદાર થશો. જોખમદારી લેવી નથીને ?

## કુદરતનાં કેવાં ગજબનાં પ્લાનિંગ !

ગજવું કાપવું એય એક જાતની વિદ્યા છે ને ! આ દુનિયામાં તો ગજવાં કાપનારાને બધે ખોળી ખોળીને મારી નાખવામાં આવે તો શું થાય ? દુનિયા અસ્તવ્યસ્ત થઈ જાય. જેમ આ બેન્ડવાળા હોય છે એમાં પીપુડીવાળાને કાઢી મેલીએ તો બેન્ડ સારું દેખાય ? એવું આ ગજવા કાપનારની જરૂર છે અને જગતમાં જેટલાની જરૂર છે એટલા જ ગજવા કાપનારા છે !

આ લોકોના રૂપિયા જે છે, એમાં એ રૂપિયા એમના નથી, પારકા જ છે. હવે એ રૂપિયા એમના કોણ લઈ લે ? ભગવાન કંઈ જાતે આવે નહીં, ભગવાન તો જાતે લેતા નથી. એટલે તમને ને તમને આ બધો કારભાર માંહ્યોમાંહ્ય સોંપ્યો છે. તો પારકા રૂપિયા ગજવા કાપનાર કાપી લે છે, હવે ગજવું કોણ કાપે પણ ? જેણે મનમાં નક્કી કર્યું હોય કે, 'બસ, ધંધો આપણે તો આ જ કરવો છે' તે પછી 'કોનાં ગજવાં કાપું' એવું એ ગોતે. ત્યારે કુદરત પાછી એમાં એને હેલ્પ કરે ! કારણ કે એ એનો ધંધો છે. દરેક લોકો સ્વતંત્ર છે અને કુદરત એને હેલ્પર છે. તમારે જે ધંધો કરવો હોય જે અનુકૂળ આવે તે કરો, કુદરત એમાં હેલ્પ કરે છે. તે એટલી બધી હેલ્પર હોય છે કે ગજવાં કાપનારા આગળ પોલીસવાળો ઊભો હોય, પેલો ગજવાં કાપવાની તૈયાર કરે, ત્યાર હોરો પોલીસવાળાને પેલી બાજુ એકદમ જવું પડ્યું હોય. એટલે કુદરત એને ખસેડે, કુદરત ગજવાં કાપનારને જગ્યા કરી આપે. સંજોગ બેસાડી આપે, 'કોનું ગજવું કાપવું' એ પણ ભેગો કરી આપે.

એટલે કાપનારાએ તો 'કયું ગજવું કાપવું છે' એની તૈયારી બધીય કરી રાખી હોય ! અને ગજવું કાપ્યા પછી કયે દરવાજેથી નીકળવું છે, દરવાજાથી બહાર આગળ કયે ઝાંપે રહીને નીકળવું છે, ઝાંપાથી ક્યાં આગળ જઈને ઊભું રહેવું છે, એવી જાતનાં તો સોળ સોળ અવધાન એને

એટ એ ટાઈમ હોય ! ત્યારે આપણાં લોક એનો તિરસ્કાર કરે છે. અલ્યા, એ કેટલો અક્કલવાળો માણસ છે ! આવું તો મોટા કલેક્ટરને પણ ના આવડે !

ત્યારે એક માણસ મને કહે છે કે, 'પણ ભગવાને આ ચોરને, લુચ્ચાને, લબાડ લોકોને જન્મ જ ના આપવો જોઈએ ને ?' મેં કહ્યું કે, 'તું ચોરને, લુચ્ચાને, લબાડને સમજે છે ? એ લોકો ના હોયને, તો આ જગત મરી જાય ! એ લોકો છે તો આ બધા જીવે છે.' એ શેના જેવું છે ? એની સિમિલી આપું તમને ? કે આ મુંબઈ શહેરમાં આપણે તાનસાથી પાણી લાવ્યા અને ઘરે ઘરે નળ ગોઠવ્યા, પાણી આવ્યું. હવે ગટરો ના હોય તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** રોગચાળો થાય.

**દાદાશ્રી :** તો આ ચોર, લુચ્ચા એ તો બધી ગટરો છે. ભગવાન તો શું કહે છે કે, 'તું ગટરનું ઢાંકણું ઉઘાડીશ નહીં. તને અનુભવ લેવો હોય તો એક ફેરો ઉઘાડી જો અને એક ફેરો અનુભવ લીધા પછી ફરી નક્કી કર કે હવે, મારે આ ગટરનું ઢાંકણું ઉઘાડવું નહીં.' મેં કહ્યું, 'ચોર લોકો એ તો બધા વિટામિન છે આ જગતનું ! એના વગર તો જગત ચાલે જ નહીં !'

એટલે એ લોકો ના હોય તો શું થાય ? જેટલું જરૂર છે એટલું જ જગતમાં છે. જેની જરૂર છે એટલા જ લોકો છે આ જગતમાં ! તમારો ખોટો માલ લઈ જવા માટે આ ચોરના અવતાર છે. ભગવાન કંઈ જાતે મારવા આવે નહીં. એ તો આવા લોકો હોય જ, તે તમને આમ મોટરમાંથી ઉતારીને મારી-ઠોકીને હીરાના કાંપ, ઘડિયાળ બધું લઈ લે છેને ! એટલે બધાની જગતમાં જરૂર છે.

## ગજવું કપાયું, સમાધાન કઈ રીતે ?

**પ્રશ્નકર્તા :** દાદા, મારે ગજવામાંથી રૂપિયા કપાયા તેનું દુઃખ બહુ થયા કરે છે.

**દાદાશ્રી :** દુઃખ લાગવાથી રૂપિયા ફરી પાછા આવે ?

**પ્રશ્નકર્તા :** ના આવે.

**દાદાશ્રી :** એ તો ગયા, પણ પછી બીજી ખોટ ઉપરથી ખાવાની ? અને હવે એનો ઉપાય શો ? આમ દુ:ખી દુ:ખી થયા કરીએ તો પાછા આવતા હશે ? એના કરતાં ભગવાનનું નામ લઈએ તો ઉપાય થાય.

**પ્રશ્નકર્તા :** એમાં પણ સંસારની મુશ્કેલીઓ આડી આવે છે.

**દાદાશ્રી :** ના, પણ તે કંઈ એ પાછા આવવાના છે ? જે પાછું ના આવવાનું હોય એની વાતને આપણે શું કરવાની ? 'ગોન ઈઝ ગોન !'

**પ્રશ્નકર્તા :** છતાં પણ આ દુ:ખને લીધે ભગવાન તરફનું ડગલું હવે ઊપડતું નથી ને ચિંતા જ રહ્યા કરે છે.

**દાદાશ્રી :** ચિંતાથી પછી શું થાય ? ફાયદો થાય કે નુકસાન થાય ?

**પ્રશ્નકર્તા :** નુકસાન થાય.

**દાદાશ્રી :** પછી નુકસાનનો ધંધો શું કરવા કરો છો ? નફાનો ધંધો કરીએ. નુકસાન તો, રૂપિયા ગયા એ કંઈ ઓછું નુકસાન થયું છે ? પાછું આ ચિંતા-ઉપાધિઓ કરીને બીજું નુકસાન શા માટે કરો છો ? એના કરતાં ભગવાનનું નામ લો ને અથવા અહીં આ સત્સંગમાં આવો તોય શાંતિ રહ્યા કરશે.

**પ્રશ્નકર્તા :** ઘણી વખત એવું થાય કે સાચા રસ્તે ચાલનારને સંસારમાં ઘણી મુશ્કેલીઓ સહન કરવી પડે છે.

**દાદાશ્રી :** મુશ્કેલીઓ તો આપણી જ ઊભી કરેલી છે, કોઈએ કંઈ કશું મુશ્કેલી કરી જ નથી. આ જગતમાં કોઈ પણ માણસ કોઈને મુશ્કેલીમાં મૂકી શકતો જ નથી. જે મુશ્કેલીઓ આવે છે તે પોતાની જ ઊભી કરેલી છે અને લોકો તમને, તમારી ઈચ્છા પ્રમાણે મુશ્કેલી ઊભી થવા માટે હેલ્પ કરે છે. લોકો તમારું ગજવું કાપે છે, એ તમને હેલ્પ કરે છે. ત્યારે તમે પાછાં એને મુશ્કેલી કહો છો ? શી રીતે હેલ્પ કરે છે ? કે તમને કર્મમાંથી છોડાવવા માટે એ બિચારો તમારું ગજવું કાપે છે, ત્યારે તમે કહો છો કે

આણે મને મુશ્કેલીમાં મૂક્યો. અરે ! મુશ્કેલીમાં ક્યાં મૂકે છે, આ તો તમને છૂટકારો કરાવડાવે છે. એટલે દુનિયામાં કોઈ માણસ મુશ્કેલીમાં મૂકે એવું છે જ નહીં. તમારો જ હિસાબ છે આ, એમાં લોક તો નિમિત્ત માત્ર છે.

જ્ઞાન થતાં પહેલાં બોમ્બેની લોકલ ટ્રેનમાં હું જતો હતો, તે એક માણસે ભીડમાં આમ ગજવામાં હાથ ઘાલ્યો. મેં કહ્યું કે, 'ભઈ, આખા દસ જ રૂપિયા છે, રહેવા દે ને !' પણ લઈને જતો રહ્યો. એટલે આ તો બધું આવું છે, એ તો લઈ જ જાય ! એનું છે તે એ લઈ જ જવાનો. એક માણસ મને આવીને ગજવું દેખાડવા માંડ્યો, મને કહે છે કે, 'જુઓ, આ મારું ગજવું કાપી ગયો.' ત્યારે મેં કહ્યું કે, 'શું લઈ ગયો ?' ત્યારે કહે છે કે, 'ખાલી બે-ચાર કાગળિયાં હતાં ને રેલવેનો પાસ હતો અને આ બાજુનાં ખીસામાં પાંચ હજાર રૂપિયા હતા.' લો, પાંચ હજાર રહ્યા ને કાગળિયાં કાપી ગયો ! ત્યારે મેં કહ્યું કે, 'બીજા ગજવામાં પાંચ-દસ રૂપિયા રાખવા'તા ને, તે બહાર નીકળીને ચા તો પીએ. આ તો કશું ના મળે તો નિરાશ થઈ જાય બિચારો !'

## સંસારમાં ના કામનું તો કંઈ હોતું હશે ?

એક ભાઈ ગાડીમાં જતાં હશે, ગજવામાંથી સાતસો રૂપિયા કો'ક લઈ ગયો, પણ એમને કશું પરિણામ જ ના બદલાયું, તરત જ્ઞાન હાજર થયું કે 'વ્યવસ્થિત' છે. અને પેલા ગજવાં કાપનારનેય શુકન સારાં જ થયા હશે ત્યારે જ ને ! નહીં તો ગજવામાં હાથ ઘાલે ને ત્રણ જ રૂપિયા મળી જાય તો શું કરે ? બે કલાકમાં સાતસો રૂપિયા ફી તો અહીં વકીલનેય મળતી નથી ! પણ લોકો ગજવાં કાપનારને તિરસ્કારની દૃષ્ટિએ જુએ છે, એવું ના હોવું જોઈએ. એય એની આવડતના પૈસા છે ને ! હું કોઈ કોઈને ઓળખું છું, એ મારી પાસે કબૂલેય કરી દે કે, 'દાદા, હું આ ધંધો કરું છું.' મેં કહ્યું કે, 'સારું બા, પણ શુકન બધું જોઈને નીકળજે, કારણ કે જોખમ બધું બહુ છે.'

**પ્રશ્નકર્તા :** પણ જો આવા ઘણા માણસો તૈયાર થાય ને આ જ ધંધા કરે તો સોસાયટીની શું દશા થાય ?

**દાદાશ્રી :** એવું છે, કે આ ધંધા એ લોકો કરતા નથી. આ જે નાલાયક લોકો પૈસા ભેગા કરે છે, તે ખોટા પૈસા છે, એ ખોટા પૈસા માટે આ જીવડાં ઉત્પન્ન થાય છે. નહીં તો આ નાલાયકોનું નાણું કોણ આ ભગવાન જાતે લેવા આવે ? એટલે જે આ બધી ખોટી લક્ષ્મી છે, તેને લઈને આ જીવડાંઓ વધારે થાય છે. જ્યારે લક્ષ્મી સારી થશે ત્યારે આ જીવાત ઓછી હશે. જેવી આ એક જાતની જીવાત છે, એવી વકીલોય જીવાત છે, ડૉક્ટરોય જીવાત છે. પણ આ ડૉક્ટરો અને વકીલોની જીવાત કરતાં ટી.બી.ની જીવાત સારી. આ બધી જાતની જીવાતો જ છે, પણ કઈ જીવાતો સંસારને કામની ? ખેડૂતો કામના કે એ અનાજ પકવીને આપે, ગાયો-ભેંસો રાખે. એ જીવાતો કામની કે એ ઘી, દૂધ બધું સપ્લાય કરે છે. એટલે જાનવર ઉછેરે છે, ખેડૂતો છે એ બધા કામના છે અને વૈદોય કામના છે, લોકોનાં દર્દ મટાડે છે, આ અમુક ડૉક્ટરોય કામના. પણ બાકી જે ડૉક્ટરોમાંથી અમુક જીવાત ઊભી થઈ છે, વકીલોય અમુક એવા ઊભા થયા કે નરી જીવાત ઊભી થઈ છે. કારણ કે આ કાળમાં કજિયા વધ્યા એટલે વકીલો વધ્યા અને વકીલ વધે એટલે કજિયા વધે જ, એ ના હોય ત્યાંથી ઝઘડા ઊભા કરાવે.

**પ્રશ્નકર્તા :** એટલે હંમેશાં જે રોગ હોય એની સામે જ જંતુ ઊભા થાય જ ?

**દાદાશ્રી :** હા, હોય જ. હંમેશાં નિયમ છે કે આ શરીરમાં કોઈ પણ જગ્યાએ કચરો ભેગો થયો કે એ કચરાની મહીં એની મેળે જ, એ કચરાને ખાવા માટે જીવાત ઉત્પન્ન થાય જ. આ ફેફસાંમાં કચરો ભરાયો હોય તો પછી મહીં જીવાત એ કચરો ખાવા માટે ઉત્પન્ન થાય જ. ત્યારે આપણા લોક કહેશે, 'એય ટી.બી.ની જીવાત ચડી ગઈ !' ના અલ્યા, બહારથી જીવાત ના ચડે, એ તો મહીં જ પેદા થાય, અંદર જ જીવો પડે.

**પ્રશ્નકર્તા :** આ ચોરોની જે જીવાત છે, તે લાયકનો પૈસો છે કે નાલાયકનો પૈસો છે એવું સમજીને પછી ત્યાં આગળ એની પાસે જાય ! કે પછી ખોટી કમાણી છે ત્યાં જ એ જાય ને પસીનાની કમાણી હોય ત્યાં એ ના જાય ?

**દાદાશ્રી :** એવું છે, કે જેટલું સાચું નાણું છે, પરસેવાનું નાણું છે એ કોઈ દહાડોય જતું જ નથી અને આ બિનપરસેવાનું ખોટું નાણું છે ને તે એની મેળે ગમે તે રસ્તે, આમ જાય, તેમ જાય, ગજવું કપાઈને જાય, પણ ગમે તે રસ્તે જાય, જાય ને જાય જ. સાચું નાણું છે એ આપણને સુખ ભોગ આપીને જાય અને ખોટું નાણું છે એ દુઃખ ભોગ આપીને જાય. એ પછી ડૉક્ટર પાસે પેટ કપાવે, મહીં ચીરા મૂકાવે ને હજાર રૂપિયા ખર્ચે ! એટલે ખોટું નાણું દુઃખ આપે, સાચું નાણું સુખ આપે. અમારે ત્યાં ખોટું નાણું નહીં આવવાનું. અત્યારે તો એવું છે કે ખોટું તો બધે પેસી જાય છે, પણ અમારે ત્યાં આમ બહુ ખોટું નહીં પેસવાનું. એટલે કોઈ જાતનો દુઃખ ભોગ ઉત્પન્ન નહીં થવાનો. જેને ત્યાં ખોટું નાણું નહીં આવતું હોય એવાં કેટલાક માણસો હશે, તેને દુઃખ ભોગ ના હોય.

**પ્રશ્નકર્તા :** તો પછી આ સરકાર ટેક્સીસ કાપે છે એ બધું એક પ્રકારનું લાઈસન્સ ખૂની જેવું જ કહેવાય ને ?

**દાદાશ્રી :** ના, ના. આ ટેક્સીસ એ તો પદ્ધતિસરના છે. ટેક્સીસ અને ખોટાં નાણાંને લાગતું-વળગતું નથી.

**પ્રશ્નકર્તા :** પણ કેટલાંક ટેક્સીસ એવા આવે છે કે આપણને એમ લાગે કે આ બધા બિનજરૂરી છે.

**દાદાશ્રી :** ના, બિનજરૂરી ટેક્સ હોતા જ નથી. ટેક્સ એ બધા જરૂરિયાત છે. કારણ કે આપણે એ ટેક્સનો એટલો ભોગ ભોગવીએ છીએ. આ સરકારને જે લશ્કર રાખવું પડ્યું છે, આ હિન્દુસ્તાનનું રક્ષણ કરવા માટે જે લશ્કર રાખ્યું છે, એ લશ્કર માટે ખર્ચા બધા જોઈએ કે ના જોઈએ ? એટલે જે આવક ને જાવક છે ને જેમાં આપણા દેશનું રક્ષણ છે ને એના માટે બધાં જે પગલાં છે એમાં આપણે ટેક્સ તો આપવો જ પડે ને ! અને હિન્દુસ્તાનનું રક્ષણ એમાં આપણું જ રક્ષણ છે ને ! હવે એ ટેક્સમાં ચોરીઓ કરીએ તો એ ગુનો છે, એવું કરાય જ નહીં.

**પ્રશ્નકર્તા :** એ વચ્ચેના લોકો ખીસાં ભરે છે તેનું શું ?

**દાદાશ્રી :** એ ખીસાં ભરે છે, એ તો આ ગજવાકાતરુના મોટા ભાઈ

છે. આપણને લાલચ હોય છે કે આપણા બે હજાર બચે છે ને ! અને એને પાંચસો આપવાના છે ને ! એટલે આપણે ચોરી કરી ને પેલાએય ચોરી કરી. આ તો બધું ચોરે ચોર ભેગું થયું ! એટલે એમને ચોરના ભાઈ ઘંટીચોર કહે છે ને ? પેલા ચોર કહેવાય તો આ ઘંટીચોર કહેવાય, પણ બધું એકનું એક જ. બાકી, આ બધું ખોટું કહેવાય, બહુ જ ખોટું કહેવાય. એટલે જો હક્કનું નાણું, હક્કના વિષયો હોય, તો આ દુનિયામાં કશું દુઃખ જ નથી હોતું.

**પ્રશ્નકર્તા :** પણ અત્યારે હક્કનો ક્યાંય રોટલો હશે એવું પાંચ-દસ ટકાય લાગે છે ?

**દાદાશ્રી :** ના હોય, ટકા હોતા હશે ? ટકા તો સો ઉપર હોય અને આ તો લાખોમાં એક-બે ધજા ફરકતી હોય.

**પ્રશ્નકર્તા :** આ કળિયુગ છે એટલે એવું હશે, પણ સતયુગમાં તો હશેને ?

**દાદાશ્રી :** સતયુગમાં તો બહુ સારા માણસો હતા. સતયુગની તો વાત જ ક્યાં કરવાની ! સુગંધીવાળા માણસો ! તે અત્યારે કોઈની થોડીકેય સુગંધ આવે છે ?

## કિંમત દર્શનની, નહીં કે જોડાની

**પ્રશ્નકર્તા :** પહેલાં દરરોજ દેરાસર જતો હતો, પણ આ વર્ષમાં બે વખત નવેનવાં ચંપલ ગયાં એટલે હવે હું ક્યારેક જ દેરાસર જઉં છું.

**દાદાશ્રી :** હવે તમે નવાં ચંપલ પહેરીને દેરાસર જજો અને દર્શન કરવા જાવ ત્યારે ચંપલ બહાર કાઢો ત્યારે ચંપલને એટલું કહેજો, કે 'હે ચંપલ, તારે જવાય તો જા અને રહેવાય તો રહેજે. હું તો ભગવાનનાં દર્શન કરવા જઉં છું.' પછી એ જે દર્શન કરશો ને, એ દર્શનનો લાભ તો લાખ ચંપલની કિંમત કરતાં ઊંચું ફળ તમને મળશે ! અમારી વાત પ્રમાણે જો કરશો તો ! ચંપલને કહીને જવાનું, પણ કોઈ સાંભળે એવું ના બોલશો.

## ...ને જોડા ઊપડી ગયા ત્યારે

અમને પણ નવા જોડાનો આવો એક અનુભવ થઈ ગયેલો. વડોદરામાં ઘડિયાળી પોળ છે, ત્યાં એક મોટો ઉપાશ્રય છે, ત્યાં એક દહાડો દર્શન કરવા ગયેલો. તે દહાડે લાંબો કોટ પહેરેલો અને જ્ઞાન કશું થયેલું નહીં, તે મહારાજની પાસે બેસીને સાંભળીએ અને જ્ઞાનની વાતો બધી મહારાજને પૂછું. અત્યારે તો થોડાકેય જૂના જોડા પહેરું છું. પણ તે દહાડે તો સહેજેય જૂનો જોડો પહેરવાનો નહીં, અમુક જૂનો થાય એટલે કાઢી નાખવાનો ને નવા જ જોડા પહેરવાના. તે નવો જોડો, આમ ફર્સ્ટ કલાસ દેખાય, ઉપાશ્રયની બહાર મૂકેલા. પણ તે દહાડે મને તો એવી ખબરેય નહીં કે આવા જોડા જતા રહે છે. હું તો પછી ઉપાશ્રયની બહાર નીકળ્યો, તે મેં જોયું કે જોડા નથી. પછી આમતેમ બધે જોયું, ત્યારે એક જણ મને કહે કે, 'કાકા, શું ખોળો છો ?' મેં કહ્યું કે, 'મારો જોડો અહીં મેં કાઢ્યો હતો ને તે દેખાતો નથી.' ત્યારે પેલો કહે કે, 'એ નવો હતો ?' ત્યારે મેં કહ્યું કે, 'હા, એ તો પંદર દહાડા પરનો જ હતો.' ત્યારે પેલો કહે કે, 'કાકા, હવે ખોળશો જ નહીં, એ જોડો તો ગયો જ તમારો હવે. અહીં નવામાં નવો જોડો ઉઠાવી જાય છે ને જૂના રહેવા દે છે.' ત્યારે મનમાં મેં કહ્યું કે, 'આ તો કલ્યાણ થઈ ગયું આપણું (!)' લાંબો કોટ, માથે કાળી ટોપી અને જોડો ગયો, પછી જોઈ લો મઝા ! એનો ફોટો કેવો સરસ પડે ! પગમાં જોડા નહીં એટલે મનમાં શરમ આવી કે આજ શી રીતે ઘેર જઈશ ? પછી વિચાર આવ્યો કે એમ ઉઘાડે પગે જવામાં શું વાંધો છે ? વખતે લોક પૂછશે કે શું છે ? તો એ નવીનતા તો જોશે. તે દહાડે તો બધાં લોક મને ઓળખેને ! અને આમ ઉઘાડે પૈદલ જઉં તો બધા પૂછેને ! અત્યારે તો એ જે દુકાનદારો હતા ને, તે દુકાનદારના છોકરાના છોકરા બેસે છે, આ છોકરાઓ તો મને ઓળખે જ નહીં. એટલે રસ્તામાં હું ચાલતો નીકળ્યો ત્યારે રસ્તામાં લોકોની પૂછાપૂછ ચાલી કે, 'કેમ, આમ બૂટ ક્યાં ?' ત્યારે એકે મને કહ્યું કે, 'તમે એમ કરો, આ ખોટું દેખાય છે,. તમે રિક્ષામાં બેસીને ઘરે જાવ.' એટલે પછી રિક્ષામાં બેસીને ઘરે જતો રહ્યો ! બીજા બૂટ બનાવડાવીને પછી જ બહાર નીકળ્યો ! ત્યાં સુધી જૂના બૂટ હતા, તે જૂના પહેરીને બે દહાડા તો ફર્યો.

એટલે મને પણ આ અનુભવ થયેલો, હું જાણું ને ! આમાં તમારો શો દોષ ? ત્યારે એ લેનારનોય શો દોષ ? એને કંઈ અડચણ હશે ત્યારે જ એ લઈ ગયો હશે ને ? અડચણ વગર તો કોઈ લે જ નહીં ને ! અને જોડો ગયો એટલે આપણે જાણીએ કે કોઈક પુણ્યશાળી માણસના હાથમાં ગયો છે, એની પુણ્યૈ હોય ત્યારે જ આવો મોંઘો જોડો ભેગો થાય ને ? નહીં તો નવો જોડો એને ભાગ ક્યારે ભેગો થાય ? પણ જોડો ગયો એટલે આપણે સમજી જવાનું કે આપણો હિસાબ ચૂકતે જ થઈ ગયો.

## જીવનપર્યંત, નિયમબદ્ધ

આ જોડાનો પાછો નિયમ એવો છે કે તમારા સાત જોડા જવાના છે, તે સાતથી આઠમો જોડો નહીં જાય. તમે પછી રોજ નવા જોડા પહેરી જાવને, જો તમને હિંમત હોય તો જવા દો, જાય એટલા જવા દો. કારણ કે જોડેજોડે કાયદો કહેલો છે. એટલે ગમે તેવો ચોર આવેને, તોય ના ઉઠાવે. આ કાયદો જાણ્યો હોય તો સારું ને ? તે બહુ ત્યારે સાત જશે કે દશ જશે કે બાર જશે, પણ એનો કંઈ અંત આવશે કે નહીં આવે ? માટે આનો અંત આવી જવા દોને ! કારણ કે આ બધું અંતવાળું છે !

## વસ્તુ વપરાશના કાયદા શા ?

આપણા કનુભાઈ છે, એ નાના હતા ત્યારે મને શું કહે કે, અંબાલાલ કાકા, હું તો ત્રણ જ ખમીસ સીવડાવું છું, પણ આ રસિકભાઈ આખા છ-છ ખમીસ સીવડાવે છે.' ત્યારે મેં કહ્યું, 'તું ડાહ્યો, પણ તું તો ત્રણ સીવડાવું છું જ્યારે હું તો બે સીવડાવું છું.' પછી મેં એને સમજ પાડી કે આ જે જે તું વાપરી રહ્યો છે ને, તે તું તારું જ વાપરી રહ્યો છે. એટલે જો તારે પાછળ ખોટ ના પાડવી હોય, તો તું અત્યારથી સાચવી સાચવીને વાપર. આનો અર્થ તમને સમજાઈ ગયોને ?

હું શું કહેવા માંગું છું કે આ દુનિયાનો ક્રમ કેવો છે ? કે તમારે ૧૯૯૫માં જે ખમીસ મળવાનાં છે, તે આજે તમે વધારે વાપરી ખાશો તો ૧૯૯૫માં ખમીસ વગર રહી જશો, એવું હું કહેવા માંગું છું. માટે તમે એવી રીતે એને પદ્ધતિસર વાપરો. અને ઘસારો પડ્યા વગર આમ કોઈ

ચીજ કાઢી ના નાખશો અને એ ચીજ કાઢી નાખો તો અમુક જગ્યાએ ઘસારો હોવો જોઈએ ને પછી કાઢી નાખો. આવો મારો કાયદો છે. તેથી હું કહું કે આટલો ઘસારો હજી નથી પડ્યો, માટે આ ચીજને કાઢી નાખશો ? નહીં. કારણ કે એ આટલો જ ખરાબ થયેલો છે, હજુ ચાલે એવો છે, એને ગમે ત્યારે કાઢી નાખો તો એ મીનિંગલેસ થયું ને ! એટલે આ બધી ચીજો તમે વાપરો છો એનો હિસાબ હશે કે નહીં હોય ? એ હિસાબ છે અને એ કેટલો હિસાબ છે ? કે એક પરમાણુનો પણ હિસાબ છે. બોલો, ત્યાં પોલંપોલ શી રીતે ચાલ્યું જશે ? એવાં 'વ્યવસ્થિત'ના નિયમ છે, પરમાણુના હિસાબ છે. માટે કશું બગાડ કરશો નહીં.

## જગતમાં પોલ ચાલે નહીં

આ અમારે પાણીનો બગાડ કરવો પડે છે. હું જ્ઞાની પુરુષ છું, તે મને તો, જ્ઞાની પુરુષને ત્યાગાત્યાગ ન સંભવે, તોય મારે પાણીનો બગાડ કરવો પડે છે. અમારે આ પગે આવું થયેલું તેથી પેલા સંડાસમાં બેસવું પડે. પછી પાણી માટે પેલી સાંકળ ખેંચીએ, તે કેટલા બે ડાબડા પાણી જતું હશે ? અને પાણીનો ત્રાસ છે, પાણી કીંમતી છે એથી ? ના, પણ પાણીના જીવો કેટલા આમ અથડાઈ અથડાઈને વગર કામના માર્યા જાય ! અને જ્યાં એક-બે ડાબડાથી ચાલે એવું છે, ત્યાં આટલો બધો પાણીનો બગાડ કેમ કરાય ? જો કે હું તો જ્ઞાની પુરુષ છું, એટલે અમે તો આવી ભૂલ થાય કે તરત દવા નાખી દઈએ, એટલે અમારે કેટલાય મહિનાઓ સુધી ચાલ્યા કરે. પણ છતાં દવા તો અમારે પણ નાખવી પડે. કારણ કે ત્યાં ચાલે નહીં, જ્ઞાની પુરુષ હોય કે ગમે તે હોય પણ કશું ચાલે નહીં. આ પોપાબાઈનું રાજ નથી, તો વીતરાગોનું રાજ છે, ચોવીસ તીર્થંકરોનું રાજ છે ! તમને ગમે છે આ તીર્થંકરોની આવી વાત ?

❖❖❖❖❖

## [૧૮]
# ક્રોધની નિર્બળતા સામે

### વીતરાગોની ઝીણવટ તો જુઓ !

આપણાં લોક શું કહેશે કે આ બાપ એના છોકરા ઉપર એટલો ગુસ્સે થઈ ગયો છે ને, એટલે આ બાપ નાલાયક માણસ છે અને કુદરતને ત્યાં આનો શું ન્યાય થતો હશે ? આ બાપાને ભાગ પુણ્યૈ બાંધો. ક્રોધ કરે છે તોય પુણ્યૈમાં ગણાય ? હા, કારણ કે છોકરાનાં હિતને માટે પોતાની જાત પર સંઘર્ષણ વહોરે છે ને ! છોકરાના સુખને માટે પોતે સંઘર્ષણ વહોર્યું માટે પુણ્યૈ બાંધો ! બાકી દરેક પ્રકારના ક્રોધ પાપ જ બાંધે, પણ આ એકલો જ છોકરાના કે મિત્રના સુખને માટે જે ક્રોધ કરો એ તમારું સળગાવીને એના સુખને માટે કરો છો, તો એનું પુણ્ય બંધાય. છતાં અહીં તો લોક એને અપજશ જ આપ્યા કરે ! પણ ઈશ્વરને ઘેર સાચો કાયદો છે કે નહીં ? પોતાના છોકરા ઉપર, છોડી ઉપર ક્રોધ કરે છે ને, એ ખૂબ જબરજસ્ત ક્રોધ કરે, પણ એમાં હિંસકભાવ ના હોય, બીજે બધે હિંસકભાવ હોય. છતાં એમાં તાંતો રહ્યા કરે, કારણ કે એ છોડીને જુએ કે મહીં ફરી કકળાટ થયા કરે, એ એનો તાંતો રહ્યા કરે. ભગવાને તો શું કહ્યું છે કે છોડી ઉપર, છોકરા ઉપર ગુસ્સો કરે છે, છતાં પણ એને પુણ્ય બંધાય છે. કારણ કે મહીં હિંસકભાવ નથી. જોડે જોડે તાંતો ના હોય ત્યારે શું થાય ? મોક્ષ થાય. ક્રોધમાં હિંસકભાવ ને તાંતો, એ બે ના હોય તો મોક્ષ થાય. અને એકલો હિંસકભાવ નથી, તાંતો છે તોય પુણ્ય બંધાય છે. કેવી ઝીણવટથી ભગવાને ખોળી કાઢ્યું છે ને !

### આ તો વિકનેસ કે પર્સનાલિટી ?

**પ્રશ્નકર્તા :** માણસને ક્રોધ ડગલે ને પગલે આવી જાય છે, તો એ

ક્રોધ જલદી ના આવી જાય એ માટે શું કરવું ?

**દાદાશ્રી :** દરેક માણસને ક્રોધ થતો હશે ?

**પ્રશ્નકર્તા :** આપણે સાચા હોઈએ છતાંય આપણું કોઈ ખોટું કરી નાખે, એટલે મહીં એના પર ક્રોધ થાય.

**દાદાશ્રી :** હા, પણ તમે સાચા હોય ત્યારે ને ? તમે સાચા હો ખરા ? તમે સાચા છો, એવું તમને ખબર પડી ?

**પ્રશ્નકર્તા :** આપણને આપણો આત્મા કહેતો હોય ને, કે આપણે સાચા છીએ.

**દાદાશ્રી :** આ તો તમે ને તમે જજ, તમે વકીલ ને તમે જ આરોપી, એટલે તમે સાચા જ ને ? તમે પછી જૂઠા થાવ જ નહીં ને ? પેલાનેય એવું હોય કે હું જ સાચો છું. આપને સમજાય છે ? ક્રોધ તમને જ થાય છે કે બીજા કોઈનેય થાય છે ?

**પ્રશ્નકર્તા :** ક્રોધ તો બધાને થઈ જાયને !

**દાદાશ્રી :** પણ આ ભાઈને પૂછો, એ તો ના કહે છે.

**પ્રશ્નકર્તા :** સત્સંગમાં આવ્યા પછી ક્રોધ ના થાય ને !

**દાદાશ્રી :** એમ ? એમણે શી દવા પીધી હશે ? દ્વેષનું મૂળ જતું રહે એવી દવા પીધી.

**પ્રશ્નકર્તા :** પણ મારે એ પૂછવું હતું કે અન્યાય માટે ચીડ ચડે, એ તો સારું છે ને ? કોઈ વસ્તુ માટે આપણે દેખીતી રીતે અન્યાય થયેલો જોઈએ ત્યારે જે પ્રકોપ થાય એ યોગ્ય છે ?

**દાદાશ્રી :** હવે એ સારું ક્યારે કહેવાય ? કે ફોરેનમાં એક્સ્પોર્ટ થાય ત્યારે સારું કહેવાય. એ એક્સ્પોર્ટ થાય ખરું ?

**પ્રશ્નકર્તા :** હા, એ એક્સ્પોર્ટ થઈ શકે !

**દાદાશ્રી :** પણ લેનારાં સામા ઘરાક ખરાં ? એનો કોઈ ઘરાક મળે

નહીં ને ! એવું છે, કે આ બધું ક્રોધ ને ચીડ, એ બધી નબળાઈઓ છે, ખાલી વિકનેસ છે. આખા જગત પાસે એ વિકનેસ છે, પછી કોણ તમારું ઉત્પાદન લેનાર છે ? રોજ ચીડ અહીંથી એક્સ્પોર્ટ કરો તો કોઈ લે નહીં. પેલાં કહેશે, 'અમે જ તમને ઊલટા મોકલી આપીએ ! અને મોકલવાનો ચાર્જ પણ બધો અમારો.' એમ ઉપરથી કહે !

**પ્રશ્નકર્તા :** સાત્વિક ચીડ અગર તો સાત્વિક ક્રોધ સારો કે નહીં ?

**દાદાશ્રી :** એને લોકો શું કહે ? આ છોકરાંઓ પણ એને શું કહે કે, 'આ તો ચીડિયા જ છે !' ચીડ એ મૂર્ખાઈ છે, ફૂલિશનેસ છે ! ચીડને નબળાઈ કહેવાય. છોકરાંઓને આપણે પૂછીએ કે, 'તારા પપ્પાજીને કેમનું છે ?' ત્યારે એય કહે કે, 'એ તો બહુ ચીડિયા છે !' બોલો, હવે આબરૂ વધી કે ઘટી ? આ વિકનેસ ના હોવી જોઈએ. એટલે સાત્વિકતા હોય ત્યાં વિકનેસ ના હોય.

**પ્રશ્નકર્તા :** કોઈ માણસ નાના બાળકને બહુ જ મારતો હોય અને એ વખતે આપણે પસાર થતા હોઈએ, ત્યારે એ માણસને વાળીએ ને ના માને તો છેવટે વઢીને કે ક્રોધ કરીને બાજુએ રાખવો જોઈએ કે નહીં ?

**દાદાશ્રી :** ક્રોધ કરશો તોય તે માર્યા વગર રહેશે નહીં. અરે, તમનેય મારે ને ! છતાં એની જોડે ક્રોધ શા માટે તમે કરો છો ? એને ધીમે રહીને કહો, વ્યવહારિક વાતચીત કરો. બાકી, સામે ક્રોધ કરો એ તો વિકનેસ છે.

**પ્રશ્નકર્તા :** તો છોકરાને મારવા દેવાનો ?

**દાદાશ્રી :** ના, ત્યાં આગળ આપણે જઈને કહેવાનું કે, 'ભઈ, શા માટે તમે આવું કરો છો ? આ બાળકે તમારું શું બગાડ્યું છે ?' આવું એને સમજાવીને વાત કરાય. તમે એની પર ક્રોધ કરો તો તો આ ક્રોધ એ તમારી નબળાઈ છે. પહેલી નબળાઈ પોતાનામાં ના હોવી જોઈએ. જેનામાં નબળાઈ ના હોય તેની પર્સનાલિટી પડે ને ! એ તો અમથો, સાધારણ જ કહે ને, તોય બધા માની જાય.

**પ્રશ્નકર્તા :** કદાચ માને નહીં.

**દાદાશ્રી :** માને નહીં, તેનું શું કારણ ? તમારી પર્સનાલિટી પડતી નથી. ઘરમાં નાનાં છોકરાંઓને પૂછીએ કે, 'તારા ઘરમાં પહેલો નંબર કોનો ?' ત્યારે છોકરાંઓ શોધખોળ કરે કે મારી મમ્મી ચિડાતી નથી, એટલે સારામાં સારી એ, પહેલો નંબર એનો. પછી બીજો, ત્રીજો આમ કરતાં કરતાં પપ્પાનો નંબર છેલ્લો આવતો હોય ! શાથી ? કારણ કે એ ચિડાય છે. ચીડિયા છે તેથી. હું કહું કે, 'પપ્પા પૈસા લાવીને વાપરે છે તોય તેમનો છેલ્લો નંબર ?' ત્યારે એ હા કહે. બોલો હવે, મહેનત-મજૂરી કરીએ, ખવડાવીએ, પૈસા લાવીને આપીએ, તોય પાછો છેલ્લો નંબર આપણો જ આવેને ?

એટલે નબળાઈ ના હોવી જોઈએ, ચારિત્રવાન હોવું જોઈએ. મેન ઑફ પર્સનાલિટી હોવા જોઈએ ! લાખો ગુંડાઓ એને જોતાં જ ભાગી જાય ! આ તો ચીડિયા માણસથી તો કોઈ ભાગી ના જાય, ઊલટો મારે હઉ ! જગત તો નબળાઈને જ મારે ને !

પર્સનાલિટી ક્યારે આવે ? વિજ્ઞાન જાણીએ ત્યારે પર્સનાલિટી આવે. આ જગતમાં જે ભૂલી જવાય એ જ્ઞાન છે અને ક્યારેય પણ ના ભૂલાય એ વિજ્ઞાન છે.

## જગત, શીલથી જીતાય

**દાદાશ્રી :** કોઈ તને ટૈડકાવે તો તું ઉગ્ર થઈ જાઉં ને ?

**પ્રશ્નકર્તા :** હા, થઈ જાઉં છું.

**દાદાશ્રી :** તો એ નબળાઈ કહેવાય કે જબરાઈ કહેવાય ?

**પ્રશ્નકર્તા :** બેઉ કહેવાય.

**દાદાશ્રી :** ના, ના. એ તો નબળાઈ જ કહેવાય.

**પ્રશ્નકર્તા :** કો'ક જગ્યાએ તો ક્રોધ હોવો જ જોઈએ !

**દાદાશ્રી :** ના, ના. ક્રોધ એ તો પોતે જ નબળાઈ છે. અમુક જગ્યાએ ક્રોધ હોવો જોઈએ, એ તો સંસારી વાત છે. આ તો પોતાનાથી ક્રોધ નીકળતો

નથી એટલે એવું બોલે કે ક્રોધ હોવો જ જોઈએ ! તને ખબર છે, હિમ પડે છે તે ? હવે હિમ એટલે બહુ જ ઠંડી હોય ને ? તે હિમથી ઝાડવા બળી જાય, બધો કપાસ, ઘાસ બધું જ બળી જાય. એવું તું જાણે છે કે ? એ શાથી ઠંડીમાં બળી જતું હશે ?

**પ્રશ્નકર્તા :** 'ઓવરલિમિટ' ઠંડીને લીધે.

**દાદાશ્રી :** હા, એટલે જો તું ઠંડો થઈને રહે તો એવું શીલ ઉત્પન્ન થાય. વળી, ઉગ્રતા એ તો નબળાઈ જ છે ને !

**પ્રશ્નકર્તા :** પણ દાદા, વધારે પડતું ઠંડા થવું એ પણ એક નબળાઈ જ છેને ?

**દાદાશ્રી :** વધારે પડતા ઠંડા થવાની જરૂર જ નથી. આપણે તો લિમિટમાં રહેવાનું છે, એને 'નોર્માલિટી' કહે છે. બીલો નોર્મલ ઈઝ ધી ફીવર, એબાવ નોર્મલ ઈઝ ધી ફીવર, નાઈન્ટી એઈટ ઈઝ ધી નોર્મલ. એટલે આપણને નોર્માલિટી જ જોઈએ.

**પ્રશ્નકર્તા :** તો પછી મારું કોઈ અપમાન કરે ને હું શાંતિથી બેસું તો એ નિર્બળતા ના કહેવાય ?

**દાદાશ્રી :** ના. ઓહોહો ! અપમાન સહન કરવું, એ તો મહાન બળવાનપણું કહેવાય ! અત્યારે અમને કોઈ ગાળો ભાંડે તો અમને કશું જ ના થાય, એને માટે મન પણ ના બગડે, એ જ બળવાનપણું ! અને નિર્બળતા તો, આ બધા કચકચ કર્યા જ કરે છે ને, જીવમાત્ર લડંલડા કર્યા કરે છે ! એ બધી નિર્બળતા કહેવાય. એટલે અપમાન શાંતિથી સહન કરવું એ મહાન બળવાનપણું છે અને એવું અપમાન એક જ ફેરો ઓળંગીએ, એક સ્ટેપ ઓળંગેને, તો સો સ્ટેપ ઓળંગવાની શક્તિ આવે. આપને સમજાયું ને ? સામો બળવાન હોય, એની સામે નિર્બળ તો જીવમાત્ર થઈ જ જાય છે, એ તો એનો સ્વભાવિક ગુણ છે. પણ જો નિર્બળ માણસ આપણને છંછેડે તોય એને આપણે કંઈ પણ ન કરીએ ત્યારે એ બળવાનપણું કહેવાય. 'જ્ઞાની પુરુષ' પાસે તો એટલી બધી સિદ્ધિઓ હોય કે સામાને આશ્ચર્ય કરી નાખે એક જ વિધિ કરીને, પણ એવું ના કરાય.

સિદ્ધિ તો એ વાપરે જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** પણ એક વાર સિદ્ધિ વાપરી જુઓ ને !

**દાદાશ્રી :** એવું વપરાતું હશે ? અને આવાં લોકોની જોડે ક્યાં વાપરે ?

ખરી રીતે નિર્બળનું રક્ષણ કરવું જોઈએ ને બળવાનની સામું થવું જોઈએ, પણ આ કળિયુગમાં એવાં મનુષ્યો જ નથી રહ્યાં ને ! અત્યારે તો નિર્બળને જ માર માર કરે અને બળવાનથી તો ભાગે. બહુ ઓછાં માણસો છે કે જે નિર્બળની રક્ષા કરે અને બળવાનની સામો થાય. એવાં હોય ત્યારે એને તો ક્ષત્રિય ગુણ કહેવાય. બાકી જગત આખુંય નબળાને માર માર કરે છે, ઘેર જઈનેય ધણી બાયડી પર શૂરો થઈને બેસે. ખીલે બાંધેલી ગાયને મારીએ તો તે કઈ બાજુ જાય ? અને છૂટી મૂકીને મારે તો ? નાસી જાય ને, નહીં તો સામી થાય.

મનુષ્ય પોતાની શક્તિ હોવા છતાં સામાને રંજાડે નહીં, પોતાનાં દુશ્મનને પણ રંજાડે નહીં, એનું નામ બળવાનપણું કહેવાય છે. અત્યારે કોઈ તમારી ઉપર ગુસ્સે થતો હોય ને તમે તેના પર ગુસ્સે થાવ તો તે બાયલાપણું ના કહેવાય ? એટલે મારું શું કહેવાનું કે આ ક્રોધ-માન-માયા- લોભ એ જ બધી નિર્બળતાઓ છે. બળવાન હોય તેને ક્રોધ કરવાની જરૂર જ ક્યાં રહી ? પણ આ તો ક્રોધનો જેટલો તાપ છે એ તાપથી પેલાને વશ કરવા જાય છે, પણ જેને ક્રોધ નથી એની પાસે કંઈ હશે ખરું ને ? એનું શીલ નામનું જે ચારિત્ર છે એનાથી જાનવરો પણ વશ થઈ જાય. વાઘ, સિંહ, દુશ્મનો બધા, આખું લશ્કર બધું વશ થઈ જાય ! ક્રોધ-માન-માયા- લોભ એ તો ખુલ્લી નબળાઈ છે અને બહુ ક્રોધ થાય ત્યારે આ હાથ-પગ આમ ધ્રૂજતા જોયા નથી તમે ?

**પ્રશ્નકર્તા :** શરીર પણ ના પાડે કે તારે ક્રોધ કરવા જેવો નથી.

**દાદાશ્રી :** હા, શરીરેય ના પાડે કે આપણને આ શોભે નહીં. એટલે ક્રોધ તો કેટલી બધી નબળાઈ કહેવાય ! એટલે ક્રોધ ના હોય આપણને,

લોભ પણ આપણને ના હોય. લોભનો અર્થ શો ? બીજાનું પડાવી લેવું. આપણી પાસે હોવા છતાં બીજાનું પડાવી લેવું, એનું નામ લોભ કહેવાય. ખાવા-પીવાની આપણી લિમિટ છે, એ બધું હોવા છતાં આગળ આગળનું વિચારવું, એનું નામ લોભ કહેવાય.

## પ્રકૃતિ, કષાયથી જ વણાયેલી

આ ક્રોધ-માન-માયા-લોભ જે છે ને, એમાં લોભની પ્રકૃતિ એવી છે કે પોતાને ધણીનેય માલમ ના હોય કે મને મહીં કેટલો લોભ છે. એટલે લોભ એટલો બધો કપટવાળો છે. ક્રોધનો સ્વભાવ ભોળો છે. ધણીને તો શું પણ પારકો માણસેય કહી જાય કે આટલો બધો ક્રોધ શું કરો છો ? પણ લોભની તો પોતાને ખબર જ ના પડે, લોભથી માણસ બધું ઊંધું ચાલે છે ને ! અને લોભની પ્રકૃતિ જાય એવી નથી, અનંત અવતાર સુધી લોભની પ્રકૃતિ ના જાય. કારણ કે લોભની રાગપ્રકૃતિ છે, એ દ્વેષપ્રકૃતિ નથી. અને રાગપ્રકૃતિ ઠંડકવાળી હોય એટલે એ પ્રકૃતિ છૂટવા નથી દેતી, એ તો બહુ ભારે પ્રકૃતિ છે. લોભ અને કપટ, એ બે રાગપ્રકૃતિમાં જાય ને ક્રોધ અને માન, એ દ્વેષપ્રકૃતિમાં જાય. દ્વેષપ્રકૃતિનું તો આપણને પકડાઈ જાય, પણ રાગપ્રકૃતિ તો પકડાય નહીં. ધણીનેય ના પકડાયને ! કારણ કે એમાં તો એટલી બધી મીઠાશ વર્તતી હોય ને ! લોકોને તો માન અને અપમાનની જ પડેલી છે ને બધી !

**પ્રશ્નકર્તા :** એ દાદા પહેલેથી ચાલ્યું આવતું હશે ને ?

**દાદાશ્રી :** અનાદિકાળથી જ બધું આનું આ જ માન અને અપમાન ! મનુષ્યમાં આવ્યો ત્યાંથી માન અને અપમાન, નહીં તો બીજી વંશાવળીમાં, બીજી યોનિમાં એવું કશુંય નથી. અહીં મનુષ્યમાં ને ત્યાં દેવલોકોમાંય માન-અપમાનની બહુ ધમાલ છે.

**પ્રશ્નકર્તા :** અહીં આવતા વેંત જ આ બધું ક્યાંથી શીખી ગયો ?

**દાદાશ્રી :** આ તો શીખીને જ આવેલો છે. આ જુઓને, આ બાબો કેટલા વરસનો થયો ?

**પ્રશ્નકર્તા :** પાંચ વરસનો.

**દાદાશ્રી :** તો પંચોતેર ગયા અવતારનાં અને પાંચ આ અવતારના, એટલે બોલો અત્યારે એંસી વરસનો થયો ને ?

**પ્રશ્નકર્તા :** આ બીજી યોનિમાં માન-અપમાન પછી ભૂલી જતા હશે ?

**દાદાશ્રી :** ભૂલી જાય બધું, આ અહીંથી ગયો ત્યારથી જ બધું ભૂલી જાય છે, યાદ ના રહે. આ ચોથે દહાડે શું થયું હતું, તે તમને યાદ છે ?

**પ્રશ્નકર્તા :** ના, પણ તો પછી વેર-ઝેર, માન-અપમાન એ બધું યાદ રહે ને આ બધું સારું સારું કેમ ભૂલી જાય છે ?

**દાદાશ્રી :** ના, એ વેર-ઝેરય યાદ નથી રહેતું. આ ક્રોધ-માન-માયા-લોભ એટલું જ સંજ્ઞા રૂપે રહે છે. આ ચાર સંજ્ઞાઓ કાયમ રહે છે, બાકી વેર-ઝેર તો પછી થાય છે. પણ આ ચાર ક્રોધ-માન-માયા-લોભ પહેલેથી હોય છે. આવતાં જ એનું અપમાન થાય કે બૂમાબૂમ કરે. હવે, આ પેલી છોકરાંને ખાવાની ગોળીઓ હોય છે ને, એ પિપરમીટ અહીં આગળ હોય અને બેબીને અને આ બાબાને લેવાની હોય તો જે લોભિયો હોય તે વધારે લઈ લે. આપણને ખબર પણ પડે કે આ લોભિયો છે. લોભિયો જેમાં ને તેમાં આગળ હોય.

**પ્રશ્નકર્તા :** પશુયોનિમાં પણ ક્રોધ-માન-માયા-લોભ હોય ને ?

**દાદાશ્રી :** બધે હોય, પણ એ સંજ્ઞા રૂપે હોય એટલે વાંધો નહીં. એ ક્રોધ-માન-માયા-લોભ ગણાય નહીં, એનું કર્મ ના બંધાય.

**પ્રશ્નકર્તા :** આ ક્રોધ-માન-માયા-લોભની પ્રકૃતિ જન્મતાં વેંત જ જીવને હોય છે ?

**દાદાશ્રી :** અરે, અહીંથી જોડે લઈને જ જાય છે અને ત્યાં જોડે જ વાપરે છે.

**પ્રશ્નકર્તા :** લોભપ્રકૃતિ, માનપ્રકૃતિ એનાથી ભાવકર્મ થાય ?

**દાદાશ્રી :** એનાથી જ બધાં ભાવકર્મ ઉત્પન્ન થવાનાં. એ જે ક્રોધ-માન-માયા-લોભ છે, એનાથી અંધાપો બંધાય છે અને તેનાથી પછી ભાવ ઊંધા-છતા કરે છે. એ અંધાપો તૂટવા માટે ક્રોધ-માન-માયા-લોભ જાય તો જ અંધાપો તૂટે ને તો ભાવ ચોખ્ખા થાય. અહંકારથી આંધળો થયો છે, લોભથી આંધળો થયો છે, ક્રોધથી આંધળો થયો છે અને કપટથી આંધળો થયો છે; ચારે રીતે આંધળો, આંધળો ને આંધળો થઈને ફરે છે.

ક્રોધી કરતાં ક્રોધ ન કરનારાથી લોકો વધારે ભડકે. શું કારણ હશે એવું ? ક્રોધ બંધ થઈ જાય એટલે પ્રતાપ ઉત્પન્ન થાય, કુદરતનો નિયમ છે એવો ! નહીં તો એને રક્ષણ જ કરનારા ના મળે ને ! ક્રોધ તો રક્ષણ હતું, અજ્ઞાનતામાં રક્ષણ ક્રોધથી થતું હતું.

## સમ્યક્ ઉપાય, જાણો એકવાર

**પ્રશ્નકર્તા :** ક્રોધ ના કરવો હોય છતાં થઈ જાય છે, તો એનું નિવારણ શું ?

**દાદાશ્રી :** ક્રોધ કોઈને કરવાનું ગમે જ નહીં ને ? ક્રોધ એટલે પોતે પોતાના ઘરને દીવાસળી ચાંપવી. પોતાના ઘરમાં ઘાસ ભર્યું હોય અને દીવાસળી ચાંપવી, એનું નામ ક્રોધ. એટલે પહેલાં પોતે સળગે અને પછી પાડોશીને સળગાવે.

**પ્રશ્નકર્તા :** એ જાણવા છતાંય ક્રોધ થઈ જાય છે, એનું નિવારણ શું ?

**દાદાશ્રી :** કોણ જાણે છે ? જાણ્યા પછી ક્રોધ થાય જ નહીં. ક્રોધ થાય છે માટે જાણતા જ નથી, ખાલી અહંકાર કરો છો કે હું જાણું છું.

**પ્રશ્નકર્તા :** ક્રોધ થઈ ગયા પછી ખ્યાલ આવે કે આપણે ક્રોધ ન કરવો જોઈએ.

**દાદાશ્રી :** ના, પણ જાણ્યા પછી ક્રોધ ના થાય. આપણે અહીં બે શીશીઓ મૂકી હોય, ત્યાં આગળ કોઈએ સમજણ પાડી હોય કે આ દવા

છે અને બીજી શીશીમાં પોઈઝન છે. બેઉ સરખી દેખાય પણ એમાં ભૂલચૂક થાય તો સમજાયને કે આ જાણતો જ નથી ? ભૂલચૂક ના થાય તો કહેવાય કે જાણે છે, પણ ભૂલચૂક થાય છે માટે એ જાણતો નહોતો એ વાત નક્કી થઈ ગઈ, એવું ક્રોધ થાય છે ત્યારે કશું જાણતા નથી અને અમથા જાણ્યાનો અહંકાર લઈને ફર્યા કરો છો. અજવાળામાં ઠોકરો વાગે ખરી ? એટલે ઠોકરો વાગે છે ત્યાં સુધી જાણ્યું જ નથી. આ તો અંધારામાં જ અજવાળું કહીએ છીએ તે આપણી ભૂલ છે. માટે સત્સંગમાં બેસીને 'જાણો' એક વાર; પછી ક્રોધ-માન-માયા-લોભ બધુંય જતું રહે.

## પરિણામ તો, કૉઝિઝ ફેરવ્યે જ ફરે

એક ભાઈ મને કહે કે, 'અનંત અવતારથી આ ક્રોધને કાઢીએ છીએ, પણ એ ક્રોધ કેમ જતો નથી ?' ત્યારે મેં કહ્યું કે, 'તમે ક્રોધ કાઢવાના ઉપાય નહીં જાણતા હો.' ત્યારે એ કહે કે, 'ક્રોધ કાઢવાના ઉપાય તો શાસ્ત્રમાં લખ્યા છે એ બધાય કરીએ છીએ, છતાં પણ ક્રોધ નથી જતો.' ત્યારે મેં કહ્યું કે, 'સમ્યક્ ઉપાય હોવો જોઈએ.' ત્યારે કહે કે, 'સમ્યક્ ઉપાય તો બહુ વાંચ્યા, પણ એમાં કશું કામ આવ્યા નહીં. પછી મેં કહ્યું કે, 'ક્રોધને બંધ કરવાનો ઉપાય ખોળવો એ મૂર્ખતા છે, કારણ કે ક્રોધ એ તો પરિણામ છે. જેમ પરીક્ષા તમે આપી હોય ને રીઝલ્ટ આવ્યું, હવે રીઝલ્ટની ઉપર, હું રીઝલ્ટને નાશ કરવાનો ઉપાય કરું, એના જેવી વાત થઈ. આ રીઝલ્ટ આવ્યું એ શેનું પરિણામ છે, તેને આપણે ફેરફાર કરવાની જરૂર છે.'

આપણા લોકોએ શું કહ્યું કે, 'ક્રોધને દબાવો, ક્રોધને કાઢો.' અલ્યા, શું કરવા આમ કરે છે ? વગર કામના મગજ બગાડો છો ! છતાં ક્રોધ નીકળતો તો છે નહીં. તોય પેલા કહેશે કે, 'ના સાહેબ, થોડો ઘણો ક્રોધ દબાયો છે.' અલ્યા, એ મહીં છે ત્યાં સુધી એ દબાયેલો ના કહેવાય. ત્યારે પેલા ભાઈ કહે કે, 'તો આપની પાસે બીજો કોઈ ઉપાય છે ?' મેં કહ્યું, 'હા, ઉપાય છે, તમે કરશો ?' ત્યારે એ કહે, 'હા.' ત્યારે મેં કહ્યું કે, 'એક વાર તો નોંધ કરો કે આ જગતમાં ખાસ કરીને કોની ઉપર ક્રોધ આવે છે ?' જ્યાં જ્યાં ક્રોધ આવે એને 'નોટ' કરી લે અને જ્યાં ક્રોધ નથી આવતો તેને પણ જાણી લે. એક વાર લિસ્ટમાં નાખી દે કે આ માણસ જોડે ક્રોધ

નથી આવતો. કેટલાક માણસ અવળું કરે તોય એની પર ક્રોધ ના આવે અને કેટલાક તો બિચારો સવળું કરતો હોય તોય એની પર ક્રોધ આવે, એટલે કંઈક કારણ હશે ને ?

**પ્રશ્નકર્તા :** પેલા માટે મનની અંદર ગ્રંથિ બંધાઈ ગઈ હશે ?

**દાદાશ્રી :** હા, ગ્રંથિ બંધાઈ ગયેલી છે, તે ગ્રંથિ છોડવા હવે શું કરવું ? પરીક્ષા તો અપાઈ ગઈ. જેટલી વખત એની જોડે ક્રોધ થવાનો છે એટલો વખત થઈ જવાનો છે અને એના માટે ગ્રંથિ પણ બંધાઈ ગયેલી છે, પણ હવેથી આપણે શું કરવું જોઈએ ? જેના ઉપર ક્રોધ આવતો હોય એના માટે મન બગડવા ના દેવું જોઈએ. મન સુધારવું કે ભઈ, આપણા પ્રારબ્ધના હિસાબે આ માણસ આવું કરે છે, એ જે જે કરે છે એ આપણા કર્મના ઉદય છે માટે એવું કરે છે. એવી રીતે આપણે મનને સુધારવું. મન સુધાર સુધાર કરશો અને સામાની જોડે મન સુધરે એટલે પછી એની જોડે ક્રોધ આવતો બંધ થાય. થોડો વખત પાછલી ઈફેક્ટ છે, પહેલાંની ઈફેક્ટ, એટલી ઈફેક્ટ આપીને પછી બંધ થઈ જશે.

આ જરા ઝીણી વાત છે અને લોકોને જડી નથી. દરેકનો ઉપાય તો હોય જ ને ! ઉપાય વગર તો જગત હોય જ નહીં ને ! જગત તો પરિણામને જ નાશ કરવા માંગે છે.

એટલે ક્રોધ-માન-માયા-લોભનો ઉપાય આ છે. પરિણામને કશું ના કરો, એના કૉઝિઝને ઉડાડો તો આ બધાય જતાં રહેશે. એટલે પોતે વિચારક હોવો જોઈએ. નહીં તો અજાગૃત હોય તો શી રીતે ઉપાય કરે ?

**પ્રશ્નકર્તા :** કૉઝિઝ કેવી રીતે ઉડાડવાં, એ ફરી જરા સમજાવોને !

**દાદાશ્રી :** આ ભાઈ જોડે મને ક્રોધ આવતો હોય તો પછી હું નક્કી કરું કે આની જોડે ક્રોધ આવે છે, એ મારા પહેલાંના એના દોષો જોવાનું પરિણામ છે. હવે એ જે જે દોષો કરે તે મન ઉપર ના લઉં તો પછી એના તરફનો ક્રોધ બંધ થતો જાય, પણ થોડા પૂર્વપરિણામ હોય એટલાં આવી જાય, પણ પછી બીજું આગળ બંધ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** બીજાના દોષ જોવાય, તેનાથી ક્રોધ આવે છે ?

**દાદાશ્રી :** હા. એ દોષો જોઈએ છીએ, એને પણ આપણે જાણી રાખવું કે આ પણ ખોટાં પરિણામ છે. એટલે આ ખોટાં પરિણામ જોવાનું બંધ થઈ જાય, તે પછી ક્રોધ બંધ થઈ જાય. આપણે દોષ જોવાનું બંધ થઈ ગયું એટલે બધું બંધ થઈ ગયું.

## ક્રોધ, માત્ર નિર્બળતા જ

**પ્રશ્નકર્તા :** પણ દાદા, કોઈ વખત કોઈ માણસ આપણી સામે ગરમ થઈ જાય તો શું કરવું ?

**દાદાશ્રી :** ગરમ તો થઈ જ જાય ને ! એમના હાથમાં ઓછું છે ? મહીંલી મશીનરી હાથમાં નહીં ને ! આ તો જેમ તેમ કરીને મશીનરી ચાલ્યા કરે. પોતાના હાથમાં હોય તો કોઈ મશીનરી ગરમ થવા જ ના દે ને ! આ દુનિયામાં કોઈ ગરમ ના થાય. આ ગરમ થવું એટલે, સહેજ પણ ગરમ થઈ જવું એટલે ગધેડા થઈ જવું, મનુષ્યપણામાં ગધેડો થયો ! પણ એવું કોઈ કરે જ નહીં ને ! પોતાના હાથમાં નથી ત્યાં પછી શું થાય તે ?

એવું છે, આ જગતમાં કોઈ કાળે ગરમ થવાનું કારણ જ નથી. કોઈ કહેશે કે, 'આ છોકરો આમ કૂવામાં પડે એવું લાગતું હતું.' આમ કૂવામાં પડે તોય એ ગરમ થવાનું કારણ નથી, ત્યાં તારે ઠંડા રહીને કામ લેવાનું છે. આ તો તું ગરમ છે માટે ગરમ થઈ જાય છે અને ગરમ થઈ જવું એ નિર્બળ સ્વભાવનો છે, ભયંકર નિર્બળતા કહેવાય. એટલે વધારેમાં વધારે નિર્બળતા હોય તો ગરમ થાય છે ને ! એટલે જે ગરમ થાય છે તેની તો દયા ખાવી જોઈએ કે આ બિચારાને આમાં કશુંય કંટ્રોલમાં નથી. જેને પોતાનો સ્વભાવેય કંટ્રોલમાં નથી, એની દયા ખાવી જોઈએ. ગરમ થવું એટલે શું ? કે પોતે પહેલું સળગવું અને પછી સામાને બાળી મેલવું. આ દીવાસળી ચાંપી એટલે પોતે ભડભડ સળગવું ને પછી સામાને બાળી મેલે. એટલે ગરમ થવાનું પોતાના હાથમાં હોય તો કોઈ ગરમ થાય જ નહીં ને ! બધાને ગરમી થતીય નથી ને ! બળતરા કોને ગમે ? કોઈ એવું કહે કે, 'સંસારમાં ક્રોધ કરવાની કેટલીક વખત જરૂર પડે છે.' ત્યારે હું કહું કે,

'ના, કોઈ એવું કારણ નથી કે ત્યાં ક્રોધ કરવાની જરૂર હોય.' ક્રોધ એ નિર્બળતા છે, એટલે તે થઈ જાય છે. ભગવાને એટલે અબળા કહ્યું છે. પુરુષ તો કોનું નામ કહેવાય ? ક્રોધ-માન-માયા-લોભ એ નિર્બળતા જેને ના હોય, એને ભગવાને પુરુષ કહ્યા. એટલે આ પુરુષો દેખાય છે એમને પણ અબળા કહી છે; પણ આમને શરમ નથી આવતી ને, એટલા સારા છે ! નહીં તો અબળા કહીએ તો શરમાઈ જાયને ? પણ આમને કશું ભાન જ નથી. ભાન કેટલું છે ? નાહવાનું પાણી મૂકો તો નાહી લે. ખાવાનું, નહાવાનું, ઊંઘવાનું એ બધાં ભાન છે, પણ બીજું ભાન નથી, મનુષ્યપણાનું જે વિશેષભાન કહેવામાં આવે છે કે આ સજ્જન પુરુષ છે, એવી સજ્જનતા લોકોને દેખાય, એનું ભાન નથી.

**પ્રશ્નકર્તા :** સજ્જનતાય સંસારમાં જરૂરી છે ને ?

**દાદાશ્રી :** પહેલામાં પહેલી જરૂર છે. સંસારમાં કિંમત જ સજ્જનતાની છે અને સજ્જનતા હશે તો મનુષ્યમાં પાછો આવશે ને સજ્જનતા ખલાસ થઈ ગઈ ને ઈન્સાનિયત ચાલી ગઈ કે પછી ચાર પગવાળો થવાનો. ઈન્સાનિયત તો પહેલી જોઈએ. ઈન્સાનિયત એટલી જ 'ટેસ્ટ' હોય તો જ અહીં આગળ મનુષ્યમાં જન્મ થાય. એટલે સજ્જનતા તો પહેલી જોઈએ.

**પ્રશ્નકર્તા :** એ ભાન જ્ઞાની વગર મળે નહીંને !

**દાદાશ્રી :** એવું છે, આગળ જ્ઞાની મળ્યા ના હોય તો પણ સંતો મળેલા હોય ને એ અવતારમાંય આપણામાં વિનય ગુણ એટલે કે સજ્જનતા તો આવી ગયેલી હોય. ભલે એનામાં નિર્બળતા હોય, પણ સજ્જનતા તો આવી શકે છે. મેં એવા સારાં સારાં માણસ જોયેલાં છે, કારણ કે આગળ સંતો, ગુરુઓ મળેલા કે જેના આધારે સજ્જનતા રાખી શકે છે. પણ મોક્ષનો ઉકેલ તો જ્ઞાની મળે ત્યારે જ થાય.

## ક્રોધ શમાવવો, કઈ સમજણે ?

કેટલાક ક્રોધને દબાવે છે. અલ્યા, દબાવવા જેવી ચીજ નહોય એ !

ક્રોધને ઓળખીને દબાવને ! ક્રોધ દબાવશે તો, એમાં ચાર પાડા છે, ક્રોધ-માન-માયા-લોભ ! તેમાં ક્રોધના પાડાને જરા દબાવીને સાંકડો કરે છે, ત્યારે માનનો પાડો વધારે જાડો થાય છે ! આમાં શું ફાયદો કાઢ્યો ? માનનો પાડો વધ્યો. લોક તો એક પાડાને દબાવે ને ? પણ એવું નથી કરવાનું. ક્રોધ એ શું છે, તેને ઓળખવાની જરૂર છે.

ક્રોધ પોતે જ અહંકાર છે. હવે એ તપાસવું જોઈએ, તપાસણી કરવાની કે કઈ રીતે એ અહંકાર છે. એ તપાસણી કરીએ ત્યારે પકડાય કે ક્રોધ એ અહંકાર છે. આ ક્રોધ કેમ ઉત્પન્ન થયો ? ત્યારે કહે કે, 'આ બહેને કપ-રકાબી ફોડી નાખ્યાં એટલે ક્રોધ ઉત્પન્ન થયો.' હવે કપ-રકાબી તોડી નાખ્યાં, તેમાં આપણને શું વાંધો ? ત્યારે કહે કે, 'આપણે ઘેર ખોટ આવી.' અને ખોટ આવી એટલે એને ઠપકો આપવાનો પાછો ? પણ અહંકાર કરવો, ઠપકો આપવો, આ બધું ઝીણવટથી જો વિચારવામાં આવે તો વિચાર કરવાથી એ બધો અહંકાર ધોવાઈ જાય એવો છે. હવે આ કપ ભાંગી ગયો તે નિવાર્ય છે કે અનિવાર્ય છે ? નિવાર્ય સંજોગ હોય છે કે નથી હોતા ? નોકરને શેઠ ઠપકો આપે કે, 'અલ્યા, કપ-રકાબી કેમ ફોડી નાખ્યાં ? તારા હાથ ભાંગલા હતા ? ને તારું આમ હતું ને તેમ હતું.' જો અનિવાર્ય હોય તો એને ઠપકો અપાય ? જમાઈના હાથે કપ-રકાબી ફૂટી ગયાં હોય તો ત્યાં કશું બોલતા નથી ! કારણ કે એ સુપીરિયર આવ્યો, ત્યાં ચૂપ ! અને ઈન્ફીરિયર આવ્યો ત્યાં છટ્ છટ્ કરે ! આ બધા ઈગોઈઝમ છે. આ સુપીરિયર આગળ બધા ચૂપ થઈ નથી જતા ? આ દાદાના હાથે કશું ફૂટી ગયું હોય તો કોઈના મનમાં કશું આવે જ નહીં અને પેલા નોકરના હાથે ફૂટી જાય તો ?

આ જગતે ન્યાય જ કોઈ દહાડોય જોયો નથી. અણસમજણને લઈને આ બધું છે. બુદ્ધિની જો સમજણ હોય ને, તોય બહુ થઈ ગયું ! બુદ્ધિ જો વિકાસ પામેલી હોય, સમજણવાળી કરેલી હોય તો કોઈ કશું ઝઘડો થાય એવું જ નથી. હવે ઝઘડો કરવાથી કંઈ કપ-રકાબી આખાં થઈ જાય છે ? ખાલી સંતોષ લે એટલું જ ને ? ને ઊલટો કકળાટ થાય એ જુદો પાછો, મનમાં ક્લેશ થઈ જાય તે જુદો. એટલે આ વેપારમાં તો એક તો પ્યાલા

ગયા તે ખોટ, બીજું આ ક્લેશ થાય તે ખોટ ને ત્રીજું નોકર જોડે વેર બંધાયું તે ખોટ ! નોકર વેર બાંધે કે 'હું ગરીબ', તેથી આ મને અત્યારે આવું કહે છે ને ! પણ એ વેર કંઈ છોડે નહીં અને ભગવાનેય કહ્યું છે કે વેર કોઈની જોડે બાંધશો નહીં. વખતે પ્રેમ બંધાય તો બાંધજો, પણ વેર બાંધશો નહીં. કારણ કે પ્રેમ બંધાશે તો તે પ્રેમ એની મેળે જ વેરને ખોદી નાખશે. પ્રેમની કબર તો વેરને ખોદી નાખે એવી છે, પણ વેરની કબર કોણ ખોદે ? વેરથી તો વેર વધ્યા જ કરે, એવું નિરંતર વધ્યા જ કરે. વેરને લઈને તો આ રઝળપાટ છે બધી ! આ મનુષ્યો શેનાં રઝળે છે ? શું તીર્થંકરો ભેગા નથી થયા ? ત્યારે કહે, 'ના, તીર્થંકરો તો બહુ બહુ ભેગા થયા, ત્યાં ગયા હતા; ત્યાં બેઠા હતા, તેમનું સાંભળ્યું, કર્યું, દેશનાય સાંભળી; પણ કશું વળ્યું નહીં.'

શેની શેની અડચણો આવે છે, ક્યાં ક્યાં વાંધા આવે છે, તે વાંધા ભાંગી નાખીએ ને ! વાંધા પડે છે, એ ટૂંકી દૃષ્ટિ છે. તો 'જ્ઞાની પુરુષ' લોંગ સાઈટ આપી દે, એ લોંગ સાઈટના આધારે બધું 'જેમ છે તેમ' દેખાય !

❖❖❖❖❖

# [૧૯]
# ધંધાની અડચણો

## અડચણો, પમાડે પ્રગતિ

'અડચણ આવે તે સારી વસ્તુ છે' એવું માને તો જ આગળ વધાશે. જેને તમે અડચણ કહો છો એ સારી વસ્તુ છે એવું જ્યારે માનશો, ત્યારે આગળ વધાશે, નહીં તો 'એ અડચણને ખરાબ છે' એવું તમે કહેશો તો એ અડચણ તમને અટકાવી દેશે ને તમારી પ્રગતિ રૂંધાઈ જશે. અડચણોને પાર કરશો તો જ કામ પાર પડશે, નહીં તો એ અડચણો જ તમને અટકાવશે. અને અડચણોથી તમે એની પર બાકરી બાંધશો તો પછી ભલીવાર નહીં આવે.

**પ્રશ્નકર્તા :** બાકરી બાંધશો એટલે ?

**દાદાશ્રી :** જે લોકો અડચણ આપે છે, એના પ્રત્યે 'સામો આવો કેમ થાય છે ?' એવું મનમાં થાય અગર તો એવા રસ્તા પણ કરવા જશો તો એમાં ભલીવાર નહીં આવે. અડચણ એ તો લોકો કરવાના જ, આપણે એમ માનીને જ આગળ જવાનું છે. રસ્તામાં લોક અડચણ કરવાના એવું માનીને જ આપણે ચાલવાનું અને પાછું લોકોની જોડે વીતરાગ રહેવાનું છે. એ લોકો અડચણ કરવાના, એ અડચણોને પાર કરી જવાની ને પાછું વીતરાગ રહેવાનું, એટલું માનીને જ મોક્ષમાર્ગે ચાલવાનું છે. છતાં અમે જે મોક્ષમાર્ગ આપેલો છે એ બહુ સહેલો માર્ગ છે !

## વિષમતામાં સમતા, એ જ લક્ષ

મુશ્કેલી તો આવ્યા જ કરવાની. મુશ્કેલી વગર તો આ ટાઈમ જાય

એવો નથી, આનું નામ જ દુષમકાળ ! મહાદુઃખે કરીને સમતા રહે એવો આ કાળ છે, એટલે નવ્વાણું ટકા વિષમતા જ રહે. એમાં થોડી ઘણી સમતા રાખવી એ કંઈ જેવી તેવી વાત છે ? અત્યારે આ તો વિષમતાનો સાગર છે.

**પ્રશ્નકર્તા :** એમાં થોડીક સમતા રહી જાય એ આશ્ચર્ય છે.

**દાદાશ્રી :** હા, એ આશ્ચર્ય કહેવાય અને એવી સમતા રહે તો એનો આનંદ આપણને ચોખ્ખો માલૂમ પડે.

વ્યવહારના લક્ષમાં સમતા વર્તતી હોય તો તે બધું અહંકાર વધવાનું કારણ છે. આત્માના લક્ષ સિવાય સમતા કહેવાતી નથી એટલે લોકોને આ સમતા રહે પણ નહીં. એ તો પછી નફ્ફટપણું થઈ ગયું હોય તો સમતા રહે, ત્યારે એને સમતા કહેવાતી નથી. નફ્ફટપણું એટલે શું કે, 'મારે શું ? એ તો મરશે !' એને નફ્ફટપણું કહ્યું ભગવાને. 'મારે શું' બોલે છે એનો તો કોઈ દહાડોય ઉકેલ નહીં આવે. 'મારે શું' બોલે છે ? અલ્યા, તારે છોકરાં છે કે નહીં ? તો 'મારે શું' કેમ બોલાય ? પણ એવા નફ્ફટ થઈ ગયેલા હોય છે. એવું છે, માણસને બહુ દુઃખ આવે ને પછી નફ્ફટ થઈ જાય.

## ધીરધારના ધંધામાં સુખનું ધિરાણ

**પ્રશ્નકર્તા :** મારા ઘરમાં બધી જ જાતની મુશ્કેલીઓ કેમ રહ્યા કરે છે ? ધંધામાં, વાઈફને, ઘરમાં બધાને એવી કંઈક તકલીફો રહ્યા જ કરે છે.

**દાદાશ્રી :** આપણે લોકોને તકલીફો આપીએ એટલે પછી આપણે ત્યાં તકલીફ રહે. આપણે લોકોને સુખ આપીએ તો આપણે ત્યાં સુખ આવે. સુખ જોઈતું હોય તો લોકોને સુખ આપો અને તકલીફો જોઈએ તો તકલીફો આપો, જે જોઈતું હોય તે બીજાને આપો. આપણે ત્યાં જે આવે છે, એ ઉપરથી આપણે સમજવાનું કે આપણે સામાને શું આપ્યું હતું. એટલે સુખ જોઈતું હોય તો સુખ આપવાનો પ્રયત્ન કરો, શરૂઆત કરો.

આ જગત તો વ્યવહાર સ્વરૂપ છે, જે 'આપીને લો' એવું કહે છે. તકલીફો આવે છે તો આપણે સમજીએ કે આપણે તકલીફો જ લોકોને

આપી છે, બીજો ધંધો જ નહીં માંડ્યો ! અને સુખ આવે છે તો જાણવું કે આપણે બીજાને સુખ આપેલું છે.

**પ્રશ્નકર્તા :** જે પહેલાં તકલીફો અપાઈ ગઈ હોય તે તકલીફો અત્યારે આવે છે. હવે આ તકલીફો હોય ત્યારે સુખ કેવી રીતે આપી શકે ?

**દાદાશ્રી :** એ તો સુખ આપવાનો ભાવ કરો અને ફરી કોઈનેય તકલીફ ના આપશો. બે ગાળો દઈ જાય, એટલે તમે પાછી બીજી પાંચ ગાળો ધીરશો નહીં અને એ બે ગાળો જમે કરી લેવાની. જે બે ગાળો આપેલી છે તે પાછી આવી છે, માટે તે બે ગાળો જમે કરી લો. આ તો કોઈ બે ગાળ આપે ત્યારે જમે કરવાને બદલે બીજી પાંચ ધીરે છે. અલ્યા, એની જોડે વ્યાપાર શું કરવા ચાલુ રાખે છે ? એટલે આ બધો ધીરધારનો હિસાબ છે. પછી એને જગત ગમે તે નામ આપે કે ઋણાનુબંધ છે, પણ બધો ધીરધારનો હિસાબ છે. એટલે જો ગમતું હોય તો ધિરાણ કરો, પણ એ ધીરેલું પાછું આવશે. આ તો જમા-ઉધારના ખેલ છે ! ધીરેલું તે જ પાછું આવે છે, આમાં ભગવાન હાથ ઘાલતા જ નથી. તકલીફ નથી ગમતી ? તો પછી તકલીફો ધીરવાનું બંધ કરી દો.

કોઈ સો ગાળો ભાંડતો હોય, હવે ગાળો એ કંઈ પથ્થર નથી. જ્ઞાન મળ્યા પછી ગાળો એ કંઈ પથ્થર છે ? પથ્થર લાગે ત્યારે મને થાય કે એને વાગ્યું છે, લોહી નીકળ્યું, તો એને દુઃખ ગણાય. પણ આ ગાળો કંઈ પથ્થર નથી કે વાગેને લોહી નીકળે !

**પ્રશ્નકર્તા :** છતાં મહીં વચ્ચે સ્વીકાર થઈ જાય છે ને અસર આવી જાય છે.

**દાદાશ્રી :** પણ મારું કહેવાનું કે ગાળ એ કંઈ આપણને અડે ખરી આમ ?

**પ્રશ્નકર્તા :** છતાં મહીં ઘા વાગી જાય છે.

**દાદાશ્રી :** પણ એ શી રીતે તને અડે ? એ બોલ્યો ત્યાં આગળ ને તને અહીં આગળ એ શી રીતે વાગી ?

## કઈ દૃષ્ટિએ જગત દીસે નિર્દોષ ?

પુદ્ગલને જોશો નહીં, પુદ્ગલ તરફ દૃષ્ટિ જ ના કરશો. આત્મા તરફ જ દૃષ્ટિ કરજો. ભગવાન મહાવીરને જગતમાં બધા જ નિર્દોષ દેખાયા, કાનમાં ખીલા મારનારા તે પણ નિર્દોષ દેખાયા. કોઈ દોષિત છે જ નહીં જગતમાં. દોષિત દેખાય છે તે જ આપણી ભૂલ છે, એ એક જાતનો આપણો અહંકાર છે. આ તો આપણે વગર પગારના કાજી થઈએ છીએ, એનો પછી માર ખઈએ છીએ.

'મોક્ષે જતાં આ લોકો આપણને ગૂંચવે છે' એવું જે બોલીએ છીએ તે તો વ્યવહારથી આપણે બોલીએ છીએ. આ ઈન્દ્રિયજ્ઞાનથી જે દેખાય છે એવું બોલીએ છીએ, પણ ખરેખર હકીકતમાં તેવું નથી. હકીકતમાં તો લોકો ગૂંચવી શકે જ નહીં ને ! કારણ કે કોઈ જીવ કોઈ જીવમાં કિંચિત્‌માત્ર ડખોડખલ કરી શકે જ નહીં, એવું આ જગત છે. આ લોકો તો બિચારા પ્રકૃતિને આધીન છે, પ્રકૃતિ જે નાચ કરાવે તે પ્રમાણે નાચે, એટલે એમાં કોઈનો દોષ છે જ નહીં. જગત આખુંય નિર્દોષ છે. મને પોતાને નિર્દોષ અનુભવમાં આવે છે. તમને એ નિર્દોષ અનુભવમાં આવશે ત્યારે તમે આ જગતથી છૂટ્યા, નહીં તો કોઈ એક પણ જીવ દોષિત લાગશે ત્યાં સુધી તમે છૂટ્યા નથી.

**પ્રશ્નકર્તા :** આમાં બધાય જીવ આવી જાય ? માણસોય નહીં, પણ કીડી, મંકોડા, બધાય આવી જાય ?

**દાદાશ્રી :** હા, જીવમાત્ર નિર્દોષ સ્વભાવે દેખાવા જોઈએ.

**પ્રશ્નકર્તા :** દાદા, તમે જીવમાત્ર નિર્દોષ છે એમ કહ્યું. હવે નોકરીમાં મેં ક્યાંક ભૂલ કરી અને મારો ઉપરી અમલદાર એમ કહે કે તેં આ ભૂલ કરી. પછી એ મને વઢશે, ઠપકો આપે. હવે જો હું નિર્દોષ હોઉં તો ખરી રીતે મને વઢવું જોઈએ નહીં ને ?

**દાદાશ્રી :** કોઈનું વઢવાનું આપણે જોવાનું નથી. આપણને વઢનાર પણ નિર્દોષ છે એવું તમારી સમજમાં હોવું જોઈએ. એટલે કોઈની પર દોષ

ના ઢોળાય. જેટલા નિર્દોષ તમને દેખાશે એટલા તમે સમજમાં આવ્યા કહેવાઓ.

મને જગત નિર્દોષ દેખાય છે. તમારે એવી દૃષ્ટિ આવશે એટલે આ પઝલ સોલ્વ થઈ જશે. હું તમને એવું અજવાળું આપીશ અને એટલાં પાપ ધોઈ નાખીશ કે જેથી તમારું અજવાળું રહે અને તમને નિર્દોષ દેખાતું જાય અને જોડે જોડે પાંચ આજ્ઞા આપીશું. એ પાંચ આજ્ઞામાં રહેશો તો એ, જે આપેલું જ્ઞાન છે તેને સહેજેય ફ્રેક્ચર નહીં થવા દે.

## 'ચોક્સી', કેવી ગુણગાન દૃષ્ટિ

અમે જગત આખાને નિર્દોષ જોઈએ છીએ.

**પ્રશ્નકર્તા :** એવું આખા જગતને નિર્દોષ ક્યારે જોવાય ?

**દાદાશ્રી :** તમને દાખલો આપી સમજાવું, તમે સમજી જશો. એક ગામમાં એક સોની રહે છે, પાંચ હજાર લોકોનું એ ગામ છે. તમારી પાસે સોનું છે, તે બધું સોનું લઈને ત્યાં વેચવા ગયા. એટલે પેલો સોનું આમ ઘસે, જુએ. હવે આપણું સોનું આમ ચાંદી જેવું દેખાતું હોય તોય પેલો સોની વઢે નહીં, છાસિયું સોનું હોય તોય પેલો વઢે નહીં. એ કેમ વઢતો નથી કે, 'આવું કેમ બગાડીને લાવ્યા ?' કારણ કે એની સોનામાં જ દૃષ્ટિ છે અને બીજા પાસે જાવ તો એ વઢે કે આવું કેવું લાવ્યા છો ! એટલે જે ચોક્સી છે એ વઢે નહીં. એટલે તમે જો સોનું જ માંગો છો, તો આમાં સોનું જ જુઓને ! એમાં બીજાને શું કામ જુઓ છો ? આટલું છાસિયું સોનું કેમ લાવ્યો ? એવી વઢંવઢા કરે એનો ક્યારે પાર આવે ? આપણે આપણી મેળે જોઈ લેવાનું કે આમાં આટલું સોનું છે, એના આટલા રૂપિયા મળશે. તમને સમજાયું ને ? એ દૃષ્ટિએ હું આખા જગતને નિર્દોષ જોઉં છું. સોનીઓ આ દૃષ્ટિએ ગમે તેવું સોનું હોય તોય સોનું જ જુએ ને ? બીજું જોવાનું જ નહીં ને અને વઢેય નહીં. આપણે એને બતાવવા ગયા હોઈએ તો આપણા મનમાં થાય કે 'એ વઢશે તો ? આપણું સોનું તો બધું ખરાબ થઈ ગયું છે ! પણ ના, એ તો વઢે-કરે નહીં. એને કશો વાંધોય નહીં. એ શું કહેશે, 'મારે બીજી શી લેવાદેવા ?' તે અક્કલહીણા છે કે

અક્કલવાળા છે ?

**પ્રશ્નકર્તા :** અક્કલવાળા જ કહેવાય ને !

**દાદાશ્રી :** આ સિમિલી બરોબર નથી ?

**પ્રશ્નકર્તા :** બરોબર છે. આવો દાખલો આપો તો બધું જલદી ફીટ થઈ જાય.

**દાદાશ્રી :** હવે આ દાખલો કોઈ જાણતું નથી કંઈ ?

**પ્રશ્નકર્તા :** જાણતા હશે.

**દાદાશ્રી :** ના, શી રીતે ખ્યાલમાં આવે ? આખો દહાડો ધ્યાન લક્ષ્મીજીમાં ને લક્ષ્મીજીનો વિષય પત્યો કે પાછાં ઘેર બાઈસાહેબ સાંભર સાંભર થાય અને બાઈસાહેબનો વિષય પત્યો કે પાછાં લક્ષ્મીજીનો વિષય સાંભરે ! એટલે બીજું કશું ખ્યાલ જ ના રહે ને ! પછી બીજાં સરવૈયાં કાઢવાનાં જ રહી જાય ને ?

અમે ચોક્સીને જોયેલા, તે મને એમ થાય કે આ વઢતો કેમ નથી કે તમે સોનું કેમ બગાડી લાવ્યા ? એની દૃષ્ટિ કેવી સુંદર છે ! કશું વઢતોય નથી. આનું સારું છે તેય બોલતો નથી ને પેલાનું ખરાબ છે તેય બોલતો નથી. કશું બોલતો નથી, પણ એમ કહેશે 'બેસો, ચા-પાણી પીશો ને ?' અલ્યા, છાસિયું સોનું છે તોય ચા પીવડાવે છે ? એવું આમાંય શું મહીં બગડી ગયું છે ? મહીં ચોખ્ખું સોનું જ છે ને ?

## કેવી એ રિસર્ચ કે ભગવાન જડ્યા !

મેં આખી લાઈફ રિસર્ચમાં જ કાઢી છે, રિસર્ચ જ કરેલું બધું. નાની ઉંમરમાં જ કહેતો હતો કે ભગવાન માથે ના જોઈએ. એના કરતાં આ બૈરી-છોકરાં, મા-બાપ માથે હોય તો વાંધો નહીં, ખવડાવે-પીવડાવે. પણ આ ભગવાન માથે હોય તો એ તો વગર કામનો ટૈડકાવે. પછી વાંચવામાં આવ્યું કે ભગવાન તો માંહ્યલાને કહેવાય છે, ત્યારે એ વાત મને ગમી. ઘણા લોકો તો ભગવાનને માંહ્યલો જ કહે છે ને !

## અવકાશ, ધર્મ માટે જ ગાળ્યો

અમે કેટલાય વખતથી ધંધો જ કર્યો નથી. ધંધામાં તો અમારા ભાગીદાર પૂછે કે, 'આ કેમનું કરીશું ?' ત્યારે હું કહું કે, 'આવું કરીએ.' ત્યારે એ કહેશે, 'આ તો છ મહિનાની ગૂંચ મારી જતી રહી, હવે તમે છ મહિના ના આવો તો ચાલે. તમે એક દહાડો બોલોને તો મારે છ મહિનાની મહેનત બચી જાય.' એટલે મને છૂટ જ આપેલી કે તમે તમારે ધર્મ કર્યા કરો ને હું આ કર્યા કરું. જોડે જોડે એમણે કહેલું કે મને પણ 'આ' થોડો થોડો બદલો આપજો.

## ખોટ કહી દેવી, દેવું તો અટકે

બાકી, ધંધામાં ખોટ આવી હોય તો લોકોને કહી દઉં અને નફો આવ્યો હોય તોય કહી દઉં ! પણ લોક પૂછે તો જ, નહીં તો મારા ધંધાની વાત જ ના કરું. લોક પૂછે કે, 'તમને હમણાં ખોટ આવી છે, એ વાત ખરી ?' ત્યારે હું કહી દઉં કે, 'એ વાત ખરી છે.' કોઈ દહાડો અમારા ભાગીદારે મને એમ નથી કહ્યું કે તમે કેમ કહી દો છો ? કારણ કે આવું કહેલું તો સારું કે લોક ધીરવા આવતા હોય તો બંધ થઈ જશે ને દેવું વધતું ઓછું થશે, નહીં તો લોકો શું કહેશે ? 'અલ્યા, ના કહેવાય, નહીં તો લોક ધીરશે નહીં.' પણ આ તો આપણે દેવું વધી જાય ને, એના કરતાં ચોખ્ખે ચોખ્ખું કહી દો ને, જે થયું હોય કે ભઈ ખોટ ગઈ છે.

## ...બેઉને જવાબ જુદા જુદા

અમારે કંપનીમાં ખોટ આવેલી તે જરા ઠંડું પડેલું, તે વડોદરે જઈએ ત્યારે લોકો પૂછે કે, 'બહુ ખોટ આવી છે ?' ત્યારે મેં કહ્યું કે, 'કેટલી લાગે છે તમને ? ત્યારે કહે કે, 'લાખેક રૂપિયાની ખોટ આવી લાગે છે.' ત્યારે મેં કહ્યું કે, 'ત્રણ લાખની ખોટ ગઈ છે.' હવે ધંધાને અરધા લાખની કે પોણા લાખની ખોટ આવી હોય, પણ હું એને ત્રણ લાખની કહું. કારણ કે પેલો ખોળવા જ આવેલો હોય ! એ શું ખોળવા આવ્યો છે એ હું જાણું, કે આને જો હું લાખની કહીશ તો ખુશ રહેશે ને બિચારાને ઘેર ખાવાનું

ભાવશે. એટલે હું કહું કે ત્રણ લાખની ખોટ ગઈ, એટલે તે દહાડે એ જમે નિરાંતે. અને બીજો કો'ક લાગણીવાળો આવે ને પૂછે કે, 'ખોટ બહુ ગઈ છે ?' ત્યારે હું કહું કે, 'ના, પચાસેક હજારની ખોટ ગઈ છે.' 'એટલે એનેય ઘેર જઈને શાંતિ રહે. લાગણીવાળા અને પેલા, બેઉ જાતના લોક આવવાના. બેઉને ખુશ કરીને કાઢવાના. હું કહું કે, 'ત્રણેક લાખની ખોટ ગઈ છે' એટલે પેલો તો બહુ ઉછાળે ચડે. એને કહું પાછો કે, 'ચા પીને જાવ ને ?' ત્યારે કહે કે, 'મારે જરા કામ છે.' કારણ કે પેલો આનંદ આવી ગયો ને, એટલે ચા બધું આવી ગયું. એને એનો ખોરાક મળી ગયો, કારણ કે દ્વેષ છે ને ! આ સ્પર્ધા એવી વસ્તુ છે કે સ્પર્ધાના માર્યા ચાહે સો કરી નાખે માણસ. સ્પર્ધા કે, 'મારા કરતાં આગળ વધી ગયો છે ? હવે પાછળ પાડવા જ જોઈએ' એટલે પાછા પાડવાનો પ્રયત્ન કર્યા કરે. એવાને હું આવું ચોખ્ખું જ કહી દઉંને, કે વધારે ખોટ ગઈ છે. જો એને નિરાંતે ખાવાનું ભાવ્યું ને ! અને આપણે અહીં શી ખોટ જવાની છે ? આપણને ખોટ ગયેલી જ છે, એનો આપણને વાંધો નથી. પણ લોકોને તો શું છે કે જવાબ તો આપવા પડે ને ! તેને જો કહી દઈએ કે, 'ના, કશી ખોટ નથી ગઈ.' એટલે પેલો વધારે ખોળી લાવે પાછો કે આ તો નન્નો ભણે છે. એટલે એને કહેવું પડે, 'નન્નો નહીં, હા ભણું છું કે ત્રણ ગણી ખોટ ગઈ છે. જેણે તને કહ્યું હોય તેને પૂછી જોજો, તેને પણ ખબર નહીં હોય. પણ મને ખોટ સારાં પ્રમાણમાં ગઈ છે.' પછી થોડા દિવસે પાછો ફરી આવે ને કહે કે, 'હવે ધંધાનું કેમનું છે તમારે ? બંધ કરવું પડશે ?' ત્યારે મેં કહ્યું કે, 'આ તો સાત લાખની મિલકત હતી, તેમાંથી ત્રણ લાખ ઓછી થઈ ગઈ.' એટલે એને નવી જાતનું જ બોલીએ. અલ્યા, તું મને ક્યાંથી પહોંચી વળવાનો હતો ! હું જ્ઞાની પુરુષ છું, તને દુઃખ નહીં આપું, પણ તું આ રીતે ખોળ ખોળ કરીશ નહીં. આ તો વગર કામના પાછળ ફર્યા કરે ! તે આવા મેં તો બધા બહુ જોયેલા જગત છે ને, બધી જાતનું લોક હોય !

## ચોરીઓ થવા દીધી, હિસાબ ચૂકવ્યા

અમારે કામ પર એવું થતું હતું ને, કે જેને રાખીએ તે જ ચોરીઓ કરાવડાવતો હતો. પછી એકને બદલે બે માણસ રાખ્યા. એક રાતનો અને

એક દહાડાનો, એમ બે માણસ રાખ્યા. તો તેય ચોરી કરાવતો હતો, બીજે-ત્રીજે દહાડે ચોરીઓ થયા જ કરે. હું સમજી ગયો કે, આ બધું બરાબર છે, આ હિસાબ બધો ચૂકવી દેવાનો થયો છે. આ ગામમાં ચોરીઓનો હિસાબ ચૂકવવા આવ્યા છીએ, તે બધો હિસાબ ચૂકવાઈ જાય એટલે ઉકેલ આવી ગયો. ચોર ચોરીઓ કરે ને અમારે સવારમાં જાણવાનું, જાણીને પાછું ઠંડું પાડી દેવાનું ને જે સ્પેરપાર્ટ ચોરી ગયો હોય એ પાછા બીજા મંગાવી લેવાના ને કામ ચાલુ રાખવાનું, એટલું જ કામ કર્યા કરવાનું. પાછું સાત દહાડે પોલીસવાળાને ખબર આપવાની. એ ખાતર પાછળ દીવો ! એમ કેમ કરવાનું ? ના, એય નાટક કરવું પડે. નાટક ના કરીએ તો પછી ખોટું ઠરે. પાછો ફોજદાર આવે, એ ફોજદાર પૂછે કે, 'શું શું ગયું ?' ત્યારે હું કહું કે, 'આ આ ગયું છે, અમુક સામાન બધો ગયો છે, તમે એક વાર બધાને દબડાવો.' તે પછી એ બધાને દબડાવી આવે કે, 'હેય, આમ કેમ ? હેય, આમ કેમ ? હું આવ્યો છું.' આપણે જાણીએ કે કાલથી પાછી ચોરીઓ ચાલુ થઈ જવાની, આપણે એ જ્ઞાન જાણતા જ હોય. ફોજદાર દબડાવે, પેલા ચોરી કરે, આપણે આ બધું કરાવડાવીએ, એમ બધું ચાલ્યા કરે ! પણ 'વ્યવસ્થિત'ની બહાર કશું થઈ જવાનું નથી. બાર મહિના સુધી ચોરી થઈ, પણ અમારે ત્યાં કોઈને પેટમાં પાણી હાલેલું નહીં. રોજ ચોરીઓ થયા કરે, આપણે જાણ્યા કરવાનું કે ભઈ આજ આટલી ચોરી થઈ.

ચોર ચોરી કરે છે એ તો બિચારા સારા, બાકી જે શાહુકાર કહેવાય ને એ ચોરીઓ કરે એ તો વધારે ગુનેગાર છે. એના કરતાં પેલો ચોર જ છે. એ કહે પણ છે ને, કે મારો ધંધો જ ચોરી છે.

## દંડનું ભાન થાય, તો જ ગુનો અટકે

**પ્રશ્નકર્તા :** પણ આવું ના કરે તો પેટ ક્યાંથી ભરે ?

**દાદાશ્રી :** અમનેય એવો ભય લાગતો હતો પહેલાં. આ કળિયુગમાં અમેય જન્મેલાને ! તે ૧૯૫૧ સુધી તો એવો ભય રહ્યો હતો, પણ પછી એ ભય છોડી દીધો, કારણ કે આ સિમેન્ટ કાઢી લેવું એ માણસમાંથી બ્લડ ચૂસી લેવા જેવું છે અને લોખંડ કાઢી લેવું એ આ બધા સ્કેલેટન (હાડકાં)

કાઢી લેવા જેવું છે. સ્કેલેટન કાઢી લીધું, લોહી કાઢી લીધું, પછી મકાનમાં રહ્યું શું ?

આપણને ચોરી ના શોભે. આપણે શાહુકાર થઈને ચોરી કરીએ તેના કરતાં તો ચોર સારા. આ ચોરીઓ કરે છે તેના કરતાં ભેળસેળ કરે છે તે તો વધારે ગુનેગાર છે. આ તો ભાન જ નથી કે 'હું આ ગુનો કરું છું', તેનું ફળ શું આવશે, બેભાનપણામાં ભાન વગર જ ગુના કરે છે.

## હિસાબ જડશે તે ચિંતા ટળી ગઈ

અમારે ધંધા ઉપર એક ફેરો એવું થયું કે એક સાહેબે દસ હજાર રૂપિયાનું એકદમ અણધાર્યું નુકસાન કર્યું, એક કામ અમારું સાહેબે અણધાર્યું નાપાસ કરી દીધું. એ વખતમાં દસ હજારની કિંમત તો બહુ અને અત્યારે તો દસ હજારની કંઈ કિંમત જ નહીં ને ! મને તે દહાડે મહીં ઠેઠ સુધી અસર પહોંચી હતી, ચિંતા થાય ત્યાં સુધી પહોંચ્યું હતું. એટલે તરત જ એની સામે મને મહીંથી જવાબ મળ્યો કે, 'આ ધંધામાં આપણી પોતાની પાર્ટનરશીપ કેટલી ?' તે દહાડે અમે બે જણા પાર્ટનર હતા, પણ પછી મેં હિસાબ કાઢ્યો કે બે જણા પાર્ટનર તો કાગળ ઉપર છીએ, પણ ખરી રીતે તો કેટલા છે ? ખરી રીતે તો છોકરાંઓ, છોકરીઓ, એમનાં વાઈફ અને મારે ઘેરથી, આ બધાય પાર્ટનર જ ને ! ત્યારે મને થયું કે આ બધામાંથી કોઈ ચિંતા કરતું નથી, હું એકલો જ ક્યાં આ માથે ઓઢવા બેસું ? એ દહાડે આ વિચારે મને બચાવેલો. વાત તો ખરીને ? તમને કેમ લાગે છે મારી વાત ? મારો વિચાર બરોબર છે ને ?

**પ્રશ્નકર્તા :** જ્ઞાન થતાં પહેલાંની વાત છેને ?

**દાદાશ્રી :** હા, જ્ઞાન થતાં પહેલાંની વાત છે.

## નફા-ખોટની સત્તા કેટલી ?

એક ધંધાના બે છોકરા, એકનું નામ ખોટ અને એકનું નામ નફો. ખોટવાળો છોકરો કોઈને ગમે નહીં, પણ બે હોય જ, એ તો એ બે જન્મેલા જ હોય. ધંધામાં ખોટ જતી હોય તો તે રાતે જાય કે દહાડે જાય ?

**પ્રશ્નકર્તા :** રાતેય જાય ને દહાડેય જાય.

**દાદાશ્રી :** પણ ખોટ જતી હોય તો તો દહાડે જવી જોઈએ ને ? રાતેય જો ખોટ જતી હોય તો રાતે તો આપણે જાગતા નથી તો રાતે શી રીતે ખોટ જાય ? એટલે ખોટના અને નફાના કર્તા આપણે નથી, નહીં તો રાતે ખોટ શી રીતે જાય ? અને રાતે નફો શી રીતે મળે ? હવે એવું નથી બનતું કે મહેનત કરે છે તોય ખોટ જાય છે ?

**પ્રશ્નકર્તા :** હા, એવું બને છે.

**દાદાશ્રી :** તો મહેનત કરવાથી નફો થાય કે મહેનત કરવાથી ખોટ જાય, એનું ડિસિઝન શું ?

**પ્રશ્નકર્તા :** નફો ને ખોટ એ એના હાથની વાત નથી, એ તો 'વ્યવસ્થિત'ના હાથમાં છે.

**દાદાશ્રી :** હા, બધું 'વ્યવસ્થિત'ના તાબામાં છે. એટલે 'વ્યવસ્થિત' મહીં પ્રેરણા કરે ને, એ રીતે આપણે કરવું. બીજું મહીં ડહાપણ વધારે વાપરવું નહીં. બુદ્ધિથી માપવા જઈએ કે નફો મળશે કે ખોટ તો એ માપ જડે ખરું ?

**પ્રશ્નકર્તા :** ના જડે.

**દાદાશ્રી :** એક માણસને કશુંક દર્દ થયું હોય અને દર્દને બુદ્ધિથી માપવા જઈએ તો શું થાય ? એને એમ જ થઈ જાય કે હવે મરી જ જવાના; અને દર્દ ના થયું હોય તેને બુદ્ધિથી માપે નહીં તોય પણ એ બિચારો એમ ને એમ સણકારો મારે ને મરી જાય. એવું બને કે ના બને ?

એટલે આ બધું ખોટ કે નફો કશું જોવાનું નથી. જોવાનું હવે શું છે ? આ નફો ને ખોટ તો બધું કરીને જ આવેલા છો, હવે આમાં ભાવ ઘાલો કે એવું કંઈક કરો. આ નફો ને ખોટ એમાં તો ફક્ત નિમિત્ત તરીકે, મહીંથી જે પ્રમાણે પ્રેરણા કરે એ રીતે આપણે ચાલ્યા કરવાનું. 'વ્યવસ્થિત'ને ઓળંગવું નહીં. મહીં પ્રેરણા થઈને આપણે તેમ કરવાનું. ખોટ માટેય 'વ્યવસ્થિત' પ્રેરણા કરે છે અને નફા માટેય પ્રેરણા 'વ્યવસ્થિત' જ કરે

છે, એટલે આપણે પ્રેરણા પ્રમાણે જ ચાલવું. કારણ કે નફો-ખોટ એ બધું 'વ્યવસ્થિત'ના તાબામાં છે, તો પછી હવે કરવાનું શું ? નવરાશનો ટાઈમ પેલામાં બગાડશો નહીં, આ સત્સંગમાં ટાઈમ બગાડો. કારણ કે પેલું બધું તમારા હાથમાં સત્તા જ નથી. આ ધંધાદારી માણસ રાતે કમાતા હશે કે નહીં કમાતા હોય ? રાતે સૂઈ ગયા હોય તોય કમાય ?

**પ્રશ્નકર્તા :** કમાણી ને ખોટ તો ચાલુ જ રહે છે ને !

**દાદાશ્રી :** ચાલુ જ રહે છે. તમે નવસારીથી અહીં આવ્યા તોય ત્યાં કમાણી ચાલુ જ રહેવાની. ભારે અજાયબી છે ને ! દહાડે જમવા બેસીએ તોય કમાણી ચાલુ હોય ને અને ખોટવાળાને ખોટ ચાલુ હોય ને ! કેટલી અજાયબી છે ! આ બધા ચોપડાનું તારણ કાઢતાં આવડે છે, પણ આ જગતનું તારણ કાઢતાં આવડે તો શું નીકળે ? અમને જગતનું તારણ કાઢતાં આવડેલું ! 'આ' જ્ઞાન થતાં પહેલાં અમે તારણ કાઢેલું કે આ જગતનું સરવૈયું શું ? એટલે આપણે શા માટે આ માથાફોડ કરવાની ? જેને માટે મહેનત કરે છે એ તો બધો તૈયાર જ માલ છે, નહીં તો લાખ મણ મહેનત કરો તોય એ કામની નથી, ઊલટી ખોટ જાય છે.

કોના હાથમાં સત્તા છે, એનું સરવૈયું કાઢો ! તમે સરવૈયું કાઢ્યું કે ?

**પ્રશ્નકર્તા :** 'આ' જ્ઞાન પછી માલૂમ પડે.

**દાદાશ્રી :** હા, પહેલાં તો ખબર જ ના પડે ને ? ગૂંચાયેલું બધું, આખા ચોપડા જ ગૂંચાયેલા. આમાં કોઈ માણસની મતિથી આ સરવૈયું નીકળે એવું નથી, બુદ્ધિથી આ સરવૈયું નીકળે એવું નથી.

**પ્રશ્નકર્તા :** આ આપ જે કહો છો એ બધી વાતો પહેલાં સાંભળેલી જ નહીં.

**દાદાશ્રી :** સાંભળેલી જ નહીં ને ! ક્યાંય આવી વાતો ના હોય. આ બધી વાતો અપૂર્વ છે, પૂર્વે સાંભળેલું ના હોય, વાંચેલું ના હોય. આ તદ્દન નવી જ ઢબ છે ! અને તો જ ઉકેલ આવે ને, નહીં તો ઉકેલ કેમ આવે ?

આપણે મહેનત કરીએ, ચોગરદમનું જો જો કરીએ છતાંય કશું મળે નહીં, તો આપણે સમજી જવું કે આપણા સંજોગ પાંસરા નથી. હવે ત્યાં વધારે જોર કરીએ તો ઊલટી ખોટ જાય, એના કરતાં આપણે આત્માનું કંઈ કરી લેવું. ગયા અવતારે આ ના કર્યું તેની તો આ ભાંજગડ થઈ. આપણું જ્ઞાન આપેલું હોય તેની તો વાત જ જુદી છે, પણ આપણું જ્ઞાન ના મળેલું હોય તોય તે તો ભગવાનને ભરોસે મૂકી દે છે ને ! એને શું કરવું પડે ? 'ભગવાન જે કરે એ ખરું' કહે છે ને ? અને બુદ્ધિથી માપવા જાય તો કોઈ દહાડોય તાળો જડે એવો નથી.

## વ્યાપાર પણ નોર્માલિટીથી શોભે

નફો-ખોટ કશુંય કાબૂની વાત નથી, માટે નેચરલ એડજસ્ટમેન્ટના આધારે ચાલો. દસ લાખ કમાયા પછી એકદમ પાંચ લાખની ખોટ આવે તો ? આ તો લાખની ખોટ જ ના ખમી શકે ને ! અને આખો દહાડો રડારોળ, ચિંતા-વરીઝ કરી મૂકે ! અરે, ગાંડોય થઈ જાય ! એવા ગાંડા થઈ ગયેલા અત્યાર સુધી મેં કેટલાય એવા જોયેલા છે ! રાત્રે બાર-એક વાગ્યે, બે વાગ્યે પુરુષાર્થ હઉ કરવાનો ?

**પ્રશ્નકર્તા :** તો તો માણસ મેન્ટલ થઈ જાય.

**દાદાશ્રી :** આ મેન્ટલ તો થઈ જ ગયેલા છે, વળી પાછા હજુ મેન્ટલ ક્યાં થવાના છે ? આખું જગત મેન્ટલ હોસ્પિટલ જ થઈ ગયેલું છે ને ! એટલે હવે ફરી મેન્ટલ નહીં થવાનું, કારણ કે ડબલ મેન્ટલ તો હોય ? એટલે નફો-ખોટ એ બધું આપણા હાથની વાત નથી. આપણે તો આપણું કામ કરો અને આપણી ફરજો જે હોય એટલી બજાવવાની.

**પ્રશ્નકર્તા :** કામ કરવાનો કંઈક નોર્મલ ટાઈમ હોવો જોઈએ ને ?

**દાદાશ્રી :** હા, હોવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** કામ કર્યે જવાનું, એમાં કંઈ આઠ કલાક દે દસ કલાક રાખવાના, પછી પંદર-વીસ કલાક ના રાખવા જોઈએ.

**દાદાશ્રી :** એનો નિયમ હોવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** નોકરીવાળાને તો નિયમ હોય, પણ વેપારવાળાને તો જાણે નિયમ જ ના હોય.

**દાદાશ્રી :** વેપારવાળો આ નિયમ કરે, તો રાતે બે વાગેય એને દુકાન ઉઘાડી રાખવાનું કોણ ના પાડે છે ? કો'ક સ્ટેશનથી ઓચિંતું આવી પડે, તો બે સિગારેટનાં પાકીટ લઈ જાયને ! એવું કોણ ના પાડે છે ? ઘનચક્કરનો કંઈ પાર આવવાનો છે ? બે સિગારેટનાં પાકીટ માટે અલ્યા, આખી રાત કાઢવાની ?

જ્યાં બધા દુકાન આઠ વાગ્યે ઉઘાડતા હોય, ત્યાં આપણે સાડા છ વાગ્યાના ઉઘાડીને બેસીએ એમાં કશો અર્થ નથી, મહેનત બધી અનર્થ છે અને આઠ વાગ્યા પછી ઉઘાડવું એય ગુનો છે. બપોરે બધા બંધ કરે તે ટાઈમે બંધ કરી દેવાનું.

**પ્રશ્નકર્તા :** બધા કારખાનાવાળાઓ ત્રણ-ત્રણ શિફ્ટ તો ચલાવતા હોય, તે દેખાદેખીમાં બીજો પણ કહે કે હું પણ કેમ કરીને ત્રણ શિફ્ટ ચલાવું.

**દાદાશ્રી :** હા, પણ તો તો ત્રણ નહીં, પાંચ કરી જુઓને !

એવું છે, આ નેચરે પણ આપણા શરીરની દરેક વસ્તુ જોઈને ગોઠવી છે. આ બે કાન એમાં એક ઓચિંતો બંધ થઈ ગયો તો શું થાય ? પણ ગાડી ચાલુ રહે ને ? બે આંખો, એમાં એક બંધ થઈ ગઈ હોય તો શું થાય ? આવી કેટલીક વસ્તુઓ બધી બે-બે રાખી છે ને ? એવું આય બહુ ત્યારે બે શિફ્ટ ચલાવાય. બાકી એનો પાર જ ના આવે ને !

**પ્રશ્નકર્તા :** આ જંજાળને જેટલું બને તેટલું નોર્મલ રાખવું જોઈએ.

**દાદાશ્રી :** એવું છે ને, ખાતી-પીતી વખતે ચિત્ત કારખાને ના જતું હોય તો કારખાનું બરોબર છે, પણ ખાતી-પીતી વખતે ચિત્ત કારખાને જતું રહેતું હોય તો એ કારખાનાને શું કરવાનું ? આપણને હાર્ટફેઈલનો ધંધો કરાવડાવે એ કારખાનું, એ આપણું કામ નહીં. એટલે નોર્માલિટી સમજવી જોઈએ. હવે ત્રણ શિફ્ટ ચલાવડાવે, તેમાં આ નવો પૈણેલો છે, તેને વહુને

મળવાનો વખત ના મળે તો શું થાય ? એ ત્રણ શિફ્ટ બરોબર છે ? નવી વહુ પૈણીને આવ્યો હોય એટલે વહુના મનનું તો સમાધાન રાખવું જોઈએ ને ? ઘેર જાય એટલે વહુ કહે કે, 'તમે તો મને મળતાય નથી, વાતચીતેય કરતા નથી !' તો આ વ્યાજબી ના કહેવાય ને ? જગતમાં વ્યાજબી દેખાય એવું હોવું જોઈએ.

ઘરમાં ફાધર જોડે કે બીજા જોડે ધંધાની બાબતમાં મતભેદ ના પડે એટલા હારુ તમારેય કહેવું, હા એ હા, કે 'ચલતી હૈ તો ચલને દો.' પણ આપણે બધાએ ભેગા થઈને નક્કી કરવું જોઈએ કે પંદર લાખ ભેગા કર્યા પછી આપણે વધારે જોઈતું નથી. ઘરનાં બધા મેમ્બરોની પાર્લામેન્ટ ભરીને નક્કી કરવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** એમાં કોઈ 'એગ્રી' ના થાય, દાદા.

**દાદાશ્રી :** તો પછી એ કામનું નહીં. બધાએ નક્કી કરવું જોઈએ.

આપણે ચાર શિફ્ટ ચલાવીએ, જો બસ્સો વર્ષનું આયુષ્યનું એક્સ્ટેન્શન કાઢી લાવશે એ ?

**પ્રશ્નકર્તા :** એ બની શકે જ નહીંને !

**દાદાશ્રી :** તો આ બધું ધ્યાનમાં રહેવું જોઈએ અને કમાયા પછી ફરી ખોટ ના જવાની હોય તો કમાયેલા કામનું. આ તો પાછી ખોટ જવાની, જોખમદારી ઊભી રહી પાછી ! ખોટ જાય કે ના જાય ?

**પ્રશ્નકર્તા :** જાય.

**દાદાશ્રી :** તે ઘડીએ શું બધા ભેગા થઈને રડવા બેસવું ? આખો દહાડો કઢાપો-અજંપો, ના જાણે ક્યાં જવું છે ! શેના હારુ કરે છે ? જાણે હજાર-બે હજાર વર્ષોનું આયુષ્યનું એક્સ્ટેન્શન ના કાઢી લાવ્યો હોય ? ત્યાં એક્સ્ટેન્શન કરી આપે છેને ?

**પ્રશ્નકર્તા :** કોઈ ના કરી આપે.

**દાદાશ્રી :** તો પછી શા હારુ ? શેને માટે ? હા, આપણે ધંધો કરવો

જોઈએ. ધંધો કરીએ, પણ રીતસર ને બધું વ્યવહાર જેટલું જ. વ્યવહાર એટલે નિરાંતે જમીને, અડધો કલાક આરામ કરી અને પછી ધંધા પર જવું. આમ દોડધામ, દોડધામ, દોડધામ કરવાની શી જરૂર ? જાણે બે હજાર વર્ષનું આયુષ્ય વધારે લખી લાવ્યો ના હોય ? અને આત્માનુંય કરવું જોઈએ ને ? આત્માનું તો પહેલું કરવું જોઈએ. તમે આત્માનું ગયા અવતારે કર્યું હતું તેથી અત્યારે આ સુખ ને શાંતિ છે, નહીં તો મજૂરી કરી કરીને મરી જાય. ગયા અવતારે આત્માનું કર્યું હતું, તેનું આ ફળ છે અને હવે નવેસરથી પાછું કરશો તેનું ફળ આવશે.

## સમતાનું એડજસ્ટમેન્ટ, 'અનામત સિલક'

**પ્રશ્નકર્તા :** અમુક લક્ષ ચોંટવાળા નથી હોતા ને અમુક વસ્તુ વેચવાની હોય ને આપણે ધારીએ કે પાંચ રૂપિયા નફો મળશે ને ત્યાં જ નુકસાન થાય તો ત્યાં પછી એની ચોંટ રહ્યા કરે.

**દાદાશ્રી :** એ ખોટને તો આપણે ત્યાં ને ત્યાં જ જમે કરી નાખીએ ને કે ખોટ ખાતે જમા અને ચોપડામાં જમે ઉધાર કરી નાખ્યું એટલે ચોપડો ચોખ્ખો થઈ ગયો. એવું છે, કે આગળના બધા અભિપ્રાય બેઠેલા કે આમ નફો મળશે, તેમ નફો મળશે અને ત્યાં જ એ ખોટ ગઈ. એટલે આપણે 'વ્યવસ્થિત' છે એવું કહેવું પડે. હજી બીજી ખોટ જવાની હશે તે 'વ્યવસ્થિત'માં હશે તો ખોટ જશે અને જો નફો આવવાનો હશે તેય 'વ્યવસ્થિત'માં હશે તો આવશે. એટલે આ નફો-ખોટ એ આપણા હાથમાં નથી. આપણે ના કહીશું તોય એ નફો આવ્યા કરશે. આપણે કહીએ કે ના, હવે હું તો કંટાળ્યો આ નફાથી, તોય ચાલે નહીં. એટલે આપણે ના કહીએ તોય નફો દબાણ કરે, નફાને માટેય દબાણ ને ખોટને માટેય દબાણ ! માટે નફા-ખોટનો હિસાબ જ ના કાઢવો.

કો'ક શેઠિયા મને દબાણ કર્યા કરે કે, 'ના, તમારે તો પ્લેનમાં કલકત્તા આવવું જ પડશે.' હું 'ના ના' કહું તોય દબાણ કર્યા કરે, એટલે કશું છોડે જ નહીં ને ! માટે એનો હિસાબ જ ના કરવો, વધઘટનો હિસાબ જ ના કાઢવો. જ્યારે જે દહાડે ખોટ લાગે ને, તે દહાડે આપણે પાંચસો

રૂપિયા ‘અનામત’ નામે જમે કરી દેવા. એટલે આપણી પાસે સિલક, ‘અનામત’ સિલક રહે. કારણ કે આ ચોપડા કંઈ કાયમના છે ? બે-ચાર કે આઠ વર્ષે પછી ફાડી નથી નાખતા ? જો સાચા હોય તો ફાડે કોઈ ? આ તો બધું મનને મનાવવાનાં સાધનો છે. તો આપણે જે દહાડે દોઢસોની ખોટ ગઈ હોય ને, તો આપણે પાંચસો રૂપિયા અનામત ખાતે જમે કર્યા એટલે સાડી ત્રણસોની સિલક આપણી પાસે રહે, એટલે દોઢસોની ખોટને બદલે સાડી ત્રણસોની સિલક આપણને દેખાય. એવું છે, આ જગત બધું. ગપ્પેગપ્પ ચુમ્માળસો છે, બારેબાર ચુમ્માળસો નથી આ. બારે બાર ચુમ્માળસો હોત તો એ એક્ઝેક્ટ સિદ્ધાંત કહેવાત. સંસાર એટલે ગપ્પેગપ્પ ચુમ્માળસો અને મોક્ષ એટલે બારેબાર ચુમ્માળસો !

તમારે તો લાઈન સારી છે, તે કશી વધઘટ આવવાનું સાધન જ નહીં ને ! ખોટ જાય તો પાડોશીને જાય, દુકાનદારને જાય કે શેઠને જાય. આપણે તો ભાગિયા નહીં, તે ભાગ્યશાળીય નહીં થવાનું ને અભાગિયાય નહીં થવાનું, નોર્મલ ! અને જો કદી આ જ્ઞાન ના મળ્યું હોત તો મનમાં એમ થાય કે આ જગતમાં હજી મને ફત્તેહ જેવું લાગતું નથી, તે પછી બધા જોડે રેસકોર્સમાં ઊભા રહેવું પડત. દોડાય નહીં જરાય અને રેસકોર્સમાં ઊભા રહેવું પડે, તો શી દશા થાય આપણી ? પાછું બધા દોડતા ઘોડાની ઉપાધિ આપણે કરવાની.

એટલે તમને સમજાયું ને ? કે આ જગત એક્ઝેક્ટ નથી, બારેબાર ચુમ્માળસો નથી, આ તો ગપ્પેગપ્પ ચુમ્માળસો છે. બારેબાર ચુમ્માળસો હોત તો ભગવાનનો સિદ્ધાંત થયો કહેવાય, પણ એવું આ જગત નથી. અમારે ધંધાને ખોટ આવે તો હું કહી દઉં કે વીસ હજાર રૂપિયા અનામત નામે જમા કરી દો. પછી અનામત નામ પરની સિલક કાઢવી. હવે એ સિલક મૂકવી ક્યાં એ તો ભગવાન જાણે ! ખરેખર તો એ સિલક છે જ ક્યાં ? છતાં એવી સિલક હોય અને વખતે આપણે સાચવીને મૂકીએ ને કોઈ લઈ ગયું તો ? એટલે ક્યારે કોઈ લઈ જશે તેનુંય કશું ઠેકાણું નથી, કોના હાથમાં શું સ્પર્શ થશે તેનુંય ઠેકાણું નથી. મારી વાત તને સમજાય છે ને ?

## લક્ષ્મી, સ્પર્શના નિયમ આધીન

એટલે આ જગત બધું સ્પર્શના નિયમના આધારે ચાલે છે. આ સ્પંદનો છે ને, તે સ્પર્શના નિયમોના આધારે ચાલે છે. અત્યારે આ ઠંડો પવન આવે છે ને, તોય અંદરથી સ્પર્શ એવો થાય કે અહીં આગળ દઝાયા હોય એવું લાગે. આ રૂપિયાનો સ્પર્શ થાય, મીઠાનો સ્પર્શ થાય, કડવાનો સ્પર્શ થાય, એવા સ્પર્શ નથી થતા ? એટલે જે સ્પર્શ થવાનું હશે તે થશે. આ માથાના વાળ માટે તું ચિંતા નથી કરતો કે 'ગાંયજો ન મળે તો શું કરીશું ? ગાંયજો હડતાળ પાડે તો શું કરીશું ?'

## જ્યાં અભિપ્રાય, ત્યાં જ ઉપાધિ

**પ્રશ્નકર્તા :** ના, પણ આમ અમુક બાબત તરફ તો દુર્લક્ષ જ હોય છે.

**દાદાશ્રી :** ના, એવું છે કે જેમાં આગ્રહ નથી કર્યો તેનો કશો વિચાર નથી આવતો અને જેના આગ્રહ કર્યા છે, જેના અભિપ્રાય બાંધ્યા છે તેના જ વિચારો આવે. આ વાળ સંબંધી તારે કોઈ અભિપ્રાય હોય નહીં, તેથી આ વાળ વધે તોય તને કશું થાય નહીં ને ઘટે તોય કશું થાય નહીં, એટલે એનો વિચાર જ ના આવે. કેટલાકને તો વાળના બહુ વિચાર આવે. આ સ્ત્રીઓને ગાંયજા સંબંધી વિચાર આવતા હશે ? એમને વાળ કપાવવાની જરૂર જ નથી ને ? એટલે એ તરફના વિચાર જ નહીં આવવાના. ગાંયજાઓ જીવો કે મરો, પણ એ સંબંધી વિચાર જ ના આવે, એવો અભિપ્રાય જ નહીં ને ! એટલે આપણે જે અભિપ્રાય વધારે બાંધેલા, તે જ ખૂંચખૂંચ કર્યા કરે.

## ખરું કે ખોટું, એની પારાશીશી કઈ ?

**પ્રશ્નકર્તા :** આપણે જે ધંધો કરીએ એમાં સાચું-ખોટું પણ કરવું પડે છે, તો શું કરવું ?

**દાદાશ્રી :** તમને જેટલી સમજણ પડે, ખોટું ને ખરું, એટલું જ ને ? કે બધુંય ખોટું છે એવી તમને સમજ પડી ?

**પ્રશ્નકર્તા :** બધું ખોટું તો ન જ હોય ને !

**દાદાશ્રી :** તમને સમજ પડે એટલું તમે કરો. નાનો છોકરો એના પ્રમાણમાં કરે અને મોટી ઉંમરના એના પ્રમાણમાં કરે, સહુસહુને સમજણ પડે એટલું ખરું-ખોટું સમજે. નાના છોકરાંને હીરો આપીએ તો હીરો લઈને બહાર રમવા જાય અને કોઈક બિસ્કિટ આપે તો લઈ લે, કારણ કે એને સમજણ નથી ને ! તમને આ ખરા-ખોટાની સમજણ ક્યાંથી આવી ?

**પ્રશ્નકર્તા :** દુનિયાદારીની રીતે જે કહેતા હોય ને, અગર તો આપણને એમ લાગતું હોય કે આ ખોટું છે. કોઈને માલ વેચ્યો અને આપણે ખોટું બોલીએ તો એ બધું ખોટું કહેવાય ને ?

**દાદાશ્રી :** એ તો આપણને દુઃખ થાય તે ઘડીએ આપણને અંદર ખરાબ લાગે, પોતાને સમજણ પડે કે આ ખોટું થઈ રહ્યું છે અને સુખ થાય તો પોતાને સમજણ પડે કે આ સારું જ થઈ રહ્યું છે. તમે દાન આપતા હો તો તમને અંદર સુખ થાય. પોતાના ઘરના રૂપિયા આપો છતાં સુખ થાય, કારણ કે સારું કામ કર્યું. સારું કામ કરે એટલે સુખ થાય અને ખરાબ કામ કરે તે ઘડીએ દુઃખ થાય. એના ઉપરથી આપણને ઓળખાય કે કયું સારું ને કયું ખોટું !

## 'ખોટું' બંધ કરી તો જુઓ

**પ્રશ્નકર્તા :** હવે ખોટું બંધ ના થાય એના માટે આપણે શું કરવું ?

**દાદાશ્રી :** એ ખોટું બંધ કરતાં આવડવું જોઈએ ને ! તો એ ખોટું કરવાનું શીખ્યા ક્યાંથી ? કોઈએ શીખવાડેલું નહીં ?

**પ્રશ્નકર્તા :** દુનિયાદારી શીખવાડે છે કે, ખરું બોલો, ખોટું કરો, પૈસા કમાવવા માટે શીખવાડે છે ને !

**દાદાશ્રી :** હા, પણ તે આપણે શીખવું હોય તો શીખીએ, ના શીખવું હોય તો ના શીખીએ.

**પ્રશ્નકર્તા :** બિઝનેસમાં ખોટું કરતા હોય તો એમાંથી અલગ

રહેવાનો રસ્તો શું ?

**દાદાશ્રી :** પણ ખોટું કરો છો જ શું કરવા તે ? એ શીખ્યા જ ક્યાંથી ? બીજું સારું કોઈ શીખવાડે ત્યાંથી સારું શીખી લાવો. આ ખોટું કરવાનું કોઈની પાસેથી શીખ્યા છો, તેથી તો ખોટું કરતાં આવડે છે. નહીં તો ખોટું કરવાનું આવડે જ શી રીતે ? હવે ખોટાનું શીખવાનું બંધ કરી દો અને હવે ખોટાના બધા કાગળો બાળી નાખો.

**પ્રશ્નકર્તા :** પણ તો ધંધો ના ચાલે, ધંધો એવો હોય કે ખોટું તો કરવું જ પડે.

**દાદાશ્રી :** ધંધો ના ચાલે તો તમને શું નુકસાન ?

**પ્રશ્નકર્તા :** ધંધો ના ચાલે તો પૈસા ના મળે અને આપણને દુનિયામાં રહેવું છે.

**દાદાશ્રી :** શી રીતે તમે એવું જાણો કે ખોટું નહીં કરીએ તો ધંધો નહીં ચાલે ? એનું ફોરકાસ્ટ છે બધું તમારી પાસે ? ફોરકાસ્ટ વગર શી રીતે તમે કહી શકો કે તમારું નહીં ચાલે ? એટલે થોડા દહાડા આમ જે ખોટું કરો છો તેનાથી અવળું તો કરો. કરી તો જુઓ, તો ખબર પડે કે ધંધા પર શી અસર થાય છે ! કોઈ ઘરાક આવે ને એ પૂછે, 'આની શી કિંમત છે ?' ત્યારે કહીએ, 'અઢી રૂપિયા.' પછી પેલો કહેશે કે, 'સાહેબ, આની ખરી કિંમત કેટલી છે ?' ત્યારે તમારે ખરું કહેવાનું કે, 'બજારમાં આ લેવા જઉં તો આની ખરી કિંમત પોણા બે રૂપિયા મળશે.' એવું આપણે એક ફેરો કહી તો જુઓ, પછી શું થાય છે એ જુઓ.

**પ્રશ્નકર્તા :** તો પછી આપણી પાસેથી માલ કોઈ લેશે નહીં.

**દાદાશ્રી :** એ લેશે કે નહીં લેશે, તેની તમને શી રીતે ખબર પડી ? તમને ફોરકાસ્ટ થયેલું હોય, જાણે પોતાને આગળનું દેખાતું હોય એવું કરે છે ને લોકો ? એ ના લે તો બીજો ઘરાક લઈ જશે, નહીં તો ત્રીજો, કોઈક તો લેનાર મળશે ને ?

## નફો નહીં, પણ જોખમ વહોર્યું

ધંધામાં તમારે પ્રયત્ન કર્યા કરવાનો, 'વ્યવસ્થિત' એની મેળે ગોઠવ્યા કરશે. તેય તમારે ફક્ત પ્રયત્ન કર્યા કરવાનો, એમાં આળસ નહીં કરવાની. ભગવાને કહ્યું છે કે બધું 'વ્યવસ્થિત' છે. નફામાં પચાસ હજાર કે લાખ આવવાના છે, તે ચાલાકી કરવાથી એક આનોય વધશે નહીં અને ચાલાકીથી આવતા અવતારના નવા હિસાબ બાંધશો એ જુદા !

**પ્રશ્નકર્તા :** પણ ધંધામાં ચાલાકી કર્યા વગર તો ધંધો ચાલે નહીં ને ?

**દાદાશ્રી :** ભગવાને શું કહ્યું કે, ''આ બધું તને 'વ્યવસ્થિત'માં છે એટલું જ મળશે અને ચાલાકીથી કર્મ બંધાશે ને પૈસો એકુય વધશે નહીં !' એક માણસ ચાલાકી સિવાય ધંધો કરે અને એ જ માણસ બીજી સાલ ચાલાકી સાથે ધંધો કરે, પણ નફો તેનો તે જ રહે ને ચાલાકી કર્યાનું કર્મ બંધાય તે જુદું. માટે આ ચાલાકી ના કરશો. ચાલાકીથી કશો ફાયદો નથી ને નુકસાન પારવગરનું ! ચાલાકી નકામી જાય છે અને આવતા અવતારની જોખમદારી વહોરી લે છે. ભગવાને ચાલાકી કરવાની ના કહી છે. અત્યારે તો કોઈ ચાલાકી કરે જ નહીં ને ?

**પ્રશ્નકર્તા :** બધા જ કરે છે, દાદા.

**દાદાશ્રી :** એમ ! શું વાત કરો છો ? પણ આપણે હાથે કરીને ચાલાકી નહીં કરવાની. ચાલાકીનો તને ફોડ પડશે ને ?

**પ્રશ્નકર્તા :** લોભની ગાંઠ હોય તો તેનાથી ચાલાકી થાય, એવું ?

**દાદાશ્રી :** લોભની ગાંઠ તો લોકોને હોય જ, પણ ચાલાકી ના પણ હોય. ચાલાકી તો આ કાળમાં બીજાનું જોઈને શીખી ગયેલા. ચાલાકી એ ચેપી રોગ છે, બીજાને ચાલાકી કરતા જુએ એટલે પોતેય કરે. તમારે ચાલાકી કરવી પડે છે કે ?

**પ્રશ્નકર્તા :** મારે એની જરૂર નથી પડતી. ચાલાકી કરવી ને કપટ, એ બે જુદા કેવી રીતે ?

**દાદાશ્રી :** કપટ એવી વસ્તુ છે ને, કે એની સામાનેય ખબર ના પડે અને તને પોતાનેય ખબર ના પડે કે મહીં કપટ થઈ રહ્યું છે; જ્યારે ચાલાકીની તો ખબર પડી જાય, પોતાનેય ખબર પડી જાય અને બીજાનેય ખબર પડી જાય.

**પ્રશ્નકર્તા :** આપણી સામે કોઈ ચાલાકી કરતો હોય તો આપણે પણ સામી કરવી જોઈએ ને, એવું અત્યારે તો લોકો કરે છે.

**દાદાશ્રી :** આવી જ રીતે ચાલાકીનો રોગ પેસી જાય ને ! અને 'વ્યવસ્થિત'નું જ્ઞાન હાજર હોય તેને ધીરજ રહે. કોઈ આપણી જોડે ચાલાકી કરવા આવે તો આપણે પાછલે બારણેથી નીકળી જવું, આપણે સામી ચાલાકી કરવી નહીં.

## પ્રમાણસર વહેંચણી, એમાં ડખો શો ?

માણસે કમાણીની બહુ ઉતાવળ ના કરવી. કમાણી કરવામાં આળસ રાખવી જોઈએ. ઉતાવળ ના કરવી જોઈએ. કારણ કે ૧૯૭૮માં કમાણીની બહુ ઉતાવળ કરીએ તો ૧૯૮૮માં આપણી પાસે જે નાણું આવવાનું હોય તે અત્યારે ૧૯૭૮ આવી જાય, ઉદીરણા થાય. પછી ૧૯૮૮માં શું કરીએ આપણે ? એટલે નાણું બહુ કમાવવાની ખટપટ કરવી નહીં. આપણે ધંધો નિશ્ચિત ભાવે શાંત રૂપે કર્યા કરવો. આ કાળમાં જેટલી નીતિમત્તા સચવાય એટલું ભાવથી કર્યા કરવું. હાયવોય તો કોણ કરે ? કે જેને અનાજ કે કંઈ ખૂટી પડતું હોય તે હાયવોય કરે. એવું અનાજ ખૂટી પડે, એવો દહાડો તો તમને નથી આવવાનો ને ! કપડાં ખૂટી પડે એવા દહાડા આવે છે ?

## ધંધો, ન્યાય-નીતિથી હોવો ઘટે

તમારે ધંધો કરવો હોય તો હવે નિર્ભયતાથી કર્યા કરજો, કોઈ ભય રાખશો નહીં અને ધંધો ન્યાયસર કરજો. જેટલું બને એટલું પોસિબલ હોય એટલો ન્યાય કરજો. નીતિના ધોરણ ઉપર રહીને પોસિબલ હોય એટલું કરજો, જે ઈમ્પોસિબલ હોય તે નહીં કરતા.

**પ્રશ્નકર્તા :** એ નીતિનાં ધોરણ કહેવાં કોને ?

**દાદાશ્રી :** નીતિનું ધોરણ એટલે તમને સમજાવું. અહીં મુંબઈના એક વેપારી હતા, તે ઘઉંના જ્યારે બહુ ભાવ વધ્યા હતા ને, ત્યારે એ વેપારી એક વેગન ઈન્દોરી ઘઉં મંગાવે અને એક વેગન રેતી મંગાવે, બેઉ ભેગું કરીને પછી કોથળા ફરી ભરે. બોલો, હવે એ નીતિ કહેવાય ?

**પ્રશ્નકર્તા :** પણ નીતિ-અનીતિના તો ઘણા સૂક્ષ્મ ભેદો હોય છે, તે ખબર ના પડે.

**દાદાશ્રી :** બીજા બધામાં અનીતિ આપણે જોવાની જરૂર નથી, પણ માણસોને ખાવાની વસ્તુઓ હોય છે, માણસોના શરીરમાં જે જવાની વસ્તુઓ હોય છે, ખોરાક કે દવા, એને માટે તો આપણે બહુ જ નિયમો રાખવા જોઈએ. એવું છે ને, કે તમે છેતરીને ચાલીસ રતલને બદલે સાડત્રીસ રતલ આપો, પણ ચોખ્ખું આપો તો તમે ગુનેગાર નથી અથવા તો ઓછા ગુનેગાર છો; અને જે માણસ ચાલીસ રતલ પૂરું આપે છે, પણ ભેળસેળ આપ્યું ત્યાં ગુનો છે. માનવ જાતિ ઉપર ભેળસેળ ના હોવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** હું તો મારી અંગત રીતે માનું છું કે જેનાથી આપણો આત્મા દુખાય છે એ કાર્ય ના કરવું જોઈએ.

**દાદાશ્રી :** જ્યાં તમારા આત્માને દુઃખ થાય છે એ કાર્ય ના કરવું. બાકી માણસના શરીરને દુઃખ થાય, ભેળસેળ કરે, દૂધમાં બીજું ભેળસેળ, તેલમાં બીજું ભેળસેળ, ઘીમાં બીજું ભેળસેળ; તે કેવું કેવું અત્યારે ભેળસેળ કરવા માંડ્યું છે; એ બધું ન હોવું ઘટે.

❖❖❖❖❖

## [૨૦]
# નિયમથી અનીતિ

### નિયમસર અનીતિ પણ પમાડે મોક્ષ

**પ્રશ્નકર્તા :** આપ્તસૂત્રમાંથી ૧૯૩૬ નંબરનું સૂત્ર છે, 'વ્યવહાર માર્ગવાળાને અમે કહીએ છીએ કે સંપૂર્ણ નીતિ પાળ, તેમ ના થાય તો નીતિ નિયમસર પાળ, તેમ ના થાય તો અનીતિ કરું તોય નિયમમાં રહીને કર. નિયમ જ તને આગળ લઈ જશે.' એ જરા આપની પાસેથી સમજવું છે.

**દાદાશ્રી :** આ પુસ્તકમાં, આપ્તસૂત્રમાં બધાં વાક્યો લખેલાં છે ને, એ ત્રણેય કાળ સત્યવાળાં છે. આ વાક્યમાં હું શું કહું છું કે સંપૂર્ણ નીતિથી ચાલજે. પછી બીજું વાક્ય શું કહ્યું કે તેમ ન બને તો થોડી ઘણી પણ નીતિ પાળજે ને નીતિ ના પળાય તો અનીતિ ના પાળીશ, અનીતિ પાળે તો નિયમથી અનીતિ પાળજે. એટલે બધી છૂટ આપી છે ને ? અનીતિ પાળવાની છૂટ આ વર્લ્ડમાં મેં એકલાએ જ આપી છે ! એટલે અનીતિ પાળવી હોય તો નિયમસર પાળજે કહ્યું. આપને સાંધો મળ્યો નહીં ?

આમાં એવું કહે છે કે સંપૂર્ણ નીતિ પળાય તો પાળ અને એ ના પળાય તો નક્કી કર કે દહાડામાં મારે ત્રણ નીતિ તો પાળવી છે અને નહીં તો નિયમમાં રહીને અનીતિ કરું તો એ પણ નીતિ છે. જે માણસ નિયમમાં રહીને અનીતિ કરે છે એને હું નીતિ કહું છું. ભગવાનના પ્રતિનિધિ તરીકે, વીતરાગોના પ્રતિનિધિ તરીકે હું કહું છું કે અનીતિ પણ નિયમમાં રહીને કર, એ નિયમ જ તને મોક્ષે લઈ જશે, અનીતિ કરે કે નીતિ કરે તેનો મને સવાલ નથી, પણ નિયમમાં રહીને કર. આખા જગે જ્યાં આગળ તેલ

કાઢી નાખ્યું ત્યાં આગળ અમે કહ્યું કે આનો વાંધો નથી, તું તારે નિયમમાં રહીને કર.

હવે અત્યારે કળિયુગ છે, તો કહેશે કે, 'સાહેબ, મારાથી આ થતું નથી, નીતિ પળાતી નથી.' ત્યારે હું કહું કે, 'તું નિયમસર પાળ, દહાડામાં બે કે ત્રણ વખત નીતિ પાળ ને બીજું અનીતિ કર, તું નક્કી કર કે મારે રોજ બે કે ત્રણ નીતિ પાળવી છે, જા તારા મોક્ષની ગેરેન્ટી અમે લખી આપીએ છીએ.'

હા, વળી નીતિ ના પળાય ત્યારે શું અનીતિ જ પાળ પાળ કરવી ? ના. એ તો હપૂચું ઊંધું ચાલ્યું. એટલે કહ્યું કે અનીતિ જો તું નિયમથી પાળીશ તો મોક્ષે જઈશ જગત આખું કહે છે કે, 'નીતિ પાળીશ તો મોક્ષે જઈશ.' ત્યારે હું કહું છું કે, 'અનીતિ પણ તું નિયમસર પાળીશ તો મોક્ષે જઈશ.' હવે આવી વિચિત્ર વાત કરે કોઈ ?

**પ્રશ્નકર્તા :** દાદા, નિયમમાં રહીને અનીતિ શી રીતે પાળવી ? એનો દાખલો આપી સમજાવોને !

**દાદાશ્રી :** હા, એ તમને સમજણ પાડું. એક શેઠને કાપડની દુકાન, તે કપડું આમ ખેંચી ખેંચીને આપતા હતા. ત્યારે મેં કહ્યું કે, 'આવું શું કરવા કરો છો ?' ત્યારે કહે છે કે, 'ચાલીસ મીટરમાં આટલું વધે છે.' ત્યારે મેં કહ્યું કે, 'પછી આનો શું દંડ મળશે તે જાણો છો ? અધોગતિમાં જવું પડશે ! ચાલીસ મીટરનો ભાવ લીધો તો આપણે ચાલીસ મીટર આપી દેવાનું, એમાં ખેંચવાની જરૂર નથી.' ત્યારે કહે છે, 'તો તો અમને બરોબર નફો રહેતો નથી.' ત્યારે મેં કહ્યું કે, 'જરા ભાવ વધારે રાખો.' ત્યારે એ કહે છે કે, 'ઘરાક બીજી જગ્યાએ જતો રહે છે, એટલે વધારે ભાવ લેવો હોય તો લેવાય જ નહીં ને !'

આપણે આને અનીતિ કહીએ છીએ. હવે કાળોબજાર કરવો હોય, પણ ખૂટતું હોય તો એટલા પૂરતું જ દહાડામાં દસ-પંદર રૂપિયા વધારાના લઈ લે, બીજા પચ્ચીસ વધારે આવે તોય લે નહીં. એ અનીતિ કરી, પણ નિયમથી કહેવાય. એટલે કહ્યુંને કે અનીતિ કરવી પડે તોય નિયમથી કરજે.

**પ્રશ્નકર્તા :** એટલે તું પૈસા વધારે લે, પણ માલ ઓછો ના આપીશ એવો અર્થ થયો ?

**દાદાશ્રી :** ના, એવું નથી કહેતા. આપણે તો એમ કહ્યું કે અનીતિ કર પણ નિયમથી કરજે. એક નિયમ બાંધ કે ભઈ, મારે આટલી જ અનીતિ કરવી છે, આથી વધારે નહીં. રોજ દસ રૂપિયા દુકાને વધારે લેવા છે, એથી વધારે પાંચસો રૂપિયા આવે તોય મારે નથી લેવા.

એમ માનો ને, કોઈ એક ઈન્કમટેક્ષ ઓફિસર હોય, એની વાઈફ રોજ લઢાલઢ કરતી હોય કે, 'આ બધાએ લાંચ લઈ લઈને બંગલા બાંધ્યા ને તમે લાંચ લેતા નથી. તમે આવા ને આવા રહ્યા.' એટલે ઘણી વખત તો છોકરાની સ્કૂલની ફી પણ ઉછીની લાવવી પડે. એને મનમાં ઈચ્છા કે બસ્સો-ત્રણસો રૂપિયા ખૂટે છે, એટલા મળે તો આપણને શાંતિ રહે. પણ આમ લાંચ લેવાય નહીં એટલે શું થાય ? અને એ પણ મનમાં ડંખે ને ! તો અમે એને કહીએ કે, 'લાંચ લેવી હોય તો તું નક્કી કર ને, કે મારે મહિને પાંચસો રૂપિયાથી વધારે લેવી નહીં. પછી દસ હજાર રૂપિયા આવે તો પણ મારે ખપે નહીં.' તારે મહિને જેટલા ખૂટે છે એટલા તું લેવાનું નક્કી કર. તું આ અનીતિ કરે છે, પણ નિયમથી કરે છે. નિયમમાં રહીને અનીતિ પાળી શકાય છે અને અનીતિ નિયમમાં રહીને કર તો મને વાંધો નથી, આ નિયમ જ તને મોક્ષે લઈ જશે અને આની જોખમદારી તારી નથી, પણ નિયમથી કરે તો બહુ થઈ ગયું. અનીતિ પણ નિયમથી કરે ને, તો બહુ મોટી વસ્તુ છે, અનીતિનો નિયમ કોઈ દહાડોય રહે નહીં. કારણ કે અનીતિ કરવા ગયો કે એ વધતો જ જાય અને એ અનીતિ નિયમથી કરે તો એનું કલ્યાણ થઈ જાય.

આ અમારું ગૂઢ વાક્ય છે. આ વાક્ય જો સમજાય તો કામ થઈ જાય ને ! ભગવાન પણ ખુશ થઈ જાય કે પારકી ગમાણમાં ખાવું છે અને તે પાછો પ્રમાણસર ખાય છે ! નહીં તો પારકી ગમાણમાં ખાવું ત્યાં પછી પ્રમાણ હોય જ નહીં ને ?

આપની સમજમાં આવે છે ને કે અનીતિનો પણ નિયમ રાખ. હું

શું કહું છું કે, 'તારે લાંચ લેવી નથી અને તને પાંચસો ખૂટે છે, તો તું આ કકળાટ ક્યાં સુધી કર્યા કરીશ ?' લોકો, ભાઈબંધો પાસે ઉછીના રૂપિયા લે છે તેથી વધારે જોખમ વહોરે છે. એટલે હું એને સમજણ પાડું 'ભઈ, તું અનીતિ કર, પણ નિયમથી કર.' હવે નિયમથી અનીતિ કરે એ નીતિવાન કરતાં શ્રેષ્ઠ છે. કારણ કે નીતિવાનના મનમાં તો રોગ પેસે કે, 'હું કંઈક છું'; જ્યારે આના મનમાં રોગ પણ ના પેસે ને !

આવું કોઈ શીખવાડે જ નહીં ને ! નિયમથી અનીતિ કરે એ તો બહુ મોટામાં મોટું કાર્ય છે.

અનીતિ પણ નિયમથી છે તો એનો મોક્ષ થશે, પણ જે અનીતિ નથી કરતો, જે લાંચ બિલકુલ લેતો નથી તેનો મોક્ષ શી રીતે થાય ? કારણ કે જે લાંચ લેતો નથી, તેને 'હું લાંચ લેતો નથી' એ કેફ ચડી ગયેલો. ભગવાન પણ એને કાઢી મેલે કે, 'હેંડ જા, તારું મોઢું ખરાબ દેખાય છે, એના કરતાં પેલા લાંચના પાંચસો રૂપિયા લેતો હોય તેનું મોઢું સારું દેખાય.' એથી અમે લાંચ લેવાનું કહીએ છીએ એવું નથી, પણ જો તારે અનીતિ જ કરવી હોય તો તું નિયમથી કરજે. નિયમ કર કે ભઈ, મારે લાંચના પાંચસો જ રૂપિયા લેવા. પાંચસો રૂપિયાથી વધારે કંઈ પણ આપે, અરે પાંચ હજાર રૂપિયા આપે તોય બધા પાછા કાઢવાના. આપણને ઘરખર્ચમાં ખૂટતા હોય એટલા પાંચસો રૂપિયા જ લાંચના લેવાના. બાકી, આવી જોખમદારી તો અમે જ લઈએ છીએ. કારણ કે આવા કાળમાં લોકો લાંચ ના લે, તો શું કરે બિચારા ? તેલ-ઘીના ભાવ કેટલા ઊંચા ચડી ગયા છે, સાકરના ભાવ કેટલા ઊંચા છે ! ત્યારે છોકરાની ફીના પૈસા આપ્યા વગર રહેવાય ? જુઓને, તેલના ભાવ કંઈ સત્તર રૂપિયા કહે છે ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** ત્યારે કાળાબજાર વેપારીઓ કરે છે તેનું ચાલે અને આ નોકરોનું કોઈ ઉપરાણું લેનારો જ ના રહ્યો ? એટલે અમે તો કહીએ છીએ કે લાંચ પણ નિયમસર લેજે, તો એ નિયમ તને મોક્ષે લઈ જાય. લાંચ નથી નડતી, અનિયમ નડે છે.

**પ્રશ્નકર્તા :** પણ અનીતિ કરી એ તો ખોટું જ કહેવાયને ?

**દાદાશ્રી :** આમ એ તો ખોટું જ કહે છે ને ! પણ ભગવાનને ઘેર તો જુદી જાતની વ્યાખ્યા છે. ભગવાનને ત્યાં તો અનીતિ કે નીતિ ઉપર ઝઘડો જ નથી. ત્યાં આગળ તો અહંકારનો વાંધો આવે છે. નીતિ પાળનારને અહંકાર બહુ હોય, એને તો વગર દારૂએ કેફ ચડેલો હોય.

**પ્રશ્નકર્તા :** પણ હંમેશાંય એવું ના બને ને ?

**દાદાશ્રી :** ના. કારણ કે એ સિવાય નીતિ પાળી શકે જ નહીં ને ! કેફમાં જ નીતિ પાળે અને એનો કેફ નિરંતર વધતો જ જાય ! છતાં એ કેફમાં રહીને પણ નીતિ પાળે છે, એટલે પુણ્યૈ સારી બંધાય ને સારી ગતિ થાય. એને સારા માણસો, સંતો મળી આવે, જ્ઞાનીઓ પણ આગળ ઉપર મળી આવે. એટલે એ ખોટું નથી. એ ખોટું છે એવું મારે કહેવું પણ નથી. પણ ભગવાનને ત્યાં તો અહંકાર નડે છે.

હવે પેલા, જે નિયમથી અનીતિ પાળે છે તેને અહંકાર ના હોય. અને પાંચ હજાર આવે છે છતાં એ લેતો નથી, ત્યારે એ પ્રમાણિકતા કહેવાય ? ના. જ્યારે જે નિયમથી લાંચ લે છે, એ તો કંઈ જેવી તેવી પ્રમાણિકતા ના કહેવાય ! કારણ કે એક માણસ જો ઉપવાસ કરે તો તો એ ભૂખ્યો રહી શકે, પણ તેને કહ્યું હોય કે આજ ત્રણ જ કોળિયા ખાવાના, ચોથો કોળિયો નહીં ખાવાનો. તો એવું માણસથી કંટ્રોલ રહી શકે જ નહીં, ખાધા પછી અટકી શકે જ નહીં. એની મેળે પૂરું થાય ત્યારે અટકે ! આ વાત તમને સમજણ પડે છે ને ?

એટલે નિયમસર અનીતિ કરી તેનો મોક્ષ પેલા નીતિવાળા કરતાં પહેલો થાય. કારણ કે નીતિવાળાને નીતિ કર્યાનો કેફ હોય કે 'મેં નીતિ આખી જિંદગી પાળી છે' અને એ તો ભગવાનને પણ ગાંઠે નહીં એવો હોય, જ્યારે અનીતિ કરી એટલે આને બિચારાને તો કેફ ઊતરી જ ગયેલો હોય ને ! એને કેફ જ ના ચડે. કારણ કે એણે તો અનીતિ કરી ને તે જ એને મહીં ડંખ્યા કરે. અને જે પાંચસો રૂપિયા લીધા એનો પણ એને કેફ ના ચડે. કેફ તો નીતિવાળાને ખરેખરો ચડે અને એને તો આમ જરા

છંછેડીએ ને તો તરત ખબર પડે, ફેણ માંડીને ઊભા રહે. કારણ કે એને મનમાં એમ કે, 'અમે કંઈક કર્યું છે, આખી જિંદગી મેં નીતિ પાળી છે !'

**પ્રશ્નકર્તા :** હવે પાંચસો રૂપિયાની લાંચ લેવાની છૂટ આપી, તો પછી જેમ જરૂરિયાત વધતી જાય તો પછી એ રકમ પણ વધારે લે તો ?

**દાદાશ્રી :** ના. એ તો એક જ નિયમ. પાંચસો એટલે પાંચસો જ, પછી એ નિયમમાં જ રહેવું પડે.

એક દારૂ ના પીવાનો અહંકાર કરે છે ને એક દારૂ પીવાનો અહંકાર કરે છે, તો મોક્ષ કોનો થાય ? ત્યારે ભગવાન બેઉને કાઢી મેલે ! એ તો શું કહે છે કે, 'અમારે અહીં તો નિર્અહંકારીની જરૂર છે.' ભગવાન તો શું કહે છે, 'નીતિ તો તને સંસારમાં સુખ પડે એટલા માટે પાળવાની છે. બાકી, અમારે નીતિ-અનીતિની કશી ભાંજગડ જ નથી. તને દુઃખ સહન થતું હોય તો અનીતિ કરજે.' અનીતિથી દુઃખ જ પડે ને ? કોઈને દુઃખ આપ્યા પછી આપણને પણ દુઃખ પડે. આ તો તને સુખ પડે. એટલા હારું નીતિ કરવાની છે.

**પ્રશ્નકર્તા :** પણ અનીતિ કરે તો એને ટેવ પડી જાયને ?

**દાદાશ્રી :** ટેવ પડી જાય, એમ ? ના. એટલે કહ્યું ને, કે અનીતિ કરો પણ નિયમસર કરો. કોઈ પણ વસ્તુ નિયમસર કરવામાં આવે અને તે પણ જ્ઞાની પુરુષની આજ્ઞાપૂર્વક હોય તો તો એ કામ કાઢી નાખે.

**પ્રશ્નકર્તા :** એને અનીતિની ટેવ પડી, પછી તો એને નિયમ ના રહે ને ?

**દાદાશ્રી :** તો પછી એનો અર્થ જ નહીં ને ! અને અમારી જવાબદારી પણ નહીં ને ! આ તો શું કહ્યું કે તને પાંચસો રૂપિયા ખૂટે છે તો તારે લાંચના પાંચસો રૂપિયા લેવા. પછી કોઈક પાંચ હજાર રૂપિયા આપે તો પાંચસો ઉપરની રકમ તારે લેવી નહીં. આવું નિયમમાં જ રહે એને મુક્તિ થાય, એનો નીવેડો આવે.

**પ્રશ્નકર્તા :** કોઈ નિયમથી લાંચ લે એને લોભ જ ના થાયને, પછી ?

**દાદાશ્રી :** અરે ! આ નિયમ તો એને ઠેઠ મોક્ષે લઈ જાય અને લોભ તો સડસડાટ ઊડી ગયો. અને એ થઈ શકે એવી સ્થિતિ છે, એ કરી શકાય એવું છે.

**પ્રશ્નકર્તા :** અને કોઈ લાંચ લેતો જ નથી, એનું શું થાય ?

**દાદાશ્રી :** એ રખડી મરે. લાંચ મળતી હોય ને ના લે એટલે એને અહંકાર વધતો જાય. અને પેલો લાંચ લે છે પણ નિયમથી એટલે કે જે ઘરખર્ચમાં ખૂટતા રૂપિયા પૂરતું જ પાંચસો રૂપિયા લે છે. હવે એને પછી કોઈ પાંચ હજાર રૂપિયા આપવા આવ્યો હોય તો પણ એ લે નહીં, પાંચસોથી વધારે એક પૈસો પણ નહીં, એટલે આવો નિયમ પાળે તો એ મોક્ષે જાય.

અત્યારે માણસ શી રીતે આ બધી મુશ્કેલીમાંથી દહાડા કાઢે ? અને પછી એને ખૂટતા રૂપિયા ના મળે તો શું થાય ? ગૂંચવાડો ઊભો થાય કે રૂપિયા ખૂટે છે, એ ક્યાંથી લાવવા ? આ તો એને ખૂટતા બધા આવી ગયા, એનેય પછી પઝલ સોલ્વ થઈ ગયું ને ! નહીં તો આમાંથી માણસ ઊંધો રસ્તો લે ને પછી અવળે રસ્તે ચાલ્યો જાય, પછી એ આખી લાંચ લેતો થઈ જાય. એના કરતાં આ માર્ગ વચગાળાનો કાઢ્યો છે અને એ અનીતિ કરી છતાં નીતિ કહેવાય અને એનેય સરળતા થઈ ગઈ ને નીતિ કહેવાય અને એનું ઘર ચાલે.

અમે તો શું કહ્યું કે તું જૂઠું બોલીશ જ નહીં અને જો તારે જૂઠું બોલવું જ હોય તો નિયમથી બોલ કે આજ મારે પાંચ જ જૂઠ બોલવાં છે, છઠ્ઠી વખત નહીં, તો મોક્ષે જઈશ. પછી એ પાંચ જૂઠ બોલીને વપરાઈ જાય ત્યાર પછી એની બહેને કંઈક ચારિત્રસંબંધી દોષ કર્યો હોય, ત્યારે કોઈ પૂછે કે, 'ભઈ, આ તમારા બહેનની વાત સાચી છે ?' ત્યારે પેલાને આ પાંચ જૂઠ તો થઈ ગયાં, હવે છઠ્ઠું જૂઠ તો બોલાય નહીં, એટલે એને 'સાચું છે' એમ કહેવું પડે. પાંચ ના વપરાઈ ગયાં હોત તો પાંચમું આને વાપરત, પણ પાંચ જૂઠ વપરાઈ ગયાં ! આને નિયમથી અનીતિ કહ્યું.

કોઈ ચોર ચોરી કરતો હોય, પણ જો નિયમથી ચોરી કરે તો એ

નિયમ એને મોક્ષે લઈ જાય. નિયમથી ચોરી કરે એટલે શું ? કે એને મહિનામાં બે ચોરીઓ કરવાની કહી હોય. હવે પહેલી ફેરા હાથ માર્યો તો એને દસ રૂપિયા હાથમાં આવ્યા, ફરી વાર હાથ માર્યો તો ચાલીસ રૂપિયા આવ્યા. એટલે ચાળીસ ને દસ, એમ મહિનામાં પચાસ રૂપિયા મળ્યા. હવે જો પહેલો હાથ ના માર્યો હોત તો એને બીજા ત્રણસો મળે એવું હતું, પણ બે વખત થઈ ગયું એટલે હવે લેવાય નહીં. એણે કોઈકના ગજવામાં હાથ ઘાલીને જોઈ લીધું કે આ તો ત્રણસો રૂપિયા છે, પણ તરત એને થયું કે આ તો ખોટું કર્યું, મારે બે ફેરા ચોરી તો થઈ ગઈ છે, એટલે એણે છોડી દીધું. આને નિયમથી અનીતિ કહેવાય.

મૂળ વસ્તુસ્થિતિમાં હું શું કહેવા માગું છું એ જો સમજે ને, તો કલ્યાણ થઈ જાય. દરેક વાક્યમાં હું શું કહેવા માગું છું, એ આખી વાત જ જો સમજવામાં આવે તો કલ્યાણ થઈ જાય. પણ જો એ એની ભાષામાં વાતને લઈ જાય તો શું થાય ? દરેકની ભાષા સ્વતંત્ર હોય જ, તે પોતાની ભાષામાં લઈ જઈને ફીટ કરી દે, પણ આ એની સમજણમાં ના આવે કે 'નિયમથી અનીતિ કર !'

**પ્રશ્નકર્તા :** દાદા, મેં પણ જ્યારે પહેલી વખત વાંચ્યું ત્યારે હું એકદમ વિચાર કરતો થઈ ગયો, કે આ શું, દાદા શું કહેવા માગે છે ! પછી મને લાગ્યું કે આ તો બહુ ગજબનું વાક્ય છે.

**દાદાશ્રી :** હા, અક્રમ વિજ્ઞાન એટલે શું કે નેગેટિવ પોલિસી જ નહીં કે 'તમે કેમ ચોરીઓ કરો છો ને તમે કેમ જૂઠું બોલો છો ? કેમ વ્યવહાર ખરાબ કરો છો ?' એવી તેવી નેગેટિવ પોલિસી જ નહીં.

❖❖❖❖❖

## [૨૧]
# કળા, જાણીને છેતરાવાની

### ... ત્યાં 'જ્ઞાની' જાણીબૂજીને છેતરાય

બુદ્ધિનો દુરુપયોગ લોકો કરતા હશે કે નથી કરતા ? બધા દુકાનદારોએ એ જ ધંધો માંડ્યો છે ને ! આ અમારા જેવા કશું લેવા જાય તો 'આવો સાહેબ, આવો સાહેબ' કરીને બે-ત્રણ રૂપિયા વધારે પડાવી લે અને અમે આપીએ પણ ખરા. અમે જાણીએ કે આ લાલચુ છે. અમે એક ફેરો એક દુકાનમાં પેઠા તો અમે ત્યાંથી જે ખરીદવા માટે ગયા હોય તે ખરીદ્યા વગર નીકળીએ નહીં. નહીં તો 'આવો સાહેબ, આવો સાહેબ'ની એની મહેનત કરેલી નકામી જાય. અમે એની મહેનત નકામી જાય એવું ના કરીએ. ભલે, અમે એને ત્યાં છેતરાઈને આવીએ. અમે જાણીએ ખરા કે આ ક્વૉલિટી આવી છે, અમે તરત ઓળખી કાઢીએ. હવે તો અમારે દુકાને લેવાનું જ કશું રહ્યું નહીં ને ! દુકાને જવાનું નહીં ને લાવવાનું પણ નહીં, કશું રહ્યું જ નહીં ને !

કોઈ જગ્યાએ છેતરાવું નહીં, એનું નામ જ્ઞાની. છેતરાય ક્યાં ? જાણીબૂજીને ! જ્ઞાની જાણે કે આ ભલો માણસ છે, એ બિચારો મુશ્કેલીમાં છે, તો એને 'લેટ ગો' કરો.

### છેતરાયા પણ કષાય ન થવા માટે

અમારા ભાગીદારે એક ફેરો મને કહ્યું કે, 'તમારા ભોળપણનો લોકો લાભ ઉઠાવી જાય છે.' ત્યારે મેં કહ્યું કે, 'તમે મને ભોળા કહો છો, માટે તમે જ ભોળા છો, હું સમજીને છેતરાઉં છું'. ત્યારે એમણે કહ્યું કે, 'હવે હું આવું ફરી નહીં બોલું.' હું જાણું કે આ બિચારાની મતિ આવી છે, એની

દાનત આવી છે, માટે એને જવા દો, લેટ ગો કરોને ! આપણે કષાયથી મુક્ત થવા આવ્યા છીએ. આપણે કષાય ન થવા છેતરાઈએ છીએ. એટલે ફરી હઉ છેતરાઈએ. સમજીને છેતરાવામાં મઝા ખરી કે નહીં ? સમજીને છેતરાવાવાળા ઓછા હોય ને ?

**પ્રશ્નકર્તા :** હોય જ નહીં.

**દાદાશ્રી :** નાનપણથી મારો 'પ્રિન્સિપલ' એ હતો કે સમજીને છેતરાવું. બાકી, મને મૂરખ બનાવી જાય અને છેતરી જાય એ વાતમાં માલ નથી. આ સમજીને છેતરાવાથી શું થયું ? બ્રેઈન ટોપ ઉપર પહોંચી ગયું, મોટા મોટા જજોનું બ્રેઈન કામ ના કરે એવું કામ કરતું થઈ ગયું. જજો હોય છે એ પણ આમ તો સમજીને છેતરાયેલા. અને સમજીને છેતરાવાથી બ્રેઈન ટોપ ઉપર પહોંચી જાય. પણ જોજે, તું આવો પ્રયોગ ના કરીશ. આપણે તો જ્ઞાન લીધું છે ને ? આ તો જ્ઞાન ના લીધું હોય ત્યારે આવો પ્રયોગ કરવાનો.

એટલે સમજીને છેતરાવાનું છે, પણ એ કોની જોડે સમજીને છેતરાવાનું ? રોજનો જ વ્યવહાર જેની જોડે હોય એની જોડે. અને બહાર પણ કોઈકની જોડે છેતરાવાનું, પણ સમજીને. પેલો જાણે કે મેં આમને છેતર્યા અને આપણે જાણીએ કે એ મૂરખ બન્યો.

## ખરીદી, પણ છેતરાઈને...

**પ્રશ્નકર્તા :** આપ સમજીને છેતરાયા હોય, એવા કોઈ દાખલા આપો ને !

**દાદાશ્રી :** અરે, બધી બહુ બાબતોમાં અમે સમજીને છેતરાયેલા. આ વેપારીઓ પણ મને છેતરે ! 'આવો આવો, પધારો પધારો' કરે ને છેતરે. હું કહું કે ભાઈ એક જોટો ધોતિયાનો લાવો અને એક ખમીસનું કાપડ લાવો ને એક કોટનું કાપડ લાવો. ભાવ-બાવ ના પૂછું. હું જાણું કે આપણા ઓળખાણવાળા છે બધા. હવે બીજો કોઈ વેપારી હોય તે પાછો મને મળે તો કહેશે, પેલાના ભાવ દેખાડો જોઈએ. ત્યારે એ મને કહી દે કે, 'આટલો

તમારી પાસે ભાવ વધારે લીધો છે.' ત્યારે હું કહું કે 'આ તો હું સમજીને છેતરાયો છું.' હું જાણું કે જો એ વધારે નહીં લે, તો એના મનને ઠંડક નહીં થાય. આવા સારા ઘરાક આવ્યા ને જો એ વધારે ના આપે તો બીજો કોણ ઘરાક આપવાનો છે ? આવા ખાનદાન ઘરાક આવ્યા તે ના આપે તો બીજા કચકચિયા તો આપવાના જ શું તે ? અમે કોઈ દહાડોય કચકચ ના કરીએ અને આપણાં પગલાં પડે તો એને બિચારાને સંતોષ થવો જોઈએ. આપણાં પગલાં પડ્યાં માટે એને સંતોષ થવો જ જોઈએ અને જો આપણાં પગલાં થયાં અને એનું મોઢું બગડે કે 'આ ઘરાક ક્યાંથી આવો આવ્યો.' શું કહેશે ? કે 'જોટો લઈ ગયા અને ઉપરથી બે રૂપિયા કાપી ગયા.' અલ્યા, રૂપિયા પૂરા આપ્યા અને પાછું આવું મોઢું બગાડે છે ? પણ જો આ કચકચ કરીને બે રૂપિયા ઓછા આપ્યા તો એનું મોઢું બગડ્યું ને ! નહીં તો પેલા અઢાર રૂપિયા વધારે લીધા છે તે બધાય દીપત. આ તો સોળ વધારે આપ્યા તે દીપ્યા નહીં. એક સોનાના કળશ માટે આખું મંદિર બગાડ્યું ?

એટલે અમે તો આ સમજીને છેતરાઈએ ! આ તો નાનો દાખલો આપું છું વેપારીઓ પાસે છેતરાયાનો. પણ અમને બધા જ છેતરે, બૂટવાળો પણ છેતરે ને ! મહીં એકાદ-બે સારાય મળેલા પાછા કે બિલકુલેય છેતરે નહીં. ત્યારે એ શું જાણે કે આ ભોળા છે. તેથી કવિરાજે શું લખ્યું છે કે,

''માનીને માન આપી, લોભિયાથી છેતરાય,
સર્વનો અહમ્ પોષી, વીતરાગ ચાલી જાય.'' - નવનીત

અહમ્ પોષીને વીતરાગ ચાલ્યા જાય ! એનો બિચારાનો અહમ્ પોષાય અને આપણો છૂટકારો થઈ ગયોને ! નહીં તોય રૂપિયા કંઈ ઠેઠ આવવાના છે ? એના કરતાં અહીં એમ ને એમ છેતરાઈને લોકોને લઈ લેવા દોને ! નહીં તો પાછળ લોક વારસદાર થશે, એટલે છેતરાવા દો ને ! અને એ છેતરવા આવ્યો છે, તેને કંઈ આપણાથી ના કહેવાય છે ? છેતરવા આવ્યો તેનું મોઢું શું કરવા દબાવીએ ?

## ...પરિણામે વિજ્ઞાન પ્રગટ થયું

અમે તો માંકણનેય લોહી પીવા દેતા હતા કે અહીં આવ્યો છે તો

હવે જમીને જા. કારણ કે મારી હોટલ એવી છે કે આ હોટલમાં કોઈને દુઃખ આપવાનું નહીં, એ અમારો ધંધો. એટલે માંકણનેય જમાડ્યા છે. હવે ના જમાડીએ તો એમાં કંઈ આપણને સરકાર દંડ કરવાની છે ? ના. અમને તો આત્મા પ્રાપ્ત કરવો હતો. કાયમ ચોવિહાર, કાયમ કંદમૂળ ત્યાગ, કાયમ ગરમ પાણી, એ બધું કરવામાં કંઈ બાકી રાખ્યું નહોતું ! ને ત્યારે જો પ્રગટ થયું, આખું 'અક્રમ વિજ્ઞાન' પ્રગટ થયું, જે આખી દુનિયાને સ્વચ્છ કરી નાખે એવું વિજ્ઞાન પ્રગટ થયું છે !

## ...પણ એમાં હેતુ મોક્ષનો જ

**પ્રશ્નકર્તા :** આપ તો સમજીને છેતરાયા, પણ પેલો ધોતિયાના પૈસા વધારે લઈ ગયો, એમાં એની શી દશા થાય ? એને લાભ કે ગેરલાભ ?

**દાદાશ્રી :** એનું જે થવાનું હોય તે થાય. એણે મારી શિખામણથી આ નથી કર્યું. અમે તો એની વૃત્તિ પોષી છે. હક્કનું ખાવા આવ્યું તો ભલે અને અણહક્કનું ખાવા આવ્યું તો પણ અમે લાપોટ નથી મારી, ખાઈજા બા ! એનો એને તો ગેરલાભ જ થાય ને ! એણે તો અણહક્કનું લીધું એટલે એને ગેરલાભ થાય, પણ અમારો મોક્ષ ખુલ્લો થયો ને ! 'સર્વનો અહમ્ પોષી વીતરાગ ચાલી જાય.' આ અહમ્ ના પોષીએ તો આ લોકો આપણને આગળ જવા જ ના દે ! 'અમારું આ બાકી રહ્યું, અમારું આ બાકી રહ્યું' એમ કહીને અટકાવે. આગળ જવા દે કોઈ ? અરે, ફાધર-મધર પણ ના જવા દે ને ! એ તો 'તેં મારું કશું ધોળ્યું નહીં' કહેશે. અલ્યા, આવો બદલો ખોળો છો ? બદલો તો સહેજાસહેજ મળતો હોય તો સારી વાત છે, નહીં તો માબાપે બદલો ખોળવાનો હોય ? બદલો ખોળે એ માબાપ જ ના કહેવાય, એ તો ભાડૂત કહેવાય ! સમજીને છેતરાવાવાળા ઓછા હોય ને ?

**પ્રશ્નકર્તા :** ના હોય.

**દાદાશ્રી :** ત્યારે એમને મોક્ષનો માર્ગ પણ મળી આવે ને !

**પ્રશ્નકર્તા :** સામાને છેતરવાનો ચાન્સ આપે છે એ ખોટું નહીં ?

**દાદાશ્રી :** આ તો પોતાના એડવાન્સ માટે છે ને ! છેતરવાનો ચાન્સ એના એડવાન્સ માટે છે ને આપણે આપણા એડવાન્સ માટે છેતરાવાનો ચાન્સ છે. પેલો એની પૌદ્ગલિક પ્રગતિ કરે છે ને આપણે આત્માની પ્રગતિ કરીએ, એમાં ખોટું શું છે ? એને આંતરે ત્યારે ખોટું કહેવાય.

આપણને છેતરી ગયો પણ પાછો એને કોઈ માથાનો મળે, તે એને મારી મારીને એના છોડાં કાઢી નાખે કે, 'અલ્યા તું મને છેતરે છે ?' એવું કહીને પેલાને મારે !

પહેલેથી હું તો જાણી જોઈને છેતરાતો. એટલે લોક મને શું કહેતા ? કે 'આ છેતરનારને ટેવ પડી જશે, એની જોખમદારી કોના માથે જાય ? તમે આ લોકોને જતા કરો છો તેથી બહારવટિયા ઊભા થાય છે.' પછી મારે એને ખુલાસો આપવો જ પડે ને ? અને ખુલાસો પદ્ધતિસર હોવો જોઈએ. એમ કંઈ મારી ઠોકીને ખુલાસો અપાય ? પછી મેં કહ્યું કે, 'તમારી વાત સાચી છે કે મારે લીધે બહારવટિયા જેવા અમુક માણસો થયા છે.' તેય બધા માણસો નહીં, બે-પાંચ માણસો, કારણ કે એમને એન્કરેજમેન્ટ મળ્યું ને ! પછી મેં કહ્યું કે, 'મારી વાત જરા સ્થિરતાથી સાંભળો. મેં પેલાને એક ધોલ મારી હોય, જે મને છેતરી ગયો તેને તો, અમે તો દયાળુ માણસ, તે ધોલ કેવી મારીએ, એ તમને સમજમાં આવે છે ?' પેલા ખુલાસા માંગનારને મેં પૂછ્યું ત્યારે પેલો કહે, 'કેવી મારે ?' ત્યારે મેં કહ્યું, 'પોલી મારે.' એનાથી એન્કરેજમેન્ટ વધારે થાય કે ઓહોહો, બહુ ત્યારે આટલીક જ ધોલ મારશે ને ? તો હવે આ જ કરવા દે.' માટે દયાળુ માણસ છોડી દે એ જ બરોબર છે. પછી પેલાને આમ છેતરતા બીજું-ત્રીજું સ્ટેશન આવશે, એમાં કોઈ એકાદ એવો એને ભેગો થઈ જશે કે એ એને મારી મારીને ફૂરચા કાઢી નાખશે, તે ફરી આખી જિંદગીમાં ખો ભૂલી જશે, એને છેતરવાની ટેવ પડી છે એ પેલો એની ટેવ ભાંગી આપશે, બરોબરનું માથું તોડી નાખે. તમને સમજાયું ને ? ખુલાસો બરોબર છે ને ? પણ આ જ્ઞાન પછી તો અમારે એ બધા સંગ જ છૂટી ગયેલા ને ! આમેય '૪૬ પછી વૈરાગ આવી ગયેલો ને '૫૮માં આ જ્ઞાન પ્રગટ થયું !

જાણીને છેતરાવું એ બહુ મોટામાં મોટી પુણ્યૈ ! અજાણથી તો સહુ

કોઈ છેતરાયેલા. પણ અમે તો આખી જિંદગી આ જ ધંધો માંડેલો કે જાણીને છેતરાવું ! સરસ બિઝનેસ છે ને ? છેતરનાર મળે એટલે જાણવું કે આપણે બહુ પુણ્યશાળી છીએ, નહીં તો છેતરનાર મળે નહીં ને ! આ હિન્દુસ્તાન દેશ એમાં બધા કંઈ પાપી લોકો છે ? તમે કહો કે મને તમે છેતરો જોઈએ. તો એ કહેશે, આ જોખમદારીમાં હું ક્યાં હાથ ઘાલું ? અને જાણીને છેતરાવા જેવી કોઈ કળા નથી ! લોકોને તો ગમે નહીંને, આવી વાત ? લોકોનો કાયદો ના પાડે છે ને ? તેથી તો છેતરવાની આદત પાડે છે ને ! ટીટ ફોર ટેટ એવું શીખવાડે છે ને ? પણ આપણાથી શું ધોલ મરાય ? અને હું ધોલ મારું તો પોલી મારું. એક જગ્યાએ ઉઘરાણી કરવા ગયો હતો, ત્યારે એને ત્યાં બીજા કોઈની જપ્તી આવેલી. હું તો થોડીવાર બેઠો, તે પેલાને જપ્તીમાં કંઈક વીસ રૂપિયા ભરવાનાં હશે, તેટલા રૂપિયા પણ એની પાસે નહોતા, બિચારો આમ આંખમાંથી પાણી કાઢવા માંડ્યો. ત્યારે મેં કહ્યું કે, 'લે, વીસ હું આપું છું,' તે વીસ રૂપિયા હું આપીને આવ્યો ! તે ઉઘરાણીએ ગયેલો વીસ રૂપિયા આપીને આવતો હશે ?

## ...પરિણામે કઈ બુદ્ધિ ઉત્પન્ન થાય ?

સમજીને છેતરાવા જેવો કોઈ પરમાર્થ નથી અને આખી જિંદગી હું જાણી જોઈને જ છેતરાયેલો છું. લોકો કહે છે, 'એનું ફળ શું ?' ત્યારે મેં કહ્યું કે, 'જાણીને છેતરાય એને શું પદ મળે ? કે દિલ્હીમાં જે કોર્ટ હોય છે ને, સુપ્રીમ કોર્ટ, તે સુપ્રીમ કોર્ટના જજનેય ટૈડકાવે એવી બુદ્ધિ ઉત્પન્ન થાય.' એટલે શું ? કે જજનીયે ભૂલો કાઢે એવું હાઈક્લાસ પાવરફૂલ મગજ થઈ જાય. કાયદામાં લઈ લે એવી બુદ્ધિ ઉત્પન્ન થાય. જે જાણી જોઈને છેતરાય છે, જે કોઈને છેતરતો નથી એનું મગજ એવું હાઈ લેવલ પર જાય ! પણ એવું જાણીજોઈને છેતરાય કોણ ? એવો કયો પુણ્યશાળી હોય ? અને આ સમજણ જ શી રીતે એડોપ્ટ થાય ? આ સમજણ જ કોણ આપે ? છેતરવાની સમજણ આપે, પણ આ જાણીને છેતરાવાની સમજણ કોણ આપે ?

## જાણીને છેતરાઈ તો જુઓ

અહીં તો છેતરાવા જેવી કશી વસ્તુ જ નથી, પણ છેતરાઈને આવે

તો બહુ ઉત્તમ ! પણ એને આની કિંમત શી આવશે, એની સમજણ જ નથી ને ! છેતરાઈને આવવાની કિંમત આટલી બધી આવે એવું જાણે લોકો ?

**પ્રશ્નકર્તા :** લોકો જાણે જ નહીં ને !

**દાદાશ્રી :** પણ અમે તો નાનપણમાંથી છેતરાવાની સીસ્ટમ રાખેલી. અમારા માજીએ શિખવાડેલી, એ પોતે પણ જાણીને છેતરાય ને બધાંને સંતોષ આપે. મને એ બહુ ગમેલું કે આ તો બધાંને સંતોષ બહુ સરસ આપે છે ! અને છેતરાઈને શુંયે મૂડી હતી, તે જતી રહેવાની છે ? મૂડીમાં શી ખોટ જતી રહેવાની છે ?

**પ્રશ્નકર્તા :** હજુ સમજીને છેતરાવાની હિંમત નથી આવતી.

**દાદાશ્રી :** છેતરાવાની હિંમત ? અરે, મને તો જરાય વાર લાગે નહીં અને મને છેતરવા આવે એટલે હું સમજી જાઉં કે આ છેતરવા આવ્યો છે માટે આપણે છેતરાઈ જાવ, ફરી આવો ઘરાક મળવાનો નથી. ફરી આવો ઘરાક ક્યાંથી મળે ? ને જો તારી હિંમત જ નથી ચાલતીને !

**પ્રશ્નકર્તા :** આ વેપારમાં શું થાય છે કે આપણને ખબર છે કે આ માલની માર્કેટ પ્રાઈસ આ છે. પેલો માણસ એક ટને હજાર રૂપિયા વધારે ચાર્જ કરે છે, તો એમ સમજીને એક હજાર રૂપિયા વધારે આપતાં હિંમત થાય નહીં. એટલે પછી પેલાને કહેવાઈ જાય કે, 'નહીં, આ પ્રાઈસ તો હોવી જ જોઈએ.' એની જોડે પહેલાં થોડું ઘણું બોલવું પડે.

**દાદાશ્રી :** સમજીને આપવા એ તો એવું છે ને, કે અમે જાણીજોઈને છેતરાઈએ છીએ એ તો અપવાદ છે અને અપવાદ એ કોઈક ફેરો જ હોય. બાકી, લોકો જાણીજોઈને છેતરાય છે તે તો શરમના માર્યા અગર તો બીજા અંદરના કોઈ કારણના માર્યા છેતરાય છે. બાકી લોકોને જાણીજોઈને છેતરાવું એવો ધ્યેય ના હોય, જ્યારે અમારો તો ધ્યેય હતો એ કે જાણીજોઈને છેતરાવું.

## જમીને જવા દો

અમે માંકણને જાણીજોઈને કૈડવા દેતા હતા, એને પાછો તો ના

કઢાય બિચારાને ! આપણી હોટલમાં આવ્યો ને જમ્યા વગર જાય ? હવે એ ફળ શું આપે ? એ માંકણમાં રહેલા વીતરાગ અમારી મહીં રહેલા વીતરાગને ફોન કરે કે, 'આવા દાતા કોઈ જોયા નથી માટે આમને છેલ્લામાં છેલ્લું પદ આપો.' આ માંકણ હોય છે તે ક્યારેય ભૂખે મરતા નથી, રોજેય જમી લે છે. આ લોકો ઊંઘે છે ત્યારે એ જમી જ લે છે ને ? પણ અમે શું કર્યું કે જાગતા જમી લેવા દો. લોક ઊંઘે ત્યારે જમવા દે કે ના જમવા દે ? એટલે આ માંકણ એ ભૂખે મરે એવી જાત નથી, પણ લોકો ઊંઘતા જમવા દે છે અને અમે જાગતા જમવા દઈએ છીએ અને પાછું એને મારવા કરવાની વાત જ નહીં. આમ હાથમાં તરત આવે, પણ અમે એને પાછું પગ ઉપર મૂકી દઈએ. જો કે હવે મારી પથારીમાં માંકણ આવતા જ નથી, બિચારાનો હિસાબ પૂરો થઈ ગયો છે. જો હિસાબ અધૂરો રાખીએ તો હિસાબ કાચા રહે.

આ કેટલાક લોકો માંકણને મારે નહીં, ત્યારે બહાર જઈને નાખી આવે, પણ હાથમાં આવ્યો એટલે છોડે નહીં. પછી હું એને પૂછું કે આ તને ચોક્કસ મહીં ખાતરી થઈ ગઈ છે કે આ એક ઓછો થઈ ગયો હવે ? એવી કઈ ગેરેન્ટીથી તું સમજી ગયો કે આ એક ઓછો થયો ? અને એવા ઓછા થતા હોય તો તો રોજ ઓછા જ થતા જાય. પછી મેં કહ્યું કે માંકણને મારવાની જરૂર નથી. એની સીઝન આવે છે, ત્યાર પછી એની મેળે એ ખલાસ થઈ જાય છે, નહીં તો ખલાસ કરવા માંગો તોય ખલાસ થાય નહીં. અહીં તમે મારીઝૂડીને ખલાસ કરો ત્યારે પડોશીને ઘેરથી પેસી જાય. હવે માંકણ કૈડે, ત્યારે આપણને પ્રેમ ક્યાં છે એ ખબર પડે. જો દેહ ઉપર હજુ પ્રેમ છે તો આત્મા ઉપર પ્રેમ ક્યારે આવશે ?

અને માંકણ બિચારા જમવા આવે છે ત્યારે અહીં કંઈ ડબ્બો લઈને નથી આવતા. એ ખાય એટલું જ, પણ જોડે ટિફિન કશું લઈ જવાનું નહીં. ટિફિન ભરી જતા હશે ? પણ એ જમે એટલું બધું કે બિચારાને આમ હાથ અડાડે તો પેટ ફૂટી જાય એનું, તે મરી જાય બિચારો ! ને આપણો હાથ પાછો ગંધાય !

તને આ બધો સંસાર ગમે ? શી રીતે ગમે તે ? હું તો આ બધું

જોઈને જ કંટાળી ગયેલો ! અરેરે, કઈ જગ્યાએ સુખ માન્યું છે આ લોકોએ ! અને શી રીતે માન્યું છે સુખ આ ? વિચાર્યું જ નથી ને ! જ્યાં કશું બને છે એમાં કશું વિચાર જ નથી કર્યો ! આ સંબંધી વિચાર જ કશો કોઈ જાતનો નહીં ? ત્યારે વિચાર તો આખો દહાડો પૈસામાં ને પૈસામાં કે કેવી રીતે પૈસા મળે અને નહીં તો વહુ પિયર ગઈ હોય તો ત્યાં આગળ એ વિચાર આવ્યા કરે કે આજ એક કાગળ લખું કે જલદી આવી જાય ! બસ, આ જ બે વિચાર, બીજું કશું વિચાર જ નહીં ! એટલે પાશવતાના વિચાર કે કોનું લઈ લઉં ને ક્યાંથી ભેગું કરું ? અલ્યા, આ તો ફ્રી ઑફ કોસ્ટ છે, એને શું કરવા માથાકૂટ કરે છે ? એ તો હિસાબ તારો નક્કી થઈ ગયેલો છે. તને આટલા પૈસા આવશે. આ પેશન્ટ આટલા પૈસા આપશે, આ પેશન્ટ એક આનોય નહીં આપે.

## સમજીને છેતરાવું, પ્રગતિ લાવે

એટલે આપણે તો છેતરાઈને આગળ જવું. સમજીને છેતરાવા જેવી પ્રગતિ આ જગતમાં કોઈપણ નથી. મનુષ્ય જાતિ પરનો વિશ્વાસ એ તો બહુ ઊંચી વસ્તુ છે. દસ જણાના વિશ્વાસઘાત થાય તો બધાને છોડી દેવા ? ના છોડી દેવાય. આપણા લોક તો શું કરે છે ? બે-પાંચ ભાઈબંધોએ દગો દીધો હોય તો 'આ બધા દગાખોર છે, બધા દગાખોર છે' કહેશે. અલ્યા, ના બોલાય. આ તો આપણી હિન્દુસ્તાનની પ્રજા, આમ આડવંશ દેખાય છે આવી, પણ પરમાત્મા જેવા છે ! ભલેને, સંજોગોને લીધે આવી દશા થઈ છે, પણ મારું જ્ઞાન આપું તો કલાકમાં તો કેવા થઈ જાય છે ! એટલે પરમાત્મા જેવા છે, પણ એમને સંજોગ બાઝયો નથી.

## ...ને સમજીને છેતરવું, અધોગતિ લાવે

એટલે સમજીને છેતરાવું એ પ્રગતિ આપે છે અને અણસમજણથી છેતરાવું એમાં લાભ નથી, એમાં છેતરનાર માર ખાય છે. આ આદિવાસીને શેઠિયાઓ શું કરે છે ? શેઠિયા વેપારી હોય, અને એ આદિવાસી જોડે બુદ્ધિનો દુરુપયોગ કરે કે ના કરે ? પોતાની વધારે બુદ્ધિથી પેલા ઓછી બુદ્ધિવાળાને છેતરે ! તેમાં આદિવાસી તો એનો જે હિસાબ બનવાનો હતો

તે બની ગયો, પણ પેલો વેપારી તો ફરી આદિવાસી થાય નહીં, પણ જાનવરપણું આવે. એટલે લોકો પોતે પોતાની જાતને છેતરી રહ્યા છે ને ! બીજા કોઈને છેતરી શકે નહીં ને !

## જગતમાં, સિદ્ધાંત સ્વતંત્રતાનો

તેથી મેં કહ્યું છે કે આ જગતમાં કોઈ જીવ કોઈ જીવમાત્રને ડખલ કરી શકે એમ છે જ નહીં, બિલકુલ સ્વતંત્ર છે, ભગવાન પણ ડખલ ના કરી શકે એટલી બધી સ્વતંત્રતા છે. ભગવાન શાને માટે ડખલ કરે ? ભગવાન તો જ્ઞાતા-દ્રષ્ટા ને પરમાનંદી છે, એમને આ શી ભાંજગડ છે ? આટલું જાણે તોય બહુ થઈ ગયું કે કોઈ જીવ કોઈ જીવનામાં કિંચિત્‌માત્ર ડખલ કરી શકે એવું આ જગત નથી. એટલા પરથી જો આખો સિદ્ધાંત સમજી જાય તો સ્વતંત્ર થઈ ગયો.

❖❖❖❖❖

## [૨૨]
# ઉઘરાણીની ઉપાધિ

## અને જ્ઞાનીએ જગત કેવું જોયું ?

કેટલાક લોક કહે છે કે, 'અમે કો'કને પૈસા ધીર્યા છે તે બધા ઘલાઈ જશે.' ના, આ જગત બિલકુલેય એવું નથી. કેટલાક કહેશે, 'પૈસા આપે તો ઘલાય જ નહીં.' એવુંય જગત નથી. જગત પોતે પોતાના હિસાબથી જ છે. તમારું ચોખ્ખું હોય તો કોઈ તમારું નામ ના દે એવું જગત છે.

મનમાં એમ થાય કે 'કોઈ ચોર પકડશે તો શું થશે ?' કશું એવું બને એવું નથી અને જે પકડાવાના છે તેને કોઈ છોડવાના નથી, તો પછી ભડકવાનું શેને માટે ? જે હિસાબ હશે તે ચૂકતે થઈ જશે અને હિસાબ નહીં હોય તો કોઈ કશું નામ દેનારા નથી. હવે આમાં નીડરેય નથી થઈ જવાનું કે મારું નામ કોણ દે ? એવું પાછું બોલાય જ નહીં. એ તો બીજાને પડકાર આપ્યો કહેવાય. બાકી મનમાં ભડકશો નહીં, ભડકવા જેવું આ જગત નથી.

આપણું ઘડિયાળ હોય ત્રણ હજાર રૂપિયાનું અને ફોર્ટ એરિયામાં પડી ગયું હોય. ફોર્ટ એરિયા એટલે તો મહાસાગર કહેવાય, તે મહાસાગરમાં પડેલું કંઈ ફરી જડે નહીં. આપણે આશાય રાખીએ નહીં. પણ ત્રણ દહાડા પછી જાહેરખબર આવે છાપામાં, કે જેનુ ઘડિયાળ ખોવાયું હોય તે એનો પુરાવો આપીને અને જાહેરખબરનો ખર્ચ આપીને લઈ જાવ. એટલે આવું આ જગત છે, બિલકુલ ન્યાય સ્વરૂપ ! તમને રૂપિયા ના આપે તેય ન્યાય છે, પાછા આપે છે તેય ન્યાય છે. આ બધો હિસાબ મેં બહુ વર્ષો પહેલાં કાઢી રાખેલો. એટલે રૂપિયા ના આપે એમાં એનો કોઈનો દોષ નથી. એવી

રીતે પાછા આપવા આવે છે એમાં એનો ઉપકાર શો ? આ જગતનું સંચાલન તો જુદી રીતે છે.

## એના હિસાબ કુદરત ચૂકવશે

તમારી પાસેથી કોઈ રૂપિયા લઈ ગયું. પછી ત્રણ કે ચાર વર્ષ થઈ જાય, તો આપણી રકમ વખતે કોર્ટના કાયદાની બહાર જતી રહે, પણ નેચરનો કાયદો આ લોકો તોડી શકે નહીં ને ! નેચરના કાયદામાં રકમ વ્યાજ સાથે પાછી આપે છે. અહીંના કાયદામાં કશું ના મળે, આ તો સામાજિક કાયદો છે. પણ પેલા નેચરના કાયદામાં તો વ્યાજ સાથે મળે છે. એટલે કોઈ જગ્યાએ કોઈ આપણા રૂપિયા, ત્રણસો રૂપિયા ના આપતો હોય તો આપણે એની પાસે લેવા જોઈએ. પાછા લેવા માટે કારણ શું છે કે આ ભઈ રકમ જ નથી આપતો તો કુદરતનું વ્યાજ તો કેટલું બધું હોય ! સો-બસો વર્ષમાં તો કેટલી રકમ થઈ જાય ! એટલે આપણે એની પાસે ઉઘરાણી કરીને પાછા લઈ લેવા જોઈએ. એટલે બિચારો એટલો બધો જોખમમાં તો ના ઊતરે ! પણ પેલો આપે જ નહીં ને જોખમમાં ઊતરે તેના આપણે પછી જોખમદાર નથી.

**પ્રશ્નકર્તા :** કુદરતના વ્યાજનો દર શું છે ?

**દાદાશ્રી :** નેચરલ ઈન્ટરેસ્ટ ઈઝ વન પરસેન્ટ પર બાર મહિને, એટલે સો રૂપિયે એક રૂપિયો ! વખતે તે ત્રણસો રૂપિયા ના આપે તો કશો વાંધો નહીં. આપણે કહીએ કે, 'હું ને તું, બે દોસ્ત. આપણે પત્તા સાથે રમીએ.' કારણ કે આપણી રકમ કશી જવાની તો નથી ને ! આ નેચર એટલી બધી કરેક્ટ છે કે તમારો વાળ એકલો જ ચોરી લીધો હશે, તોય પણ એ જવાનો નથી. નેચર બિલકુલ કરેક્ટ છે, પરમાણુ, પરમાણુ સુધીનું કરેક્ટ છે. માટે વરીઝ રાખવા જેવું જગત જ નથી. મને ચોર મળશે, બહારવટિયો મળશે એવો ભય પણ રાખવા જેવો નથી. આ તો પેપરમાં આવે કે 'આજે ફલાણાને ગાડીમાં ઉતારીને દાગીના લૂંટી લીધા, ફલાણાને મોટરમાં માર્યા ને પૈસા લઈ લીધા.' તો હવે સોનું પહેરવું કે ના પહેરવું ? 'ડોન્ટ વરી !' કરોડ રૂપિયાનાં રત્નો પહેરીને ફરશો તોય તમને કોઈ અડી

શકે એમ નથી એવું આ જગત છે અને તે બિલકુલ કરેક્ટ છે. જો તમારી જોખમદારી હશે તો જ તમને અડશે. તેથી અમે કહીએ છીએ કે તમારો ઉપરી કોઈ બાપોય નથી, માટે 'ડોન્ટ વરી !' નિર્ભય થઈ જાવ !

**પ્રશ્નકર્તા :** એક માણસને આપણે પાંચસો રૂપિયા આપ્યા ને એ રૂપિયા પેલો પાછા આપી ન શક્યો અને બીજું, આપણે પાંચસો રૂપિયાનું દાન કર્યું, તો આ બેમાં શું તફાવત ?

**દાદાશ્રી :** આ દાન કર્યું એ જુદી વસ્તુ છે. એમાં દાન લે છે એ દેવાદાર બનતો નથી. તમારા દાનનો બદલો તમને બીજી રીતે મળે છે. દાન લેનાર માણસ એ બદલો નથી આપતો, જ્યારે પેલામાં તો તમે જેની પાસે રૂપિયા માગો છો તેની મારફતે જ તમને અપાવવું પડે છે, પછી છેવટે દહેજરૂપે પણ એ રૂપિયા આપશે. આપણામાં નથી કહેતા 'છોકરો છે ગરીબ કુટુંબનો પણ કુટુંબ ખાનદાન છે એટલે પચાસ હજાર એને દહેજ આપો.' આ શેની દહેજ આપે છે ? આ તો જે માગતું છે એ જ આપે છે. એટલે આવો હિસાબ છે બધો ! એક તો છોડી આપે છે ને ઉપરથી રૂપિયા પણ આપે છે, એટલે આ તો બધો હિસાબ ચૂકવાઈ જાય છે.

## પૈસા પાછા લેવામાં વિવેક ઘટે

**પ્રશ્નકર્તા :** કોઈ માણસે આપણને રૂપિયા આપવાના હોય, આપણે એને આપ્યા હોય એ આપણે એની પાસેથી પાછા લેવાના હોય અને એ ના આપે, તો એ વખતે આપણે પાછા લેવા માટે પ્રયત્ન કરવો કે પછી આપણું દેવું ચૂકતે થયું એમ સમજીને સંતોષ માનીને બેસી રહેવું ?

**દાદાશ્રી :** એમ નહીં, માણસ સારા હોય તો પ્રયત્ન કરવો ને નબળો માણસ હોય તો પ્રયત્ન જ છોડી દેવો.

**પ્રશ્નકર્તા :** પ્રયત્ન કરવો અથવા તો એમ કે ભઈ, આપણને આપવાના હશે તો એ ઘેર બેઠાં આપી જશે અને જો ના આવે તો સમજી લેવાનું કે આપણું દેવું ચૂકતે થયું એમ માની લેવાનું ?

**દાદાશ્રી :** ના, ના, એટલું બધું ના માનવું. આપણે સ્વભાવિક રીતે

પ્રયત્ન કરવો જોઈએ. આપણે એને કહેવું જોઈએ કે, 'અમને જરા પૈસાની ભીડ છે, જો આપની પાસે છૂટ થઈ હોય તો અમને મોકલી આપજો.' એવી રીતે વિનયથી, વિવેકથી કહેવું જોઈએ અને પછી ના આવે તો પછી આપણે જાણવું કે આપણો કોઈ હિસાબ હશે તો ચૂકતે થઈ ગયો. પણ આપણે પ્રયત્ન જ ના કરીએ તો એ આપણને મૂરખ માને અને એ ઊંધે રસ્તે ચડે.

**પ્રશ્નકર્તા :** એટલે એના માટે સામાન્ય પ્રયત્ન કરી જોવાનો ?

**દાદાશ્રી :** સામાન્ય એટલે એને કહેવાનું કે 'ભાઈ, અમારે પૈસાની જરા ભીડ છે, આપની પાસે હોય તો જરા જલદી મોકલી આપો તો સારું.' લેનારાનો જેટલો વિવેક હોયને, એવો વિવેક આપણે રાખવો જોઈએ. આપણી પાસે પૈસા લેવા હોય ને એ જેટલો વિવેક રાખે એટલો જ વિવેક આપણે એની પાસેથી પૈસા પાછા લેતી વખતે રાખવો જોઈએ. આ તો પૈસા લેતી વખતે આપણને પેલો ખ્યાલ રહે છે કે પૈસા તો મેં ધીરેલા છે, એ એનો ખ્યાલ રહે છે એ બધું નુકસાન બહુ કરે છે.

આ સંસાર તો બધું પઝલ છે, આમાં માણસ માર ખઈ ખઈને મરી જાય ! અનંત અવતારથી માર ખા ખા કર્યો અને છૂટકારાનો આવો વખત આવે ત્યારે પોતે છૂટકારો ના કરી લે, પછી ફરી છૂટકારાનો વખત જ ના આવે ને ! અને છૂટેલો હોય તે જ છોડાવડાવે, બંધાયેલો આપણને શું છોડાવડાવે ?

બાકી પૈસાનું મહત્ત્વ નથી, આપણું મન નબળું ના પડે એનું મહત્ત્વ છે. આપણને એક દહાડો વિચાર આવે કે 'આ પૈસા નહીં આપે તો શું થશે ?' એ આપણું મન પછી નબળું પડતું જાય. એટલે આપણે આપ્યા પછી નક્કી કરવું કે દરિયાની અંદર કાળી ચીંથરી બાંધીને મૂકીએ છીએ, પાછી આશા રખાય ? તો આપતા પહેલાં જ આશા રાખ્યા વગર જ આપો, નહીં તો આપવા નહીં.

## લોભ પણ આર્તધ્યાન કરાવે

ધર્મધ્યાનની ચાર આજ્ઞા ભગવાન મહાવીરની છે, તે કંઈ જૂની થઈ

ગઈ છે ? એ આજ્ઞા કંઈ જૂની થતી નથી, ભલે એનો કાળ લાંબો થઈ ગયો હોય. અત્યારે કોઈ શેઠ હોય ને એની પાસેથી બે હીરા કોઈ લઈ ગયો અને 'દસ દહાડે પૈસા આપીશ' એમ કહ્યું, પછી છ મહિના-બાર મહિના સુધી પૈસા ના આપે તો શું થાય ? શેઠને કશી અસર થાય ખરી ?

**પ્રશ્નકર્તા :** મારા પૈસા ગયા, એવું થાય.

**દાદાશ્રી :** મારું કહેવાનું કે એક તો હીરા ગયા એ ખોટ તો ગઈ અને ઉપરથી પાછું આર્તધ્યાન કરવાનું ? અને હીરા આપ્યા તે આપણે રાજી ખુશી થઈને આપ્યા છે, તો પછી એનું કશું દુઃખ હોય નહીં ને ?

**પ્રશ્નકર્તા :** લોભ હતો એટલે આપ્યા ને ?

**દાદાશ્રી :** અને પાછો એ જ લોભ આર્તધ્યાન કરાવડાવે છે. એટલે આ બધું અજ્ઞાનતાને લઈને થાય છે, ત્યારે જ્ઞાનમાં કોઈ પ્રકૃતિ નડતી નથી. આત્માને સ્વભાવદશામાં કોઈ પ્રકૃતિ નડતી નથી. એટલે હીરા આપેલા તે ગયા તો ગયા, પણ રાતે ઊંઘવા ના દે પાછા. દસ દહાડા થઈ ગયા ને પેલો બરાબર જવાબ ના આપતો હોય તો ત્યાંથી જ ઊંઘવાનું બંધ થઈ જાય. કારણ કે પચાસ હજારના હીરા છે, પણ શેઠની મિલકત કેટલી ? પચ્ચીસ લાખની હોય. હવે એમાં પચાસ હજારના હીરા બાદ કરીને સાડીચોવીસ લાખની મિલકત નક્કી ના કરવી જોઈએ ? અમે તો એવું જ કરતા હતા, મારી આખી જિંદગીમાં મેં બસ એવું જ કર્યું છે !

## સમજણ, બીજી ખોટ ના જવા દે

શેઠના હીરાના પૈસા ના આવ્યા હોય છતાં શેઠાણી કંઈ ચિંતા કરે ? ત્યારે શું એ ભાગીદાર નથી ? સરખા પાર્ટનરશીપમાં છે. હવે શેઠ કહે કે, 'પેલાને હીરા આપ્યા, પણ એના પૈસા નથી આપતો.' ત્યારે શેઠાણી શું કહેશે કે, 'બળ્યું, આપણા કર્યા હશે, તે નહીં આવવાના હોય તો નહીં આવે.' તોય શેઠના મનમાં થાય કે, 'આ અણસમજણવાળાં શું બોલી રહ્યાં છે !' આ સમજણનો કોથળો ! પેલાએ પચાસ હજારના હીરાના રૂપિયા ના આપ્યા તો આપણે પચ્ચીસ લાખની મિલકતમાંથી પચાસ હજાર બાદ

કરીને સાડીચોવીસ લાખની મિલકત નક્કી કરી નાખવી અને ત્રણ લાખની આપણી મિલકત હોય તો પચાસ હજાર બાદ કરીને અઢી લાખની મિલકત નક્કી કરી નાખવી.

**પ્રશ્નકર્તા :** એ સમાધાન લેવાની કેવી અજબની રીત છે, એકદમ તરત સમાધાન થઈ જાય !

**દાદાશ્રી :** એ તો નક્કી કરી નાખવાનું, સહેલો રસ્તો કરી ને ! અઘરો રસ્તો કાઢીને શું કામ છે ?

ખોટનો વેપાર કરે, એનું નામ વણિક કેમ કહેવાય ? ઘેર આપણા ભાગીદારને પૂછીએ, બૈરીને કે, 'આ પચાસ હજારનું ગયું તો તમને કંઈ દુઃખ થાય છે ?' ત્યારે એ કહેશે, 'ગયા માટે એ આપણા નથી.' ત્યારે આપણે ના સમજીએ કે આ બઈ આટલી સમજણવાળી છે, હું એકલો જ અક્કલ વગરનો છું ? અને બૈરીનું જ્ઞાન આપણે તરત પકડી લેવું પડે ને ? એક ખોટ ગઈ તેને જવા દે, પણ બીજી ખોટ ના ખાય. પણ આ તો ખોટ ગઈ તેની જ કાંણ માંડ્યા કરે ! અલ્યા, ગઈ તેની કાંણ શું કરવા કરે છે ? ફરી હવે ના જાય એની કાંણ કર. અમે તો ચોખ્ખું રાખેલું કે જેટલા ગયા એટલા બાદ કરીને મૂકી દો !

જુઓને, પચાસ હજારના હીરા પેલો લઈ જનારો નિરાંતે પહેરે અને અહીં આ શેઠ ચિંતા કર્યા કરે ! શેઠને પૂછીએ કે, 'કેમ કંઈ ઉદાસીન દેખાવ છો ?' ત્યારે કહેશે, 'કંઈ નહીં, કંઈ નહીં, કંઈ નહીં. આ તો જરા તબિયત બરોબર ઠીક નથી રહેતી.' ત્યાં ઊંધા લોચા વાળે. અલ્યા, સાચું રડને કે, 'ભઈ, આ પચાસ હજારના હીરા આપ્યા છે તેના પૈસા આવ્યા નથી, તેની ચિંતા મને થયા કરે છે.' આમ સાચું કહીએ તો એનો ઉપાય જડે ! આ તો સાચું રડે નહીં અને ગૂંચાઈ ગૂંચાઈને લોચા જ વાળ વાળ કરે.

## લક્ષણ કેવાં ? માનીનાં-લોભીનાં

અમે તો એવું નક્કી કરેલું કે આ રૂપિયા માગવા જઈએ, તો એ ફરી લેવા આવશે ને ? માટે માગવાનું જ બંધ કરો. ઉઘરાણી છોડી દો,

એટલે ભાંજગડ જ નહીં !

અમારે ઘેર તો ચાર ચાર ગાડીઓ પડી રહેતી, કારણ કે આવો પરગજુ માણસ કોણ મળે ? 'આવો અંબાલાલભાઈ' કરે એટલે ચાલ્યું ! આવા ભોળા માણસ કોણ મળે ? કશું બીજું ચા-પાણી નહીં કરો તોય ચાલશે, પણ 'આવો પધારો' કહ્યું કે બસ, બહુ થઈ ગયું ! જમવાનું નહીં કરે તોય ચાલશે, બે દહાડા ભૂખ્યો રહીશ. તારી ગાડીમાં આગલી સીટ પર મને બેસાડજે, પાછળ નહીં. એટલે પેલા લોકો આગલી સીટ મારી રોકી જ રાખે. હવે આવું કરનારું કોણ મળે ? માની બિચારા ભોળા હોય. એક માનને ખાતર બિચારા બધી રીતે છેતરાય. રાતે બાર વાગ્યે ઘેર આવે ને કહે, 'અંબાલાલભાઈ સાહેબ છે કે ?' ભાઈસાહેબ કહ્યું કે બહુ થઈ ગયું. એટલે માનીનો બીજા લોકો આવી રીતે લાભ ઉઠાવે ! પણ માનીને ફાયદો શો કરી આપે કે માનીને એવો ઊંચે ચડાવે અને એને એવો અફાળે કે ફરી માન બધું ભૂલી જાય. ઊંચે ચડ્યા પછી પડે ને !

તે અમને રોજ 'અંબાલાલભાઈ' કહેતા હોય અને એક દહાડો 'અંબાલાલ' કહે તો કડવું ઝેર જેવું લાગે.

આ માનને લઈને બધું ગૂંચાય છે, પણ માન સારું. માની માણસ થાય એ સારો. કારણ કે માની માણસને એમાં બીજા રોગ ના હોય, ફક્ત એને માન આપો કે ખુશ, અને લોભિયા માણસને તો પોતાનેય ખબર ના પડે કે મારામાં લોભ છે. માન અને ક્રોધ બે ભોળા સ્વભાવના છે, તે લગનમાં જાય ને 'આવો પધારો' કરે કે તરત જ ખબર પડી જાય. કોઈક કહેશે કે, 'શું કરવા છાતી કાઢો છો ?' અને લોભિયાને તો કોઈ કહેનારોય ના મળે !

લોભિયાની નિશાની શું ? આપણે પૂછીએ કે આ બે હીરા કોઈને આપ્યા પછી ના આવે તો તમને કશી અસર થાય ? ત્યારે કહેશે કે, 'એ તો થાય જ ને !' આ અસર થઈ એ જ લોભની નિશાની ! હીરા આપે બે, તેમાં નથી હાથને વાગ્યું, નથી અપમાન કર્યું, અપમાન કર્યું હોય તો તો માનને ઘા કર્યો કહેવાય. આ તો એવી કશી લેવાદેવા વગર હીરા આપ્યા

છે ! કોઈક કહેશે કે, 'એને ગાળો ભાંડી અપમાન કર્યું, તે શી રીતે સહન થાય ?' તો આપણે જાણીએ કે સંસારી છે એટલે સહન ના થાય ! પણ હીરા આપ્યા, એમાં નથી દેહને વાગ્યું કે નથી લોહી નીકળ્યું, તો આ શું પજવે છે ? આ લોભ નામનો ગુણ જ એને કૈડે છે, પજવે છે.

## ધીરેલા, તેને જ ચૂકવ્યા ! કેવી ફસામણ ?

એવું છે ને, કે આપણે કો'કના લીધા હોય, દીધા હોય, લેવા-દેવાનું તો જગતમાં કરવું જ પડે ને ! એટલે અમુક માણસને કંઈક રૂપિયા આપ્યા હોય તો તે કો'કના પાછા ના આવે તો એના માટે મનમાં કકળાટ થયા કરે, ઈચ્છાઓ થયા કરે કે 'એ ક્યારે આપશે, ક્યારે આપશે.' તો આનો ક્યારે પાર આવે ?

અમારેય એવું બનેલું ને ! પૈસા પાછા ના આવે એની ફિકર તો અમે પહેલેથી નહોતા કરતાં. પણ સાધારણ ટકોર મારીએ, એને કહી જોઈએ ખરા. અમે એક માણસને પાંચસો રૂપિયા આપેલા, આપ્યા તે તો ચોપડે લખવાના ના હોય કે ચિઠ્ઠીમાંય સહી કશું ના હોય ને ! તે પછી એને વર્ષ-દોઢ વર્ષ થયું હશે. મનેય કોઈ દહાડો સાંભરેલું નહીં. એક દહાડો પેલા ભાઈ ભેગા થઈ ગયા, મને યાદ આવ્યું. પછી મેં કહ્યું કે, 'પેલા પાંચસો રૂપિયા મોકલી આપો, જો તમારે હવે છૂટ થઈ હોય તો મારા પાંચસો રૂપિયા લીધેલા તે મોકલી આપજો.' ત્યારે એ કહે છે કે, 'શેના પાંચસો ?' મેં કહ્યું કે, 'તમે મારી પાસેથી લઈ ગયા હતા ને તે.' ત્યારે એ કહે કે, 'તમે મને ક્યાં ધીરેલા ? તમને રૂપિયા તો મેં ધીરેલા એ તમે ભૂલી ગયા છો ?' ત્યારે હું તરત સમજી ગયો. પછી મેં કહ્યું કે, 'હા, મને યાદ કરવા દો.' થોડીવાર આમતેમ વિચાર કરીને મેં કહું કે, 'હા, મને યાદ આવે છે ખરું, માટે કાલે આવીને લઈ જજો.' પછી બીજે દહાડે રૂપિયા આપી દીધા. એ માણસ અહીં આવીને ચોંટે કે તમે મારા રૂપિયા નથી આપતા તો શું કરો ? આવા બનેલા દાખલાઓ છે.

એટલે આ જગતને શી રીતે પહોંચી વળાય ? આપણે કોઈને રૂપિયા આપ્યા હોય ને, તે આ દરિયામાં કાળી ચીંથરીએ બાંધીને મહીં મૂક્યા પછી

આશા રાખવી એના જેવી મૂર્ખાઈ છે. વખતે આવ્યા તો જમે કરી લેવા ને તે દહાડે એને ચા-પાણી પાવા કે, 'ભાઈ, તમારો ઋણ માનવો પડે કે તમે રૂપિયા પાછા આવીને આપી ગયા, નહીં તો આ કાળમાં રૂપિયા પાછા આવે નહીં. તમે આપી ગયા તે અજાયબી જ કહેવાય.' એ કહે કે, 'વ્યાજ નહીં મળે.' તો કહીએ, 'મૂડી લાવ્યો એ જ ઘણું છે ને !' સમજાય છે ? આવું જગત છે ! લાવ્યો છે તેને પાછા આપવાનું દુઃખ છે, ધીરે છે તેને પાછા લેવાનું દુઃખ છે. હવે, આમાં કોણ સુખી ? અને છે 'વ્યવસ્થિત' ! નથી આપતો તેય 'વ્યવસ્થિત' છે અને મેં ડબલ આપ્યા તેય 'વ્યવસ્થિત' છે.

**પ્રશ્નકર્તા :** આપે બીજા પાંચસો રૂપિયા પાછા કેમ આપ્યા ?

**દાદાશ્રી :** ફરી કોઈ અવતારમાં એ ભઈ જોડે આપણને પ્રસંગ ના પડે, એટલી જાગૃતિ રહે ને, કે આ તો ઘર ભૂલ્યા. એ કહેશે કે, 'મારાથી અપાય એવા નથી, તો માંડવાળ કરજો.' તો એને પહોંચી વળાય ને ફરી આવતા અવતારમાં ભેગો થાય તો વાંધો નથી ! પણ આવા માણસના તો કોઈ અવતારમાંય દર્શન ના થવાં જોઈએ. અમારી નાતને તો અડે જ નહીં તો સારું. અમારી નાતમાં ક્યાં સુધી અડે કે એ કહે કે, 'મારી પાસે સગવડ નથી તો તમે માંડવાળ કરો.' ત્યાં સુધી અમારી નાતને અડે. પણ જે આવું બોલે તે તો અમારી નાતને અડેય નહીં. કામ જ ના ચાલે ને ! અમારી નાત જોડે લેવાદેવા જ નહીં ને ! ફરી ભેગો જ ના થાય તો સારું, ફરી એનાં દર્શન જ ના થશો. પેલો જાણે કે, 'હું ફાવ્યો.' અમે કહીએ કે, 'તું ફાવ્યો છું અને અમારી ઇચ્છા હતી, મારો મોટો હિસાબ પતી ગયો ને ! માટે તું ફાવ !' આ ક્વૉલિટીને તો કેવી રીતે પહોંચી વળાય ? હવે આને તો ન્યાય કહેવો કે અન્યાય ? કોઈ કહેશે કે, 'તમે ન્યાય કરાવીને પાછા રૂપિયા લો.' મેં કહ્યું કે, 'ના, આ તો હવે ઓળખાણ પડી કે આવી ક્વૉલિટી હોય છે. માટે આ જ્ઞાતિથી તો છેટા, બહુ છેટા જ રહો અને આમની જોડે તો ખરાં-ખોટાનો ન્યાય કરતાં તો તલવારો ઊડે એટલું થાય.'

## ઉઘરાણી કરીએ તો ફરી માગેને ?

લોકોએ જાણ્યું કે મારી પાસે પૈસા આવ્યા છે, એટલે મારી પાસે

લોકો પૈસા માગવા આવ્યા. તે પછી '૭૨ થી '૭૪ સુધી મેં બધાને આપ આપ જ કર્યું. પછી '૭૫માં મેં નક્કી કર્યું કે હવે આપણે તો આ મોક્ષ તરફ જવું છે. આ લોકોની જોડે આપણને હવે મેળ ક્યાં સુધી પડશે ? માટે આપણે એવું નક્કી કરો કે આ પૈસાની ઉઘરાણી કરીએ તો ફરી પાછા રૂપિયા લેવા આવશે ને તો ફરી વ્યવહાર ચાલુ રહેશે, એના કરતાં ઉઘરાણી કરવાની બંધ કરી દો તો વ્યવહાર જ બંધ થઈ જાય. ઉઘરાણી કરીએ તો પાંચ હજાર આપીને પાછા દસ હજાર લેવા આવે. એના કરતાં આ પાંચ હજાર એની પાસે રહે તો એના મનમાં એમ થાય કે 'હવે ભેગા ના થાય તો સારું.' અને રસ્તામાં મને દેખે ને, તો પેલી બીજી બાજુથી જતો રહે, તે હું પણ સમજી જાઉં. એટલે હું છૂટ્યો, મારે આ બધાને છોડવા હતા ને એ બધાએ છોડ્યો મને !

હવે એ ટોળામાં શા માટે પેઠો હતો ? માન ખાવા માટે. માન ખાવાનો મહીં મોહ રહેલો એથી માન ખાવા મહીં પેઠેલો. પણ હવે નીકળવું શી રીતે ? પણ મને આ રસ્તો જડી ગયો. જ્યારે જ્યારે મારા મનમાં નક્કી થાય કે હવે શી રીતે નીકળવું ? તે ઘડીએ મને સૂઝ પડી જાય. એટલે મેં નક્કી કર્યું કે આ પૈસા માગવા નથી, એટલે રસ્તો આવી જશે. એવો સરસ અંત આવી ગયો કે કોઈ આવતું જ બંધ થઈ ગયું. એમાંથી બે-ચાર જણ આવીને આપી ગયા હશે, પછી મેં એમને મોઢે જ કહી દીધેલું કે, 'ભઈ, હવે તો મેં વ્યવહાર આ હીરાબાને સોંપી દીધો છે. મે મારા હાથમાં કશું રાખ્યું નથી' એવું કહી દીધેલું. એટલે ફરી ભાંજગડ જ મટી ગઈ ને ! 'હવે મારા હાથમાં કશું નથી, ઘરમાં મારું ચલણ પણ નથી' એવું કહી દીધેલું.

## ... તોય રૂપિયાની ચિંતા

કોઈને રૂપિયા ઉછીના આપ્યા હોય, બે ટકાના વ્યાજે કે દોઢ ટકાના વ્યાજે કે પછી ત્રણ ટકાના વ્યાજે, પણ ફરી કોઈ દહાડો દેખાવાના નથી એવી રીતે આપવા. એટલે જ્યારે પછી પાછા આવે ત્યારે નફો જાણવો. એક વખત રૂપિયા અપાઈ ગયા પછી એની ચિંતા ઉપાધિ કરવાની ના હોય. કારણ કે તમારા હાથમાં સત્તા જ નથી આ. આ મનુષ્યોના હાથમાં જીવવાનીય એક ઘડીવાર સત્તા જ નથી. કઈ સેકન્ડે

મરી જશે એનું ઠેકાણું નથી ને રૂપિયાની ચિંતા કર્યા કરે છે. અલ્યા, રૂપિયાની ચિંતા થતી હશે ?

## ...એમાં આપણી જ ભૂલ

એક વણિકને ત્યાં બ્રાહ્મણ ચારસો રૂપિયા માગતો હતો, તે જપ્તી કરવા ગયો. એટલે વણિક તો ચિડાયો, 'સાલા નાલાયકો' એમ બોલતો જાય અને પછી પાછો કહે, 'મારા જેવો કોઈ નાલાયક જ નથી ને !' અલ્યા, તું પોતાને ગાળો દે છે ? પાછો પેલાને એટલી બધી ગાળો દીધી અને બોલે પાછો શું ? 'મારા જેવો કોઈ નાલાયક નથી.' રૂપિયા ના આપ્યા ત્યારે આ દશા થઈને ! એવું કહે અને પાછો પેલાને નાલાયક કહે ! અલ્યા, આ કઈ જાતના છો ? આ તો જાત જાતની ખોપરી છે. હવે એ પેલાને નાલાયક કહે, પછી પાછું પોતાનું આવું બોલે, એટલે પછી આપણને હસવું જ આવે ને ?

માટે આ જગતને તો કેમ પહોંચી વળાય ? એટલે આપણે તો શું કહ્યું કે, 'ભોગવે તેની ભૂલ.' આપણી ભૂલ છે એવું ક્યારે માલમ પડશે કે જ્યારે આપણને ભોગવવાનું થશે ત્યારે. એ સહેલો રસ્તો છે ને ?

એક ભાઈએ તમને અઢીસો રૂપિયા આપ્યા નહીં ને તમારા અઢીસો રૂપિયા ગયા, તેમાં ભૂલ કોની ? તમારી જ ને ? ભોગવે તેની જ ભૂલ. આ જ્ઞાનથી ધર્મ થશે, એટલે સામા પર આરોપ કરવાનો, કષાય કરવાનું બધું છૂટી જશે. એટલે આ 'ભોગવે તેની ભૂલ' એ તો મોક્ષે લઈ જાય એવું છે ! આ તો એક્ઝેક્ટ નીકળેલું છે કે 'ભોગવે એની ભૂલ.'

❖❖❖❖❖

## [૨૩]
# આંતરવાથી પડે અંતરાય

### ઉપાદાન 'નિશ્ચય'નું, આશીર્વાદ 'નિમિત્ત'

**પ્રશ્નકર્તા :** મનમાં ધાર્યું હોય કે આ કાર્ય કરવું છે ને એ સફળ ના થતું હોય, છતાંય મહીં જે વિલપાવર છે કે આ કાર્ય સફળ થશે જ, તો એ બરોબર છે ?

**દાદાશ્રી :** હા, એ બરોબર છે, એ કામ થશે જ. કારણ કે જો વિલપાવર હશે ને, તો એ કામ થશે જ. અને વિલપાવર તૂટી ગયો તો એમ કામ નહીં થાય. વિલપાવર ઉપરથી આપણે ભવિષ્ય ભાખી શકીએ કે આ કામ થશે કે આ કામ નહીં થાય. એટલે જે કામ માટે વિલપાવર ના હોય તો એ કામ છોડી દેવું અને વિલપાવર હોય તો એ કામ પકડી રાખવું, એ કામને વહેલું-મોડું પણ થયે જ છૂટકો છે ! તમારો ભાવ અને જોડે દુવા પણ જોઈએ, બેઉ સાથે હોય તો કામ થાય.

**પ્રશ્નકર્તા :** વિલપાવર કરતાં દુવા આગળ નીકળી જાય ?

**દાદાશ્રી :** હા, પણ બેઉ સાથે જોઈએ. વિલપાવર ના હોય તો દુવા કશુંય કામ ના કરે. તમારો વિલપાવર અને 'આ' દુવા, બે ભેગું થાય તો કામ સફળ થાય. દુવા કોની વધારે પહોંચે ? કે જેને આ જગતમાં કોઈ ચીજ જોઈતી ના હોય, કોઈ ચીજની ભીખ ના હોય, જેને લક્ષ્મીની ભીખ ના હોય, વિષયોની ભીખ ના હોય, માનની ભીખ ના હોય, કીર્તિની ભીખ ના હોય, ત્યારે એમની દુવા આપણને પહોંચે. જ્યાં સુધી માનની ભીખ છે, લક્ષ્મીની ભીખ છે ત્યાં સુધી દુવા ના પહોંચે.

## વિચારે કરીને પડેલાં અંતરાય...

**પ્રશ્નકર્તા :** જે કાર્ય કરીએ છીએ એમાં વિરોધી શક્તિ આવે છે ને એ કાર્યને અટકાવે છે, તે શા માટે એવું થાય છે ?

**દાદાશ્રી :** આપણને સાચું કાર્ય કરવા જતાં અટકાવે છે, એને અંતરાય કર્મ કહે છે. એવું છે, એક દહાડો બગીચાથી કંટાળ્યો હોય ને, તો હું બોલી દઉં કે, 'આ બગીચામાં કોઈ દહાડોય આવવા જેવું નથી.' અને પછી આપણે જ્યારે ત્યાં જવાનું થાય ને, ત્યારે આપણો જ ઊભો કરેલો અંતરાય પાછો સામો આવે, તે બગીચામાં જવા ના મળે. આ જેટલા અંતરાય છે એ બધા આપણા જ ઊભા કરેલા છે, એમાં વચ્ચે કોઈની ડખલ નથી. કોઈ જીવનામાં કોઈ પણ જીવની ડખલ છે જ નહીં, પોતાની જ ડખલોથી આ બધું ઊભું થયું છે. આપણે બોલ્યા હોઈએ કે, 'આ બગીચામાં આવવા જેવું જ નથી.' અને ફરી પાછા ત્યાં જવાનું થાય, તે દહાડે પછી આપણને મહીં કંટાળો આવ્યા કરે, બગીચાના ઝાંપા સુધી જઈને પાછું આવવું પડે, એનું નામ જ અંતરાય કર્મ ! કારણ કે ડખલ કરી કે અંતરાય પડ્યો.

વાંદરાની ખાડી પાસે ઊભો રહ્યો હોય તો દુર્ગંધ આવ્યા કરે, ઘણુંય બગીચામાં જવું હોય પણ બગીચામાં જવાય નહીં, એનું શું કારણ ? કે પોતે અંતરાય બાંધ્યા છે, આ ભોગવવાનાં અંતરાય બાંધ્યા છે. એ અંતરાય તૂટે તો કામ થઈ જાય. પણ અંતરાય તૂટે કઈ રીતે ? 'જવું છે, પણ શાથી નથી જવાતું' એવો વિચાર કર કર કર્યા કરે ને, તો એ અંતરાય બધા તોડે. કારણ કે વિચારોથી અંતરાય પડ્યા છે અને વિચારો જ એ અંતરાયને તોડે છે. 'જવાય છે, નહીં જઈએ તો શું જતું રહેવાનું છે ?' એવા વિચારથી અંતરાય પડે છે. અને 'જવું જ છે, કેમ ના જવાય ?' એ વિચારોથી અંતરાય તૂટે છે.

## અન્યને આંતરતા પડે અંતરાય

રાજા કોઈના પર ખુશ થઈ જાય એટલે કારભારીને કહે કે, 'આને એક હજાર રૂપિયા આપી દેજો.' ત્યારે પેલો કારભારી સો આપે. કેટલીક જગ્યાએ તો કારભારી ઠાકોરને સમજાવી દે કે, 'આ માણસમાં કશું છે જ

નહીં, આ તો બધું ખોટું છે.' આપવા તૈયાર થયો હોય તેને આંતરે. ત્યારે એનું ફળ આવતાં ભવે શું આવે ? ભાઈને કોઈ દહાડોય પૈસા ભેગા ના થાય, લાભાંતરાય થાય. કો'કના લાભને આપણે આંતર્યો એટલે લાભાંતરાય થાય. એવી રીતે જે જે તમે આંતરો, કોઈનાં સુખને આંતરો, કોઈનાં વિષયસુખને આંતરો, જે બધામાં તમે આંતરો પાડો તે બધાના તમને આંતરા પડે અને પછી શું કહેશે કે, 'મને અંતરાય કર્મ નડે છે.' કોઈ સત્સંગમાં આવવા તૈયાર થાય ને તમે ના કહો એટલે તમને અંતરાય પડે. એટલે જેમાં તમે આંતરો પાડો તેનું ફળ તમારે ભોગવવું પડશે. કેટલાક કારભારી તો એવા દોઢ ડાહ્યા હોય કે રાજાને પેલાને બક્ષિસ આપવા ના દે. રાજાને એવી સલાહ આપે ખરા ? ત્યારે પછી શું થાય ? એણે અંતરાય પાડ્યા માટે એને અંતરાય ઊભા થાય છે, પછી એને કોઈ જગ્યાએ લાભ જ ના થાય. કેટલાક તો કોઈ ગરીબ માણસને કોઈ માણસ આપતો હોય તો એ પહેલાં તો અંતરાય પાડે. અલ્યા, એમાં ડખો શું કરવા કરો છો ?

તમારે ત્યાં નાતમાં બધા જમવા બેઠાં હોય, તેમાં એક જણ કહે કે, 'આ ચાર-પાંચ જણને જમવા બેસાડી દો.' ને તમે ના કહોને, એ તમે જમવામાં અંતરાય પાડો છો. તે પછી તમે કોઈ જગ્યાએ એવી જ મુશ્કેલીમાં, ખરેખરા મુશ્કેલીમાં મુકાઈ જાવ. બીજાનામાં ડખલ કરી ત્યારે ભાંજગડ થઈ ને ! એટલે આપણે એટલું સમજવું જોઈએ ને, કે આ અંતરાય કર્મ શાથી આવે છે ? જો જાણતા હોય તો આપણે ફરી એવું ના કરીએ ને ? આ બધું તમારું જ આંતરેલું છે. જે છે તે તમારી જ જવાબદારી પર કર્યું છે. પોતાની જ જવાબદારી પર કરવાનું છે, માટે સમજીને કરજો.

**પ્રશ્નકર્તા :** એવું પણ બને ને, કે રાજાએ તો કહ્યું હજાર આપી દેજો, પણ તિજોરીની ખબર તો કારભારીને જ હોય ને ?

**દાદાશ્રી :** હા, પણ રાજાનાં હિત માટે કરતો હોય તો જુદી વાત છે, પણ આ તો એને કટેવ જ પડેલી હોય, એનાથી દેખ્યું જાય નહીં. 'મને તો આખો પગાર જ હજાર રૂપિયા મળે છે અને આ લોકોને શાના આમ આપી દે છે ?' એટલે એને દેખ્યું જાય નહીં. 'બીજાને શાના આપી દે, મને આપોને !' એવું તમારે જોવામાં નથી આવતું ?

**પ્રશ્નકર્તા :** જો કારભારી જાણે કે તિજોરીમાં સો રૂપિયા જ છે, તો એનો દોષ ખરો કે નહીં ?

**દાદાશ્રી :** ના, તો દોષ નહીં. પણ તોય એણે રાજાસાહેબને વિનંતી કરવી જોઈએ કે 'સાહેબ, આપણી તિજોરીમાં મહીં કશું નથી.' પણ આ તો હોય છતાંય અંતરાય પાડે. આ ઘરમાં બાબો આપતો હોય તોય તમે ના પાડી દો કે 'નથી આપવાના.' તો એ બાબાને અંતરાય કર્મ નથી, પણ તમારે તો અંતરાય કર્મ પડ્યું.

આ તો અંતરાય કર્મ નડે છે, નહીં તો આત્મા જ્યાં પ્રાપ્ત હોય ત્યાં હરેક ચીજ હોય, જે જે વિચારે એ ચીજ હાજર જ હોય, પણ આ તો બધે પોતે અંતરાય પાડ્યા છે તેને લઈને બધું અંતરાયું છે ! આત્મા હોય ત્યાં એની ઈચ્છા થાય તે પ્રમાણે બધું તૈયાર જ હોય. આત્મા તો ભગવાન છે, એ તો કંઈ જેવી તેવી વાત છે ? પણ આપણે પોતે અંતરાય પાડ્યો છે એટલે શું થાય ? આપણે તો એટલું સમજવું જોઈએ કે ભાઈ, આ અંતરાય કર્મ શાથી નડે છે ! આ લોકે નથી કહેતાં કે 'મારે તો અંતરાય નડે છે ?' અલ્યા, પણ શાથી ? જો જાણતાં હોય તો આપણે ફરી આવું ના કરીએ ને ?

## કેવી મોટી ભૂલ ! શી રીતે સમજાય ?

કેટલા બધા અંતરાય પાડ્યા છે જીવે ! આ જ્ઞાની પુરુષ છે, હાથમાં મોક્ષ આપે છે, ચિંતારહિત સ્થિતિ બનાવે છે, તો પણ અંતરાય કેટલા બધા છે કે એને વસ્તુની પ્રાપ્તિ જ ના થાય !

ભગવાન તો આ રહ્યા, તમારી મહીં હું દેખું છું, પણ તમને દેખાતા નથી. ભગવાન ક્યાં છેટા ગયા છે ? પણ શું થયું છે ? કે વચ્ચે અંતરાય પડ્યા છે, તે પોતાને શી રીતે દેખાય હવે ? એ અંતરાય પોતે જ પાડ્યા છે. શું કહે છે કે, 'હું ચંદુલાલ છું.' ત્યારે ભગવાન શું કહે છે કે, 'સારું. ત્યારે જેટલું બોલ્યા એટલા તમને આંતરા પડ્યા.' હવે એ આંતરા આપણે જ તોડવા પડશે. પણ એ પોતાની જાતે પાછું તૂટે નહીં, એ તો જ્ઞાની પુરુષ ભેગા થાય ને એ તોડી આપે ત્યારે તૂટે !

**જય સચ્ચિદાનંદ**

## દાદા ભગવાન પ્રરુપિત આધ્યાત્મિક પ્રકાશનો

1. ભોગવે તેની ભૂલ
2. બન્યું તે જ ન્યાય
3. એડજસ્ટ એવરીવ્હેર
4. અથડામણ ટાળો
5. ચિંતા
6. ક્રોધ
7. માનવધર્મ
8. સેવા-પરોપકાર
9. હું કોણ છું ?
10. દાદા ભગવાન ?
11. ત્રિમંત્ર
12. દાન
13. મૃત્યુ સમયે, પહેલાં અને પછી
14. ભાવના સુધારે ભવોભવ
15. વર્તમાન તીર્થંકર શ્રી સીમંધર સ્વામી
16. પ્રતિક્રમણ (ગ્રંથ, સંક્ષિપ્ત)
17. પતિ-પત્નીનો દિવ્ય વ્યવહાર (ગ્રં., સં.)
18. મા-બાપ છોકરાંનો વ્યવહાર (ગ્રં., સં.)
19. પૈસાનો વ્યવહાર (ગ્રં., સં.)
20. સમજથી પ્રાપ્ત બ્રહ્મચર્ય (ગ્રં., સં.)
21. વાણીનો સિદ્ધાંત
22. કર્મનું વિજ્ઞાન
23. પાપ-પુણ્ય
24. સત્ય-અસત્યના રહસ્યો
25. અહિંસા
26. પ્રેમ
27. ચમત્કાર
28. વાણી, વ્યવહારમાં....
29. નિજદોષ દર્શનથી, નિર્દોષ
30. ગુરુ-શિષ્ય
31. આપ્તવાણી-૧
32. આપ્તવાણી-૨
33. આપ્તવાણી-૩
34. આપ્તવાણી-૪
35. આપ્તવાણી-૫-૬
36. આપ્તવાણી-૭
37. આપ્તવાણી-૮
38. આપ્તવાણી-૯
39. આપ્તવાણી-૧૦ (પૂ.,ઉ.)
40. આપ્તવાણી-૧૧ (પૂ.,ઉ.)
41. આપ્તવાણી-૧૨ (પૂ.,ઉ.)
42. આપ્તવાણી-૧૩ (પૂ.,ઉ.)
43. આપ્તવાણી-૧૪ (ભાગ ૧થી ૪)
44. આપ્તસૂત્ર
45. ક્લેશ વિનાનું જીવન
46. સહજતા

**(ગ્રં.-ગ્રંથ,સં.-સંક્ષિપ્ત, પૂ.-પૂર્વાર્ધ, ઉ.-ઉત્તરાર્ધ)**

હિન્દી, અંગ્રેજી, મરાઠી, તેલુગુ, મલયાલમ, પંજાબી, ઉડીયા, જર્મન તથા સ્પેનીશ ભાષામાં ભાષાંતરિત થયેલા પરમ પૂજ્ય દાદા ભગવાનના પુસ્તકો પણ ઉપલબ્ધ છે.

**'દાદાવાણી' મેગેઝિન દર મહિને ગુજરાતી, હિન્દી તથા અંગ્રેજી ભાષામાં પ્રકાશિત થાય છે.**

# સંપર્કસૂત્ર

## દાદા ભગવાન પરિવાર

**અડાલજ** : **ત્રિમંદિર,** સીમંધર સીટી, અમદાવાદ-કલોલ હાઈવે, અડાલજ, જિ. ગાંધીનગર-૩૮૨૪૨૧. **ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦
**e-mail :** info@dadabhagwan.org

**રાજકોટ** : **ત્રિમંદિર,** અમદાવાદ-રાજકોટ હાઈવે, તરઘડીયા ચોકડી પાસે, ગામ - માલિયાસણ, રાજકોટ. **ફોન :** ૯૯૨૪૩૪૩૪૭૮

**ભુજ** : **ત્રિમંદિર,** હિલ ગાર્ડનની પાછળ, એરપોર્ટ રોડ, સહયોગનગર પાસે, ભુજ (કચ્છ). **ફોન :** (૦૨૮૩૨) ૨૯૦૧૨૩

**મોરબી** : **ત્રિમંદિર,** પો. જેપુર, (મોરબી) નવલખી રોડ, તા. મોરબી, જિ. રાજકોટ **ફોન :** (૦૨૮૨૨) ૨૯૭૦૯૭, ૯૬૨૪૧૨૪૧૨૪

**સુરેન્દ્રનગર** : **ત્રિમંદિર,** સુરેન્દ્રનગર-રાજકોટ હાઈવે, લોક વિદ્યાલય પાસે, મુળી રોડ, સુરેન્દ્રનગર. **ફોન :** ૯૭૩૭૦૪૮૩૨૨

**ગોધરા** : **ત્રિમંદિર,** ભામૈયા ગામ, એફ.સી.આઈ. ગોડાઉનની સામે, ગોધરા, જિ. પંચમહાલ. ફોન : (૦૨૬૭૨) ૨૬૨૩૦૦

**અમદાવાદ** : **દાદા દર્શન,** ૫, મમતાપાર્ક સોસાયટી, નવગુજરાત કોલેજની પાછળ, ઉસ્માનપુરા, અમદાવાદ-૧૪. **ફોન:** (૦૭૯) ૨૭૫૪૦૪૦૮

**વડોદરા** : **દાદામંદિર,** ૧૭, મામાની પોળ, રાવપુરા પોલીસ સ્ટેશનની સામે, સલાટવાડા, વડોદરા. **ફોન :** ૯૯૨૪૩૪૩૩૩૫

| | | | |
|---|---|---|---|
| **અમરેલી** | : ૯૪૨૬૯ ૮૫૬૩૮ | **ભરૂચ** | : ૯૯૨૪૩ ૪૮૮૮૨ |
| **ભાવનગર** | : ૯૯૨૪૩ ૪૪૪૨૫ | **નડીયાદ** | : ૯૯૯૮૯ ૮૧૯૬૫ |
| **જામનગર** | : ૯૮૨૪૨ ૭૭૭૨૩ | **સુરત** | : ૯૫૭૪૦ ૦૮૦૦૭ |
| **જૂનાગઢ** | : ૯૯૨૪૩ ૪૪૪૮૯ | **વલસાડ** | : ૯૯૨૪૩ ૪૩૨૪૫ |
| **ગાંધીનગર** | : ૯૯૨૪૧ ૨૪૦૪૨ | **મુંબઈ** | : ૯૩૨૩૫ ૨૮૯૦૧ |
| **ગાંધીધામ** | : ૯૯૨૪૩ ૪૮૮૪૪ | **દિલ્હી** | : ૯૮૧૦૦ ૯૮૫૬૪ |
| **મહેસાણા** | : ૯૯૨૫૬ ૦૫૩૪૫ | **બેંગ્લોર** | : ૯૫૯૦૯ ૭૯૦૯૯ |
| **પાલનપુર** | : ૯૮૨૫૨ ૮૦૯૨૩ | **કોલકતા** | : ૯૮૩૦૦ ૯૩૨૩૦ |
| **ભાદરણ ત્રિમંદિર** | : ૯૯૨૪૩ ૪૩૭૨૯ | **પૂના** | : ૯૪૨૨૬ ૬૦૪૯૭ |

| | | | |
|---|---|---|---|
| **U.S.A.** | : +1 877-505-DADA (3232) | **Australia** | : +61 421127947 |
| **U.K.** | : +44 330-111-DADA (3232) | **New Zealand** | : +64 21 0376434 |
| **Kenya** | : +254 722 722 063 | **Singapore** | : +65 81129229 |
| **UAE** | : +971 557316937 | | |

**વેબસાઈટ : www.dadabhagwan.org**

## જગકલ્યાણી આપ્તવાણી !!

નિરંતર, સવારે દાતણ કરતી વખતે ય આ (ટેપ મશીન) મૂકવામાં આવે છે. એક શબ્દ બોલે એ છોડતા નથી આ લોકો. અને પછી પુસ્તકો છપાય એનાં. આ વાંચશે તો કલ્યાણ થઈ જાય. આ વાણી વાંચતા જ દિલ ઠરી જાય. આ કાળની મોટામાં મોટી અજાયબી છે. લોક તો અમેરિકામાં આફરીન થઈ ગયા આ આપ્તવાણી વાંચીને. જગતને બહુ કલ્યાણકારી છે ને ! જગતને હિતકારી છે ને ! આખા જગતનો કાટ કાઢી નાખે એવી વાણી છે આ.

- દાદાશ્રી

આત્મવિજ્ઞાની 'એ. એમ. પટેલ'ની મહીં પ્રગટ થયેલા

# દાદા ભગવાનના અસીમ જય જયકાર હો

dadabhagwan.org

ISBN 978-81-89725-70-9
9 788189 725709
Printed in India
Price ₹100